શેક્સપીઅર માળા નં. ૫ મો.

# ડેન્માર્કનો રાજકુમાર,

# હેમ્લેટ.

( વસ્તુ-સંકળના અને પાત્રભેદના વિવેચન સહિત )

કરૂણ-રસપ્રધાન નાટક પંચાંકી.

ભાષાંતર કર્ત્તા અને પ્રકાશક,

નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ.

લૉજીક અને ફિલોસોફીના પ્રોફેસર, સામળદાસ કૉલેજ,

ભાવનગર.

भुजवन तरुच्छायां येषां निषेव्य महौजसाम्
जलधिरशना मेदिन्यासीदसाव कुतोभया ।
स्मृतिमपि न ते यान्ति क्ष्मापा विना यदनुग्रहम्
प्रकृतिमहसे कुर्मस्तस्मै नमः कवि कर्मणे ॥ १ ॥

આવૃત્તિ ૧ લી.    પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૩.    સન ૧૯૧૭.

મૂલ્ય રૂ. ૧—૮—૦

तर्कोऽप्रतिष्ठः श्रुतयो विभिन्नाः
नासौ मुनिर्यस्य वचः प्रमाणम् ।
धर्मस्य मूलं निहितं गुहायां
महाजनो येन गतः स पन्थाः ॥

Logic is unstable and the scriptures differ one from the other: nor is there any sage whose words may be respected. The root of virtue is deep hidden. This one thing only we can do—to follow in the path by which the good have gone.

(ON THE SUBHASHITAVALI OF VALLABHDEVA

BY P. PETERSON, M. A.)

પ્રકાશક—નરભેશંકર પ્રાણજીવન દવે, એમ. એ. ભાવનગર.

અમદાવાદ—સલાપોસ રોડ.
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



THE MAHARAJAH OF BHAVNAGAR K.C.S.I.

**નેક નામદાર મહારાજા સાહેબ ગોહેલ–કુળ–ભાણ**

**રાઓળશ્રી ભાવસિંહજી બહાદુર,**

**કે. સી. એસ. આઈ.**

**સંસ્થાન ભાવનગરના તખ્તનશીન**

**મહારાજા સાહેબ.**

રાજેંદ્ર,

પ્રતાપી વીરોની પ્રચંડ બાહુએ ઉચકેલી તલવારવડે મેળવેલા વિજયો કરતાં પણ વિજયી, મેઘની ગર્જના અને વિજળીના ચમકારાને પોતાની કલ્પનામાં રમાડનારી, ઇશ્વરના મહીમાને બતાવનારી, અને જગત્નું યથાસ્વરૂપ જ્ઞાન આપણાં હૃદયચક્ષુ સમીપ ખડું કરનારી, મનોહર પ્રતાપવાળી સુકવિની વાણી કોને મુગ્ધ કરતી નથી ? આપ દેવી સરસ્વતીના ઉપાસક છો, રસિક લેખનું પોષણ કરવામાં ઉત્સુક છો, પ્રસંગોપાત ઇનામ આપી મારા કાર્યને ઉત્તેજીત કરો છો, તેથી જ જગતવંદ્ય મહાકવિ શેકસપીઅર વિરચિત આ પાંચમું પણ સર્વોત્તમ પુષ્પ દૂરથી લાવી આપના કર્ણ–કરમાં મુકું છું, તે સ્વીકારશો.

લી. આપનો હમેશનો

તાબેદાર સેવક,

નરભેશંકર પ્રાણશંકર દવે.

# પ્રસ્તાવના.

ઓથેલો, હેમ્લેટ, મૅકબેથ અને લીયર—આ ચાર નાટકો શેકસપીઅરનાં નાટકોમાં વધારે ઉત્તમ ગણાય છે. તેમાંય હેમ્લેટનું સ્થાન અપ્રતિમ છે. વસ્તુના સંવિધાનમાં, પાત્રોના ચિત્રણમાં અને રસમાં આ નાટકની બરોબરી શેકસપીઅરનું પણ અન્ય કોઇ નાટક કરી શકતું નથી. તેમાંય હેમ્લેટના પાત્રમાં કોઇ અપૂર્વ રસ જામે છે. તેથી લાંબે ગાળે પણ, આ નાટક ગુર્જ્જર બંધુઓ સમક્ષ મૂકતાં મને ઘણો આનંદ થાય છે, અને આશા છે કે ગુર્જ્જર બંધુઓ પણ એવાજ આનંદથી આ નાટકનો સત્કાર કરશે.

અમારા રસજ્ઞ, સાહિત્ય-પ્રેમી અને ગુણજ્ઞ નેક નામદાર મહારાજા સાહેબ **સર ભાવસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ.** ને, શેકસપીઅર માળાના અન્ય મણકાની માફક, આ નાટક પણ અર્પણ કરવામાં આવ્યું છે, અને પોતાની મુબારક છબી આ નાટકમાં પણ મૂકવાની પરવાનગી આપી મને તે નામદારશ્રીએ અત્યંત ઉપકૃત કર્યો છે. ગ્રંથની શોભામાં તેથી બેશક બહુ વધારો થાય છે.

ભાષાંતર કરવાની પદ્ધતિ મેં આ નાટકમાં ફેરવી નાખી છે. કલમને સેહેજ છૂટી મૂકી દીધી છે, અને જો કે હું મૂળને હજી વળગી રહ્યો છું, તથાપિ રૂઢ ભાષાના લોભની ખાતર મૂળના વિચારો ક્યાંક ક્યાંક સેહેજ જૂદી રીતે ઉતારેલા માલમ પડશે. આશા છે કે આ પદ્ધતિ રસિક વાચકોને રૂચિકર થશે.

શેકસપીઅરનાં નાટકો સમજવામાં એક મુસ્કેલી એ આવે છે કે તે નાટકો દૃશ્ય છે અને શ્રવ્ય નાટકો તરીકે વંચાય છે. આવી મુસ્કેલી આ નાટકમાં કેટલેક સ્થળે વાંચનારને લાગ્યા વિના રહેશે નહિ. તેથી ગુર્જ્જર રંગભૂમિ ઉપર આ નાટક ભજવાય તો સમજવામાં બહુ સરળતા આવે. મારી તો ખાત્રી છે કે જ્યાં સુધી લખનાર અને ભજવનારનો એક જીવ ન થાય, ત્યાં સુધી નાટય-કળાનો બહુ વિકાસ થવો શક્ય નથી. શેકસપીઅર પોતે કવિ હોવા ઉપરાંત નાટક કંપનીનો માલેક હતો અને બરબેજ જેવો ભજવનાર તેને મળ્યો હતો. એવું કહેવાય છે કે આ નાટકમાં પ્રેતનું પાત્ર શેકસપીઅર પોતે ભજવતો હતો. તેથી અન્ય સંજોગોમાં શેકસપીઅર પણ આવાં ઉત્તમ નાટકો લખી શકત કે કેમ તે પણ વિચારવા જેવી વાત છે.

અસ્તુ. સાહિત્યના વિકાસ વિના દેશની ઉન્નતિ નથી એ વાત નિઃસંશય છે.

ચૂડા—તા. ૧૦—૪—૧૭. **નરભેશંકર પ્રાણજીવન દવે.**

# હેમ્લેટ.

---

પ્રસ્તુત નાટક સને ૧૬૦૨ માં કવિએ ઘણું કરીને લખ્યું હતું એમ એકંદર અભિપ્રાય વિવેચકોનો થાય છે. સને ૧૬૦૪ માં આ નાટક પ્રથમ છપાયું હતું. એમ પણ કહેવાય છે કે કવિએ પ્રથમ ઉતાવળથી આ નાટક લખ્યું હતું, પણ પછી તેને સુધારી વધારી હાલના સ્વરૂપમાં લખ્યું છે.

આ નાટકનું વસ્તુ પણ કવિએ સમયના પ્રચલિત સાહિત્યમાંથી લીધું છે. બારમા સૈકામાં સેક્સો ગ્રામેટિકસે 'ડેઇન લોકોનો ઇતિહાસ' લખ્યો હતો તેમાં હેમ્લેટની આ વાત છે. ત્યાંથી એ વાત બેલફોરેસ્ટ નામના ફ્રેંચ લેખકે પોતાના 'કારૂણિક ઇતિહાસ' નામના પુસ્તકમાં લીધી અને તેનું ઇંગ્રેજીમાં ભાષાંતર થયું. આ ઇતિહાસ ઉપરથી કવિએ પોતાના આ નાટકની રચના કરી છે.

આ ઇતિહાસમાં, ફેંગો પોતાના ભાઇ હોરવેનડિલને મારી તેની વિધવા જીરૂથને પરણી ડેન્માર્કની રાજગાદીએ બેસે છે. હોરવેનડિલનો પુત્ર એમ્લેથ ફેંગોની દુષ્ટ બુદ્ધિના કારસ્થાનથી બચવા ગાંડપણનો ઢોંગ કરે છે; અને તે ખરેખર ગાંડો છે કે કેમ તે વાત નક્કી કરવા એક રૂપવાન છોકરીની તેના સંબંધમાં યોજના કરવામાં આવે છે; અને તેની સાથે એ ઘેલછા બતાવે છે કે કેમ તેનું નિરિક્ષણ એ છોકરીએ કરવાનું છે. પણ એમ્લેથનો એક સાવકો ભાઇ અને મિત્ર આ યોજનાની તેને ખબર આપે છે, અને બાળપણથી જ સાથે ઉછરેલાં હોવાથી એ છોકરીનો પણ એમ્લેથ ઉપર પ્રેમ હતો. તેથી કરીને તે યોજના નિષ્ફળ જાય છે. હવે, એમ્લેથને જુઠું બોલવાનો અંતઃકરણમાં અત્યંત તિરસ્કાર હતો. તેથી ઘેલછાના ઢાંકણ નીચે પોતાના વિચાર એ બહાર બોલવા લાગ્યો; પણ તેને ગાંડો ધારતા લોકો તે સમજતા નહિ. દરમ્યાન, એમ્લેથ અને તેની માની વચ્ચે થતી વાતચિત સંતાઇને સાંભળવા રાજાનો એક મિત્ર સલાહ આપે છે તેને એમ્લેથ 'ઉંદર, ઉંદર' કહી મારી નાખે છે, અને તેના શરીરના ટૂકડા કરી ડુક્કરને નાખે છે. પછી એમ્લેથ એની માને ઠપકો આપે છે.

પછી ફેંગો એમ્લેથને ઇંગ્લાંડ મોકલી ત્યાં તેને મારી નખાવવાની વેતરણ કરે છે, અને એ અનુચરોની સાથે એને ઇંગ્લાંડ મોકલી દે છે. પણ ઇંગ્લાંડ જઇને એમ્લેથ પાછો આવે છે, અને તેને માલમ પડે છે કે પોતાના જ મરણ નિમિત્તે રાજાનાં માણસો જમણવાર કરે છે. હવે તે ઉ-

ધાડી તલવારે જ્યાં ત્યાં ફરે છે, અને પોતાના નખ ઉપર અજમાવતાં એક એ વખત તે તલવાર એને વાગે છે. તેથી ખીલા મારી તે તલવારને મ્યાન સાથે તેઓ જડી લે છે. પછી પોતાના કાકાની તરફેણમાં જે જે અમીરો હતા તે બધાને ખૂબ દારૂ પાઇ એમ્લેથ મેહેલને આગ લગાડે છે, અને રાજાનું ખુન કરવા તેના ઓરડામાં એ ધસી જાય છે. ત્યાં જઈ રાજાની તલવાર લઇ ત્યાં આ જકડેલી તલવાર મૂકી દે છે. રાજા તેને પોતાની તલવાર સમજી ખેંચવા જાય છે પણ તે ખેંચાતી નથી, અને એમ્લેથ રાજાનું માથું ઉડાવી દે છે, અને ગાદીએ બેસે છે. પછી પાછો તે ઇંગ્લાંડ જાય છે અને ત્યાં બે બાઇડીઓ પરણે છે. તેમાંથી એક તેને દગો દે છે, અને એમ્લેથના મામાની સાથે મળી જઈ એમ્લેથને ફસાવે છે. આખરે એક લડાઇમાં તેનું મૃત્યુ થાય છે.

ઇતિહાસની આ સાદી અને કળાની દૃષ્ટિએ અસંબદ્ધ લાગતી વાતમાંથી કવિએ કેવું રસિક અને ચમત્કારિક નાટક ઉપજાવ્યું છે તે રસિક વાંચનારને સમજાવવું પડે એમ નથી. પરંતુ તેમ કરવામાં કવિને કેટલોક ફેરફાર અને ઉમેરા કરવા પડ્યા છે. ઇતિહાસના એમ્લેથને એણે નાટકના ‘ હેમ્લેટ ’ પાત્રમાં ફેરવી નાખ્યો છે. હેમ્લેટની માફક એમ્લેથમાં અત્યંત વિચારશીલતા નથી. ઉપરાંત લેરતીઝનું પાત્ર કવિએ નવું ઉમેર્યું છે, અને ઇતિહાસની ‘ છોકરી ’ને સુંદર ઓફેલિયાનું રૂપ આપ્યું છે; અને ઓસરિકનું પાત્ર, ઓફેલિયાનું ગાંડપણ, કબ્રસ્તાનમાં ગામડીઆની વાતચિત ઇત્યાદિ ઉમેરા કવિના પોતાના જ છે.

બ્રેન્ડીઝ કહે છે કે સને ૧૬૦૧ માં શેકસપીઅરનું હૃદય અનેક ભિન્ન ભિન્ન લાગણીઓથી ભરપૂર હતું. તે વર્ષની શરૂઆતમાં ઇસેક્ષ અને સાઉધામ્પટન, જે કવિના આશ્રયદાતા હતા તે રાજદ્રોહના ગુનાના ગુનેગાર ઠર્યા હતા. તે જ અરસામાં તેના સોનેટ ( પ્રેમ–છંદો )માં સૂચવેલી ‘ શામળી સ્ત્રી’ના સંબંધમાં તેની અને પેમ્બ્રોકની વચ્ચે મન ઉંચાં થયાં હતાં. વળી, જે પિતાએ કવિના એક પુત્ર હેમ્લેટ( હેમ્નેટ )ની મરણ પથારી સાચવી હતી, અને જે પિતા ઉપર કવિનો અત્યંત પ્રેમ હતો તે કવિનો પિતા સપ્ટેંબરમાં ગુજરી ગયો; અને કવિના હૃદયમાં પિતૃ–ભક્તિનો ઉછાળો ઉભરી આવ્યો. અને તેથી કવિની કલ્પનામાં આ નાટકની આકૃતિ ઉપજવા લાગી.

વળી, કવિના હૃદયની આ ગંભીર લાગણીઓને સહજ ગમ્ય થાય અને તેથી તેમને નાટક રૂપે ઉદ્ભૂત કરે એવા બનાવ પણ સમયના ઇતિહાસમાં બન્યા હતા. ઇસેક્ષની પત્ની લેડી લેટિસ સાથે અમીર લીસ્ટરનો

આડો વ્યવહાર સૌ જાણતું હતું; અને ઇસેક્ષને લીસ્ટરે ઝેર દઇને મારી નાખ્યાની વાત લોકોમાં ગુપચુપ ચાલતી હતી. ઇસેક્ષના મૃત્યુ પછી લીસ્ટર લેડી લેટિસને પરણ્યો હતો; અને લીસ્ટરનું ચારિત્ર્ય ઘણે ભાગે કલોડિયસ રાજામાં જોવામાં આવે છે તેવું હતું.

વળી, સને ૧૫૬૭ માં સ્કોટલાંડની રાણી મેરીના બીજા પતિ ડારનેલનું ખુન બોથવેલે કર્યું હતું: અને બોથવેલ તેનો આશક હતો. આ ખુનમાં રાણીનો હાથ હતો એમ તે વખતે લોકોમાં મનાતું હતું. આ રાણી રાજા જેમ્સની મા થતી હતી; અને રાણીના દુશ્મનોના સહવાસમાં જેમ્સ રાજા ઉછરેલો હોવાથી, પોતાના પિતાના ખુનનું વેર લેવાની વૃત્તિ રાજાના મનમાં ઉપજી હોય તો તે પણ સંભવિત છે. તેથી જો કે જેમ્સનું ચારિત્ર્ય સર્વાંશે હેમ્લેટને મળતું આવતું નથી, તથાપિ તેમાંથી કવિએ હેમ્લેટનો નમુનો ઘડી કાઢ્યો હોય તો તે પણ સંભવિત છે. જેમ્સની માફક હેમ્લેટ વેહેમી દાંભિક નથી. પણ બન્ને અનિશ્ચિત મનના, વિદ્વાન, વિદ્યા અને હુનરના શોખીન, અને ખાસ કરીને નાટકના પાઠ ભજવવાની કળામાં રસ લે એવા હતા. તાત્પર્ય કે કવિની ઉશ્કેરાએલી વૃત્તિ સમયના સંજોગોમાંથી પોષણ પામી હોય તો તેમાં ન બનવા જેવું કાંઇ નથી. ગમે તેમ હોય, પણ જગતને તો આ નાટક કવિએ આપેલો અમૂલ્ય વારસો છે, અને તેથી તે નાટકમાં જ હવે આપણે પ્રવેશ કરશું.

હેમ્લેટનો શૂરવીર અને પરાક્રમી પિતા ડેન્માર્કનો રાજા હતો. પરંતુ હવે તેનો કાકો કલોડિયો રાજા બન્યો છે અને પોતાની ભાભીને પાટરાણી બનાવી રાજવૈભવ અને શૃંગારસુખ માણે છે. લોકોમાં એવી વાત ચાલતી હતી કે હેમ્લેટનો પિતા એક વખત પોતાના ખાનગી બગીચામાં સૂતો હતો ત્યાં તેને સાપ કરડ્યો અને તેથી તે મરણ પામ્યો; એટલે કલોડિયો રાજા થયો. બુદ્ધિમાન્ હેમ્લેટને આ સર્વમાં કાંઇક અસ્વાભાવિકતા—ન સમજાય તેવું લાગે છે, પણ મનનો શોક મનમાં જ એને રાખવો પડે છે. ખરી હકીકત તો વિચિત્ર અને કમકમાટી ઉપજાવે એવી હતી. પણ રાજાની વાત કોણ કહે અને કેવી રીતે જણાય ? સામાન્ય માણુસનો ગુનો તો રાજસત્તાની રૂએ પોલિસ પકડે; પણ એ જ પોલિસ રાજાનો ગુનો તો છાવરે ! તેથી જ્યાં રાજાએ જ ગુનો કર્યો હોય, ત્યાં તે કેમ છતો થાય? હેમ્લેટના પિતાના ખુનની વાત બે ભાઇઓ જ—બે રાજા જ—જાણતા હતા; અને એ છતું ક્યારે થાય કે જેનું ખુન થયું હતું તે પોતે જ આવીને કહે ત્યારે; પણ તે તો મરી ગયો હતો. આમ કલોડિયોનું પાપ બહાર આવવાનો અવકાશ નહોતો. પણ

'ખુનને જો કે જીભ હોતી નથી, તથાપિ અત્યંત ચમત્કારિક સાધન વડે તે પોકારી ઉઠશે.' અને બને છે પણ તેમ જ. પોતાનું ખુન થયું છે એ વાત કહેવા હેમ્લેટના પિતાનું પ્રેત જ આવે છે. અહીંથી નાટક શરૂ થાય છે.

પ્રથમ પ્રવેશનું પ્રયોજન નાટકના પાત્રોની અને શ્રોતાઓની વૃત્તિઓને ઉશ્કેરવાનું છે. આ પ્રેત કિલ્લાના પેહેરેગીરોની છેક પાસેથી એ વખત પસાર થયું છે અને હેમ્લેટના દીલોજાન મિત્ર હોરેશિયોને એ વાત તેમણે કરી છે. પણ વિદ્વાન હોરેશિયો એવા વેહેમથી મુક્ત હતો, અને તેથી એ વાત માનતો નથી; પણ તેમના આગ્રહથી આજ રાતે તેનું પારખું જોવા એ આવ્યો છે. શાંત, અંધારી અને જ્યાં એક ઉંદર પણ ફરકતો નથી એવી નિરવ રાત્રીએ પ્રેતની વાતો કરતા તે બેઠા છે ત્યાં પ્રેત જ દેખા દે છે. ચકિત બની હોરેશિયો આશ્ચર્ય અને ધાસ્તીથી અવાચક થઇ જાય છે. પણ પોતાના સોબતીઓની ઉશ્કેરણીથી પ્રેતને બોલાવે છે, પણ તે સરી જાય છે. પાત્રોની અને શ્રોતાઓની ખળભળેલી વૃત્તિઓને રાજ્યમાં થતી લડાયક તૈયારીની વાતથી કાંઇક વિસામો મળે છે. પરંતુ આ તૈયારીમાં પણ એ પ્રેત જ છેવટ કારણભૂત કલ્પાય છે. ત્યાં કેમ જાણે કે સમર્યે સાદ દેતું હોય તેમ આ પ્રેત પાછું દેખાય છે. પરંતુ વિદ્વાન હોરેશિયોએ પોતાના આ વ્યક્તિગત અને એકાંતિક અવનવા અનુભવને હવે સામાન્ય વિચાર અને ઇતિહાસના અનુભવમાં ફેરવી નાખ્યો છે; અને સોબતીઓની હાજરીના ભાનથી નિડર બની, સ્વદેશાભિમાનની લાગણીથી ઉશ્કેરાતાં, આડો ફરી પ્રેતને પ્રશ્ન પૂછવાની હિંમત તે કરે છે. પરંતુ કુકડો બોલતાં પ્રેત પાછું હવામાં ભળી જાય છે, અને ઉશ્કેરાએલાં પાત્રોને વિસ્મય પામી લાચાર સ્થિતિમાં રહેવું પડે છે. આ વાત હેમ્લેટને કહેવાનો નિશ્ચય કરી સૌ જાય છે. નાટકના મુખ્ય પાત્ર હેમ્લેટના પ્રવેશનું સૂચન આમ સરળ રીતે થાય છે. કોલેરજ કહે છે કે જેને લાગણીઓ ન હોય તેને આ પ્રવેશ સમજાવવો કઠિન છે. સૌંદર્ય અને રસિકતાનું ભાન શીખવ્યું આવતું નથી.

ઉશ્કેરાએલી અને થાકેલી કલ્પનાને બીજા પ્રવેશથી કાંઇક વિસામો મળે છે. શરૂઆતમાં પ્રપંચ–કુશળ, ધૂર્ત્ત રાજા પ્રથમ પોતાની આંગત હકીકતની વાત કરે છે, અને પછી રાજ–કાજનો તોડ કરે છે. પછી પોલોનિયસના પુત્ર લેરતીઝને ફ્રાન્સ જવાની રજા આપે છે. હેમ્લેટ પણ હાજર છે તેને તેની ગમગીનીનું કારણ પૂછે છે. પિતાના મૃત્યુનો શોક પુત્રે પાળવો એ ઠીક છે; પણ તે સતત પાળવામાં ઇશ્વરની સૃષ્ટિને અન્યાય થાય છે. રાજા રાણી કુંવરને વિટનબર્ગ ન જવા અને ડેન્માર્ક રહેવા વિનવે છે અને

તેમને સંતોષવા પોતાથી બને તેટલું કરવા હેમ્લેટ વચન આપે છે. આ જવાબથી રાજા પ્રસન્ન થાય છે. રાજા રાણી જાય છે અને હેમ્લેટ એકલો રહે છે. ઉચ્ચાશયી હેમ્લેટને જગત બધું ગંદું અને ગંધાતું જ લાગે છે.

એવામાં પેલા પેહેરેગીરો અને હોરેશિયો ત્યાં આવે છે, અને પોતે જોએલી વાત હોરેશિયો હેમ્લેટને કહે છે. તે રાત્રીએ પેહેરા ઉપર પોતે હાજર રહેવાનું કહી હેમ્લેટ તેમને રજા આપે છે. હેમ્લેટને હવે લાગે છે કે બધું કાંઇ ઠીક લાગતું નથી; કાંઇક દગો થયો જણાય છે.

ત્રીજા પ્રવેશ વડે, થાકેલી કલ્પનાને પાછી 'હાશ' કહી ઘડીક વિસામો લેવાની તક મળે છે. પણ સાથે સાથે નાટકના વસ્તુની ખીલવણી પણ થતી જાય છે. શેકસપીઅરની વસ્તુસંકળનામાં નકામું કાંઇ નથી હોતું. ઓફેલિયા ઉપર હેમ્લેટનો પ્રેમ ચોંટયો છે, પણ તે ખરો નહિ માનવા લેરતીઝ પોતાની બ્હેન ઓફેલિયાને સમજાવે છે. ડેન્માર્કમાં પ્રજાનું જોર છે, હેમ્લેટ રાજાનો કુંવર અને યુવાન છે, અને યુવાનીના અવિશ્વસનીય મહીમાથી સ્ત્રીના સદાચારે સાવધ રહી છેતરાવું નહિ, એવો એનો ઉપદેશ છે. રસિક વાંચનારે ભાઇનું લાંબુ ભાષણ અને બ્હેનનો ટૂંકો જવાબ લક્ષમાં લેવા જેવાં છે. ખરી નિર્દોષતાને ડાહાપણ અને સાવચેતીની શી જરૂર છે ? ઓફેલિયાને લાગે છે કે સાચવવો પડે તે સદાચાર નહિ, અને તેનો સદાચાર સાચવવો પડે એવો નથી.

દરમ્યાન, ત્યાં પોલોનિયસ આવે છે અને પુત્રને શીખામણનાં બે વચન કહી ફ્રાન્સ જવા રવાના કરી દે છે. પોલોનિયસ પણ હેમ્લેટના પ્રેમથી ડરવા ઓફેલિયાને કહે છે, અને તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર ન રાખવાની સ્પષ્ટ આજ્ઞા કરી પોતાની સાથે એને લઇ જાય છે.

ચોથા પ્રવેશમાં હેમ્લેટને પ્રેતનો ભેટો થાય છે. એકની એક વસ્તુ ફરી ફરીને જોતાં તેનો મોહ જતો રહે છે. પરંતુ આ ત્રીજી વખત આપણે પ્રેતને જોઇએ છીએ છતાં આપણું કૌતુક ઓછું થતું નથી એ કવિની ખુબી છે. કવિની બીજી ખુબી એ છે કે હેમ્લેટની ઉશ્કેરાએલી આંતર–વૃત્તિને અનુરૂપ બાહ્ય સૃષ્ટિ તે વર્ણવે છે. અંધારી રાત્રિના બાર વાગ્યાનો સમય છે, અને કડકડતી થંડી જાણે ચૂંટી ખણતી હોય તેમ લાગે છે. વળી ગંભીર અને મહાન્ કાર્યમાં પડવાની અણી ઉપર આવેલાં માણસો નાની, નજીવી કે હલકી બાબતોમાં પોતાનું મન પરોવી ઉશ્કેરાએલી લાગણીને વેગળી રાખવાનો પ્રયાસ કરે છે. આ પ્રયત્ન અહીં ખાસ છે. તેથી રાજાની મદ્યપાનની મિજલસમાંથી હેમ્લેટને જે વિચાર ઉદ્‌ભવે છે તે અહીં કહેવામાં કવિએ

જન–સ્વભાવનું પોતાનું ઉંડું જ્ઞાન જ દર્શાવ્યું છે. હોરેશિયોના પ્રશ્નના જવાબમાં હેમ્લેટ પ્રથમ રાજાનો તિરસ્કાર કરી દેશના રિવાજને વખોડે છે; અને પછી અધીરા મનને અસ્વસ્થ બનાવતી લાગણીઓને વેગળી રાખવાના પ્રયાસમાં, વિશેષ વાત ઉપરથી સામાન્ય નિયમની વાત કરે છે; અને કલ્પના પાછી ઉશ્કેરાઈ જતાં જડભરત દુનિયા લોકોને કેવો અન્યાય આપે છે તેનું ચિત્ર આળેખે છે; અને તેમ કરતાં જેને માટે પોતે અહીં આવ્યો છે તે વાત ભૂલી જાય છે. ત્યાં પ્રેત દેખા દે છે. કવિની ખુબી એ છે કે હેમ્લેટની વૃત્તિને ઉશ્કેરાએલી રાખે છે, પણ તેની દિશા વાળી લે છે. તેથી પ્રેતનો ભેટો થતાં એ જ ઉશ્કેરણી તેની સાથે વાત કરાવવામાં તેને સહાયક થાય છે. પોતાના પિતાનું પ્રેત દેખા દે છે એવી અગાઉથી મળેલી ખબર, ત્રણ જણની હાજરી, અને પોતાનું ઉશ્કેરાએલું હૃદય–આ કારણોને લીધે હેમ્લેટનું હૃદય આ અવનવો બનાવ જોઈ ધાસ્તીથી થરથરી જતું નથી, અને તેથી જ હેમ્લેટ એકદમ બોલી ઉઠે છેઃ—

" દયાના દેવતાઓ અને ફિરસ્તાઓ અમારૂં રક્ષણ કરો ! ઇત્યાદિ. " વળી, ઉશ્કેરાએલા હૃદયની આવી સ્થિતિમાં માણસનું મન કવિતામય બની જાય છે અને અહીં હેમ્લેટની વાણીમાં કવિતાનો પ્રબળ વેગ જ વહેવા માંડે છે.

હવે હાથની ઇસારતથી પ્રેત પોતાની સાથે આવવા હેમ્લેટને બોલાવે છે. હોરેશિયો વિગેરે જવાની ના પાડે છે; પણ ઉશ્કેરાએલો હેમ્લેટ તેમને તરછોડી જાય છે. ઉશ્કેરાએલી કલ્પનાથી હેમ્લેટ ગાંડો થતો જાય છે એમ હોરેશિયોને પણ લાગે છે. આનું પરિણામ શું આવશે તેની સમજણ એને પડતી નથી. માર્સેલસ કહે છે કે ડેન્માર્કના રાજ્યમાં કાંઇક પાપ પેઠેલું છે. હેમ્લેટની પછવાડે સૌ જાય છે. દરમ્યાન, હેમ્લેટને લઇ પ્રેત આઘે નીકળી ગયું છે. એકાંત જગાએ આવતાં પોતાના કારાગ્રહ અને શિક્ષાનું તીવ્ર ભાન એ આપે છે. અને પછી તેના ખુનની ખરી હકીકતનું કમકમાટી ઉપજાવે એવું બયાન આપે છે; અને હેમ્લેટને તેનું વેર લેવાનું કહી અદશ્ય થાય છે. આ વેર લેવામાં તેની મા સાથે છળ કરવું નહિ એવી પ્રેતની ભલામણ હેમ્લેટને થાય છે. અત્યંત ઉશ્કેરાએલો હેમ્લેટ હવે પ્રતિજ્ઞા લે છે કે બીજું બધું ભૂલી જઈ માત્ર વેરની વાત તે મગજમાં રાખશે. કોલરિજ કહે છે કે આવી પ્રતિજ્ઞા માત્ર શેક્સપીઅર જ લેવરાવી શકે.

એટલામાં હોરેશિયો વિગેરે ત્યાં આવે છે અને શું બન્યું તે વિષે પૂછતાં હેમ્લેટ તેમને ઉડાવે છે. અને છેવટે તેમને સમ ખવરાવે છે કે આજ રાત્રીએ જે બન્યું છે તે વિષે તેમણે એક અક્ષર પણ કદિ કોઇને ઉચ્ચારવો નહિ.

હવેથી ગમે તેવી રીતે હેમ્લેટ વરતતો જણાય, પણ તેની આ વાત કોઈ પણ પ્રકારે બહાર જવી ન જોઈએ તે બાબત પોતાની તલવારથી તેમને શપથ ખવરાવવા હેમ્લેટ આગ્રહ કરે છે, અને તેમના પગ નીચે જમીનમાં પ્રેત પણ તેમાં સંમતિ દર્શાવે છે; અને તે પ્રમાણે તેઓ સોગન લે છે. અહીં પ્રથમ અંક સમાપ્ત થાય છે. આ વાતને હવે બે મહીના ઉપર થઇ ગયા છે, અને હેમ્લેટના વિચિત્ર વર્ત્તનથી સૌ તેને ગાંડો ગણવા લાગ્યા છે.

પોતાના પાપની જાણ હેમ્લેટને થઇ હોય એવો ચોળો પ્રપંચી રાજાના મનમાં હવે પેસી ગયો છે; અને તેથી હેમ્લેટનું મન જાણવા તેના બે સહાધ્યાયીઓને [1]એલસિનોર બોલાવી તે કામ તેમને એ સોંપે છે. રાણી જાણે છે કે તેના પિતાના મૃત્યુથી અને તેના ત્વરિત પુનર્લગ્નથી હેમ્લેટ ગાંડો થઇ ગયો છે. પોલોનિયસ જાણે છે કે તેની પુત્રી ઉપર હેમ્લેટનો પ્રબળ પ્રેમ પ્રતિરૂદ્ધ થતાં પોતાની અક્કલનું અધિરાજ્ય એ ખોઇ બેઠો છે. આમ સૌ પોતપોતાના ખ્યાલમાં ફરે છે; અને ચતુર હેમ્લેટ સૌને સમજી જાય છે. આમ આ બીજા અંકથી નાટકમાં રસ જામવા માંડે છે.

નોરવેથી પાછા ફરેલા એલચીઓ ખબર લાવે છે કે યુવાન ફોરટિનબ્રાસને શાંત કરવામાં આવ્યો છે; પણ તે પોલ લોકો ઉપર ચડાઇ લઇ જાય ત્યારે ડેન્માર્કમાંથી તેને પસાર થવા દેવો અને બને તેટલી તેને સગવડ આપવી. પરંતુ જો કે રાજ્ય સંબંધી રાજાની ચિંતા ઓછી થઇ, પણ હેમ્લેટ સંબંધી ચિંતા હવે વધી પડી. હેમ્લેટના મનનો પાર પામી શકાતો નથી. પોલોનિયસની રાજ્યદ્વારી કુનેહ કામમાં આવતી નથી; રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્નના પ્રયાસ નિષ્ફળ જાય છે; અને બિચારી ઓફેલિયાને હેમ્લેટના ગાંડપણથી હૃદયમાં એવો ધક્કો લાગે છે કે તે પોતે જ ગાંડી થઇ જાય છે. હેમ્લેટ પોતે પણ કબુલ કરે છે કે તેની બુદ્ધિમાં રોગ પેઠો છે, પણ તેના કારણની તેને પોતાને પણ સમજણ પડતી નથી. હેમ્લેટનું ગાંડપણ ચિતરવામાં કવિએ એવી ખુબી વાપરી છે કે તેથી નાટકનાં પાત્રો તો છેતરાય છે, પણ સાથે શ્રોતાઓ પણ છેતરાય છે; અને તેથી તેના ગાંડપણની બાબત વિવેચકોમાં બહુ છણાઇ છે.

ડેટન કહે છે કે તે સંબંધી જૂદા જૂદા ચાર મત ટીકાકારોમાં જોવામાં આવે છેઃ (૧) હેમ્લેટ સાંગોપાંગ ડાહ્યો હતો, પણ ગાંડપણનો વેશ માત્ર ભજવે છે. (૨) પ્રેતને મળ્યા પછી હેમ્લેટ થોડો ઘણો પણ ગાંડો જ થઈ

---

[1] એલસિનોરના કિલ્લાનું સુંદર વર્ણન ફરનીવાલે ‘ લિયોપોલ્ડ શેક્સપીઅર ’ આવૃત્તિમાં ૬૯ મે પાને આપ્યું છે.

ગયો હતો; (૩) હેમ્લેટમાં ગાંડપણ ગુપ્તરૂપે મૂળથી જ હતું, તે અંતર–નાટક પછી બહાર દેખાઇ આવે છે; અને (૪) હેમ્લેટ ગાંડો પણ નહોતો, અને ગાંડાનો વેશ પણ એણે ભજવ્યો નથી. કેટલાક દાક્તરોએ હેમ્લેટનું પાત્ર બારીકીથી તપાસ્યું છે અને તેમના અભિપ્રાય પ્રમાણે હેમ્લેટ પ્રેતદર્શન પછી ગાંડો જ થઇ ગયો છે. વચ્ચે વચ્ચે બુદ્ધિ અને ભાનના ઝબકારા દેખાય છે; પણ ગાંડપણમાં તેમ બનવું અશકય કે અસંભવિત નથી. તેની માની સાથે વાત કરતાં પોતે ગાંડો થયો નથી એમ હેમ્લેટ કહે છે અને તેનું પારખું કરી જોવા રાણીને એ વિનવે છે, પરંતુ તે વાત પણ ગાંડપણની વિરોધી નથી એમ અનુભવી દાક્તરો કહે છે. વળી ગાંડપણની શરૂઆતમાં પોતાની વાત ગુપ્ત રાખવાનો આગ્રહ પણ ગાંડાં માણસો કરે છે. વળી, બેચેની, અધુરી નિદ્રા, અને ખરાબ સ્વપ્નાં; અને તેમાંથી ક્રમે ક્રમે વધતાં ગાંડપણનાં અન્ય ચિહ્નો હેમ્લેટમાં જોવામાં આવે છે. ઓફેલિયાને તો ખાત્રી જ થઇ છે કે હેમ્લેટ ગાંડો થઈ ગયો છે, અને પોતાના પ્રેમના બળે ઓફેલિયા તેમાં ઘણું કરીને છેતરાય નહિ. આ બધી વાતો સ્વીકારીએ, તોપણ તેથી ઉલટા પૂરાવા પણ નાટકમાં ઘણા છે. પ્રથમ તો, વિચિત્ર સ્વભાવ ધારણ કરવાનું હેમ્લેટ પોતે જ કહે છે. વળી ખંધાઈમાં પોતે ગાંડો થયો છે એમ હેમ્લેટ પોતે જ કહે છે. વળી બધા એને ગાંડો માને છે, પણ રાજા એને ગાંડો માનતો નથી. વળી હેમ્લેટની બધી હકીકત હોરેશિયો જાણે છે, પણ તે એને ગાંડો કયાંઇ કહેતો નથી. ઉપરાંત, ગાંડપણમાં ગણાતી હેમ્લેટની સઘળી વર્ત્તણુક અન્ય રીતે પણ સમજાવી શકાય છે. પોલોનિયસને તે બનાવે છે, ઓફેલિયા પ્રત્યે તેની વર્ત્તણુક અસભ્ય અને કઠોર છે, રાજાને અને બીજાઓને યદ્વાતદ્વા બોલી ફાવે તેમ જવાબ આપે છે, એ બધાનો ખુલાસો આપી શકાય છે. તેથી એમ જ ધારવું ઉચિત છે કે હેમ્લેટ ગાંડો નહોતો, પણ તેણે ગાંડપણ ધારણ કર્યું છે. કૃત્રિમ ગાંડપણને ખરા ગાંડપણ જેવું જ ચિતરી આપ્યું છે, એ જ કવિની કળાનો સર્વોત્તમ વિજય છે. જે વાત ઉપરથી કવિએ આ નાટક લખ્યું છે તેમાં પણ હેમ્લેટના ગાંડપણને કૃત્રિમ સ્પષ્ટ રીતે કહ્યું છે; અને આ દૃષ્ટિથી જ નાટકમાં રસ જામે છે એ વાત પણ સ્પષ્ટ છે. આવો ઘણા ખરાનો મત છે.

દરમ્યાન, એક નાટક–કંપની એલસિનોર આવી છે, અને આ નાટકવાળાઓની હાજરીમાં હેમ્લેટને એક પ્રકારનો આનંદ આવતો જણાય છે. આ નાટકવાળાઓની હાજરી વસ્તુની ખીલવણીમાં બે રીતે ઉપકારક થાય છે. પ્રથમતો તેના એક ખેલાડીના જુસ્સાદાર ભાષણથી હેમ્લેટ ઉશ્કેરાઇ

જાય છે અને પોતાના વેરની બાબતમાં હજી સુધી એ કાંઇ કહી શક્યો નથી તેથી પોતાની જાતને એ ધિક્કારવા લાગે છે. બીજું, રાજાનો ગુનો તેને સાબીત થાય છે. રાજાને પણ ખાત્રી થઈ છે કે પ્રેમ હેમ્લેટના ગાંડપણનું કારણ નથી, અને હેમ્લેટની હાજરી પોતાને જોખમકારક હોવાથી તેને ઇંગ્લાંડ મોકલી દેવાની યોજના તે કરે છે. અને નાટક જોયા પછી તો રાજાને ખાત્રી જ થઇ ગઇ છે કે પોતાના પાપની હેમ્લેટને ખબર પડી છે. તેથી રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્નને ત્વરાથી તેને ઇંગ્લાંડ લઈ જવાની આજ્ઞા તે કરે છે. દરમ્યાન, પોલોનિયસની સૂચના પ્રમાણે, તેની મા પાસે તેને ઠપકો અપાવી તેની કને તેની વિચિત્ર વર્ત્તણુક બાબત પ્રશ્ન પૂછાવી ખરું રહસ્ય જાણવાનો પ્રયોગ થાય છે. દરમ્યાન રાજા પ્રાર્થના કરવા પ્રયત્ન કરે છે; પણ ખોટી પ્રાર્થનાથી હૃદયમાં શાંતિ આવતી નથી. રાજા પ્રાર્થના કરે છે, તેવામાં પછવાડે હેમ્લેટ આવી તેને ઠાર કરવાનો વિચાર કરે છે; પણ વળી વિચાર થાય છે કે આવે વખતે રાજા મરે તો સ્વર્ગમાં જાય; અને તેમાં વેર શું લેવાણું ? માટે કોઈ બીજી વખતે વાત.

ત્યાંથી હેમ્લેટ તેની માને મળવા જાય છે. આ પ્રવેશ શેક્સપીઅરની કળાનો ઉત્તમ નમુનો છે. પ્રથમ તો સંતાએલો પોલોનિયસ રાણીનું ખુન થાય છે એમ સમજી ગડબડ મચાવે છે તેને હેમ્લેટ ‘ ઉંદર ’ કહી મારી નાખે છે. રાણી આભી બની જાય છે. હેમ્લેટ હવે તેની આગળ તેના કૃત્યનું ખરૂં સ્વરૂપ તીવ્ર શબ્દોમાં ખડું કરે છે; અને માનસ–શાસ્ત્રની દૃષ્ટિએ જન-સ્વભાવની રચનાનું પૃથક્કરણ કરી તેના પિતા અને તેના કાકાનો ભેદ સ્પષ્ટ કરે છે. રાણી ઉપર ધારેલી અસર થાય છે. તેવામાં ફરીને પ્રેત દેખાય છે; અને ક્લેશ પામતી રાણી ઉપર દયા લાવવાનું કહી, વેરની બાબત તાજી કરી તે અદૃસ્ય થઇ જાય છે. પ્રેતની સાથે તેને વાત કરતો જોઇ મા દીકરાને ગાંડો ગણે છે. પણ હેમ્લેટ રાણીનો તે ભ્રમ ભાંગી નાંખે છે, અને મા દીકરો એક થાય છે. હેમ્લેટનું રહસ્ય ગુપ્ત રાખવા રાણી વચન આપે છે; અને પોતાને ઇંગ્લાંડ જવાનું છે કહી હેમ્લેટ, પોલોનિયસના શબને ઘસડતો ત્યાંથી જતો રહે છે. અહીં ત્રીજો અંક ખતમ થાય છે.

બીજા અંકમાં, ગાંડા હેમ્લેટનું ઓફેલિયાએ કરેલું વર્ણન, પોલોનિય-સની મતિને મુંઝવી નાખતા હેમ્લેટના ગૂઢ પ્રત્યુત્તર, ‘ કેવો કરામતનો કટકો મનુષ્ય છે ’ એ હેમ્લેટનું ભાષણ, ઇત્યાદિ રસિક વાંચનારે અવલોકવા જેવાં છે. ઉપરાંત જે એક ભાષણની હેમ્લેટ વાત કરે છે તેના સંબંધમાં ડેટન કહે છે કે તે કોઈ જુના નાટકમાંથી કવિએ લીધું નથી, પરંતુ આ પ્રસંગને માટે

કવિએ પોતે જ ખાસ લખેલું છે; અને તેમાં કવિનો ઇરાદો જૂના કરુણ-રસ-પ્રધાન નાટક લખનારાઓની દાંભિક શૈલીનું ઉપહાસ કરવાનો છે. તેથી હેમ્લેટ તેની જે પ્રશંસા કરે છે તેમાં વક્રોક્તિ છે. હેમ્લટની આંખમાં આંસુ આવી જાય છે તેમાં એમ બતાવવાનું પ્રયોજન છે કે આવી બાબતમાં ઉશ્કેરાઇ જતો હેમ્લેટ ખરી બાબતમાં ઉશ્કેરાઇ કાર્ય કરી શકતો નથી. ભાષાંતર કરવામાં મેં પણ આ વાત ધ્યાનમાં રાખી છે. ત્રીજા અંકમાં, ' રહેવું કે ન રહેવું ' વાળું હેમ્લેટનું પ્રખ્યાત ભાષણ, નાટકમાં પાઠ ભજવવા બાબત હેમ્લેટના વિચાર, હેમ્લેટે કહેલી હોરેશિયોના ચારિત્ર્યની ઉત્તમતા, વાંસળીની વાતમાંથી ગીલ્ડનસ્ટર્નને હેમ્લેટે કહેલું સ્પષ્ટ કથન, એ ભાઇઓના ભેદનું હેમ્લેટે આળેખેલું ચિત્ર, ઇત્યાદિ ખુબીઓ લક્ષમાં રાખવા જેવી છે.

ચોથા અંકથી રાજાના ગ્રહ વાંકા થવા માંડે છે. ઘેલછાના તુરંગમાં હેમ્લેટે પોલોનિયસને મારી નાખ્યો છે એવા ખબર રાણી આવી રાજાને આપે છે. એ શબ ક્યાં સંતાડયું છે એ મહા મેહેનતે હેમ્લેટ પાસેથી જાણી રાજા તે શબની દફનક્રિયા કરાવે છે. ડેન્માર્કમાં હેમ્લેટની હાજરી હવે રાજાને બહુ જોખમકારક લાગે છે, અને તેથી તેને તે જ દિવસે ઇંગ્લાંડ મોકલી દેવાની ગોઠવણ એ કરે છે. ત્યાં ઇંગ્લાંડના રાજાએ હેમ્લેટને તુરત જ મારી નાખવાનો છે એવો રાજાનો સંકેત છે.

દરમ્યાન, ફોરટિનબ્રાસ પોલ લોકો ઉપર ચડાઈ લઈ જતાં ડેન્માર્કમાં આવ્યો છે; તેના એક કપ્તાનને હેમ્લેટ મળે છે. આ સમાગમનું પ્રયોજન પણ હેમ્લેટને ઉશ્કેરી પોતાના કાર્યમાં એકદમ પ્રવૃત્ત કરાવવાનું છે; અને તે ત્વરાથી કરી નાખવાનો નિશ્ચય કરી ઇંગ્લાંડ જવા હેમ્લેટ વહાણે ચડી જાય છે.

આ વાતને લગભગ અઠવાડીયું થઇ ગયું છે, અને દરમ્યાન ઓફેલિયા ગાંડી થઈ ગઇ છે. પોતાના પિતાના મૃત્યુથી અને હેમ્લેટના પ્રેમમાં નિરાશ થવાથી, જે સુંદર મતિ વિના આપણે ચિત્રો કે પશુ જેવા માત્ર બની જઇએ છીએ તે સુંદર મતિ એની જતી રહી છે, અને પોતાના હૃદયની દશા સૂચવતા જૂના ગીતોના ટૂકડા એ ગાતી ફરે છે. રાણીને મળવાનો આગ્રહ કરી તે મળે છે; અને રાજા પણ ત્યાં આવે છે. ગીત ગાતી ગાતી ઓફેલિયા ત્યાંથી જતી રહે છે.

દરમ્યાન, લેરતીઝ ગુપ્ત રીતે ફ્રાન્સથી આવ્યો છે અને લોકોને ઉશ્કેરી રાજા સામે બળવો એણે જગાવ્યો છે. પરંતુ કળાબાજ રાજા તેને મનાવી લે છે. તેવામાં ઓફેલિયા પાછી ત્યાં આવે છે અને તેની ઘેલછા જોઇ લેરતીઝ ઉશ્કેરાઇ જાય છે; અને વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે. રાજા તેમાં સંમત થઇ સહાય કરવાનું કહે છે.

આણી તરફ હેમ્લેટના વાહાણ ઉપર દરિયામાં ચાંચીઆઓ હુમલો કરે છે અને ઝપાઝપીમાં હેમ્લેટ એકલો ચાંચીઆના વાહાણમાં કૂદી પડે છે અને તેથી તેનો કેદી થઈ પાછો એલસિનોર આવે છે, અને એક પત્રથી એકાંત જગાએ હોરેશિયોને પોતાને મળવાનું એ જણાવે છે, અને બીજા પત્રથી પોતે પાછા આવ્યાની રાજાને ખબર આપે છે. આ બીજો પત્ર રાજા અને લેરતીઝ મસલત કરતા બેઠા હતા ત્યાં આવે છે. રાજા વિસ્મય પામે છે. છેવટે બન્નેની વચ્ચે એમ ગોઠવણ થાય છે કે, તલવારની પટાબાજીમાં લેરતીઝ કુશળ હોવાથી હેમ્લેટની સાથે એણે કુસ્તીમાં ઉતરવું અને હેમ્લેટ તેની હા પાડે એવી ગોઠવણ રાજા કરશે. આવી રમતમાં બુઠ્ઠી તલવારથી કુસ્તી ખેલવાની હોય છે કે જેથી કરીને કાંઇ ગંભીર ઇજા કોઇને થાય નહિ. પણ હથીઆરની હેરફેરમાં લેરતીઝે અણીદાર તલવાર લઇ લેવી, અને રમતમાં અને રમતમાં હેમ્લેટને એણે ઠાર કરવો. લેરતીઝ બોલી ઉઠે છે કે એ તલવારની અણીને પણ તે ઝેર ચોપડશે; એટલે થોડી ઘણી ઇજા થાય તોપણ હેમ્લેટને બચવાનો આરો રહે નહિ. રાજા કહે છે કે તેમાંથી પણ બચે તો એક ઝેરનું પ્યાલું તે તૈયાર રાખશે, અને રમતાં રમતાં તરસ્યો થઈ હેમ્લેટ પાણી માગે ત્યારે એ પ્યાલું એને તે પાઇ દેશે. આમ હેમ્લેટનું મૃત્યુ રચાય છે ત્યાં ઓફેલિયા ડૂબી મરવાના ખબર આવે છે, અને તેથી ઉશ્કેરાએલા લેરતીઝના વેરનો વિચાર દૃઢ થાય છે. આ ચોથા અંકમાં ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે વસ્તુની ખીલવણીમાં કવિ અકસ્માતને પણ ઉપકારક બનાવે છે; કારણ કે ચાંચીઆનો હુમલો દૈવયોગ જ છે.

પાંચમા અંકની શરૂઆતમાં, ઓફેલિયાની કબર ખોદવા બે ગામડીઆઓ કબ્રસ્તાનમાં આવ્યા છે. તેવામાં હેમ્લેટ અને હોરેશિયો ત્યાં ફરતા ફરતા આવે છે અને એક ગામડીઆની સાથે વાત કરતાં કરતાં, દુનિયાની ક્ષણભંગુરતા અને વૈરાગ્યની વાતોમાં ઉતરી પડે છે. તેવામાં રાજા, રાણી, લેરતીઝ ઇત્યાદિ ઓફેલિયાના શબને દાટવાની ક્રિયા કરવા આવે છે. હેમ્લેટને ઓફેલિયાના મૃત્યુની ખબર નથી અને ચિકિત્સા જોવા એ અને હોરેશિયો સંતાઇ જાય છે. ઓફેલિયાને વધારે શબસંસ્કાર કરવાની ધર્મગુરૂ ના કહે છે; લેરતીઝ ઉશ્કેરાઇ બ્હેનને ભેટવા કબરમાં કૂદી પડે છે અને પોતાને પણ તેની સાથે દાટી દેવા એ કહે છે. આ જોઇ હેમ્લેટ પણ ઉશ્કેરાઇ જાય છે, અને સંતાઇ રહ્યો હતો ત્યાંથી બહાર નીકળી એ પણ કબરમાં કુદી પડે છે; અને કબરમાં બન્ને લડવા લાગે છે, પણ અનુચરો તેમને છૂટા પાડી બહાર કાઢે છે, અને લેરતીઝની વર્તણુકથી ચકિત થએલો હેમ્લેટ ત્યાંથી જતો રહે છે.

બીજા પ્રવેશમાં હેમ્લેટ હોરેશિયોને બધી વાત કહે છે; અને રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્નને ઇંગ્લાંડમાં પોતાને બદલે મરવા મોકલ્યા છે એ વાત સમજાવે છે. આવા પ્રપંચી અને દુષ્ટ રાજાને જેમ બને તેમ વેળાસર મારી નાખવામાં પાપ નથી એમ હવે તેને સ્પષ્ટ સમજાય છે.

તેટલામાં, એક અમીર આવીને રાજાની હોડની વાત કરે છે અને રાજાના સંકેત પ્રમાણે તેની અને લેરતીઝની વચ્ચે પટ્ટાબાજી ખેલવાની ત્યાં જ ગોઠવણ થાય છે. સૌ ત્યાં આવે છે, અને હેમ્લેટ પ્રથમ લેરતીઝની માફી માગે છે. પછી બન્ને જણા ખેલવા તૈયાર થઇ ખેલવા લાગે છે. લેરતીઝની તલવાર બુટ્ટી નહોતી અને તેની અણીને ઝેર ચોપડયું હતું. તેથી હેમ્લેટ બે પ્રહાર કરે છે તથાપિ, લેરતીઝનું દિલ હવે કાંઇક તેને ડંખવા લાગ્યું છે તેથી હેમ્લેટને પ્રહાર કરતાં તે અચકાય છે. પણ ત્રીજા પ્રહાર પેહેલાં એ હેમ્લેટને ઘાયલ કરે છે. તેના હાથમાંથી તે તલવાર ખુંચવી લઇ હેમ્લેટ સામો એને પણ ઘાયલ કરે છે. રાજા તેમને હવે છૂટા પાડવાનું કહે છે અને તેમને છૂટા પાડવામાં આવે છે.

દરમ્યાન, સંકેત મુજબ રાજાએ તૈયાર કરેલો ઝેરનો પ્યાલો રાણી પીએ છે, અને મરતાં મરતાં પોતાને ઝેર દીધાનું તે કહે છે. લેરતીઝ પણ હવે બધું કબુલ કરી સર્વ પ્રપંચ ઉઘાડો પાડે છે; અને પોતાને હવે અરધો કલાક પણ જીવવાનું નથી એમ ખબર મળતાં, એ જ તલવારથી હેમ્લેટ ત્યાંને ત્યાં જ રાજાનો પ્રાણ લે છે. હોરેશિયો પ્યાલામાં બાકી રહેલું ઝેર પીને મરવા જાય છે, પણ હેમ્લેટ તેને બચાવે છે. અને ફોરટિનબ્રાસ રાજા તરીકે પસંદ થાય તો તેમાં પોતાની સંમતિ દર્શાવી પોતાના પ્રાણ હેમ્લેટ છોડે છે. ફોરટિનબ્રાસ પણ એ વખતે આવી ચડે છે અને ડેન્માર્કની રાજગાદીએ બેસે છે. અહીં નાટક પૂરૂં થાય છે.

નાટક વાંચ્યા પછી કોઇ ગંભીર, અગમ્ય પણ હૃદયને મંથન કરી નાખતી ગમગીન અસર આપણા હૃદય ઉપર ઉપજ્યા વિના રહેતી નથી. પરંતુ તેમાંથી મનુષ્યના જીવનનું રહસ્ય અને કવિની કળા ધીમે ધીમે આપણને દ્દષ્ટિગોચર થાય છે.

આખા નાટકમાં પિતૃ-ભક્તિનો ઉછાળો પૂર જોસમાં વહે છે. હેમ્લેટના પિતાએ ફોરટિનબ્રાસના પિતાને મારી નાખ્યો છે, પણ તે ધર્મ-યુદ્ધમાં; હેમ્લેટના પિતાને રાજાએ મારી નાખ્યો છે, પણ તેનું અધમ રીતે ખૂન કરીને; લેરતીઝના પિતાને હેમ્લેટ મારી નાખે છે, પણ ભૂલમાં. સૌના મનમાં વેરની વાત વસે છે, પણ નોરવેમાં કાકાભત્રિજા વચ્ચે આમન્યાયુક્ત પ્રેમ

છે; ડેન્માર્કમાં કાકાભત્રિજા વચ્ચે અણુગમો છે, અને સંજોગના બળે તે વેરનું રૂપ લે છે. આમ 'પોતાના પિતાના ખુનને માટે વેર' એ આ નાટકનું મુખ્ય કાર્ય થાય છે અને તેમાં સર્વ પ્રસંગો કેવી રીતે ઉપકારક થાય છે તે રસિક વાંચનારને એની મેળે સમજાય તેવું છે.

શેકસપીઅરનો ઉપદેશ એ છે કે સંસારમાં પોતાને નિર્મિત કાર્યો દરેક માણસે કર્યાં જવાનાં છે, પણ તે વિચારીને ઉત્સાહપૂર્વક. પરંતુ વિચાર અને ઉત્સાહ બન્નેમાં મધ્યમતા જોઇએ. એરિસ્ટોટલની ભાષામાં બોલીએ તો દરેક કાર્યમાં સોનેરી મધ્યમતામાં જ માનુષી નીતિની સર્વોત્તમતા છે. જ્યાં આ મધ્યમતા સચવાતી નથી, ત્યાં એકદેશી વિચાર કે વિકારની પ્રબળતા થતાં સ્વભાવમાં કરૂણાનું તત્ત્વ દાખલ થાય છે અને તેનાં દશ્ય પરિણામો કરૂણાજનક થાય છે. જ્યાં માણસો પોતાના એકમાર્ગી વિકાર કે વિચારને વશ બની પોતાની ધુનમાં જ કર્યાં કરે છે, ત્યાં તે માણસોને જગત તો તજી જ દે છે, પણ પ્રભુ પણ તેમને તજી દે છે. અર્થાત્ જે માણસ પોતાના વિકારને કબજામાં રાખી શકતો નથી, તે માણસ દુનિયામાં દુઃખ ખમવાને જ સર્જિત થયો છે એ નિઃસંશય. ઘણે પ્રકારે દુનિયામાં દુઃખ ઉપજે છે તે માંહેલો આ પણ એક પ્રકાર છે; અને તેથી જ માણસને સહન કરવું પડે છે.



# પાત્ર-ભેદ.

એક વિચારની નાડ આ નાટકમાં ઓતપ્રોત થઇ ધપકે છે એક યા કહેવું કઠિન છે. વિવેચકોએ અનેક પ્રયાસ કર્યા છે; પરંતુ મનુષ્ય-જીવનમાં ઉંડાં ઉતરી વિચાર કરતાં જે વાત અગમ્ય રહે છે તે જ વાત આ નાટકનો વિષય હોવાથી આ નાટકમાં પણ અંતે અસ્પષ્ટતા રહે છે. છતાં આપણી વિચાર-શક્તિને તે પગલે પગલે પ્રદીપ્ત કરે છે અને અગમ્યને ઓળખવાના પ્રયાસમાં આ નાટક રમ્ય અને રસભરિત બને છે. હેમ્લેટનું ચારિત્ર્ય, તેના વિચિત્ર વર્ત્તનનો ઉદ્દેશ, આ રસિક અને ગહન નાટકના અંતરમાં વહેતો કવિનો ઉદ્દેશ, ઇત્યાદિ અનેક બાબતો ઉપર વિવેચકોએ ઘણું લખ્યું છે; છતાં આ નાટકમાં અંતે ગહનતા અને અસ્પષ્ટતા રહે છે, અને બુદ્ધિ અને વિચાર અંતે થાકી જઇ વિરમી જાય છે, અને તેથી બોલ્યા વિના બેસી રહેવાનું આપણને મન થઇ જાય છે. મનુષ્ય-જીવનનું અંતિમ રહસ્ય જાણવાનો પ્રયાસ અંતે એ જ પરિણામને પામે છે. મનુષ્યનું જીવન વિચારશીલ અને સૃષ્ટિનિયંતાના અનિવાર્ય કાયદાને અનુલક્ષીને થાય એ ઇષ્ટ છે. પણ જીંદગીના દરેક પ્રસંગે તેમ બની શકતું નથી, એટલું જ નહિ પણ કોઇ પ્રસંગે તો તે વિઘ્નરૂપ અને અનિષ્ટકારક પણ થાય છે એ વાત મને તો આ હેમ્લેટના પાત્રથી ઉપદિષ્ટ થએલી લાગે છે.

વોલ્ટેર કહે છે કે આ નાટક ખીચડારૂપ છે અને હેમ્લેટનું પાત્ર ઢંગધડા વિનાનું છે. પરંતુ કવિની ચમત્કૃતિ કવિને જ સમજાય છે. તેથી ગેથે કહે છે કે આ નાટક આખું સુવ્યવસ્થિત છે અને હેમ્લેટના પાત્રનો વિકાસ કરવામાં સઘળું ઉપકારક થાય છે. હેમ્લેટ કહે છે; 'સમયનું હાડકું સાંધામાંથી ખડી ગયું છે; અરે શાપિત દ્વેષ કે તે સમું કરવા અર્થે મારો જ જન્મ થયો.' આમ જે મહાન્ કાર્યનો બોજો હેમ્લેટ જેવા જીવથી ઉપડી શકે એમ નથી તેની ફરજ તેવા જીવ માથે નાખતાં શું થાય તે દર્શાવવાનું કવિનું તાત્પર્ય છે. કાચના કિંમતી કુંડામાં ફુલઝાડ જ રોપવાં યોગ્ય છે. પણ અહીં તો તેમાં કઠિન ઓકનું વૃક્ષ વવાય છે, અને પછી તેનાં મૂળીઆં ઉગી ફેલાતાં કુંડું ફૂટી જાય છે. ગેથેની નજરમાં હેમ્લેટ કોમળ અને કુલીન રાજા થવાને સર્જિત, સજ્જનતાને સ્વતંત્ર અવકાશ આપવાના ઇરાદાએ જ રાજા થવાની સ્પૃહાવાળો, રૂપમાં મનોહર, સ્વભાવે નિર્મળ અને નીતિમાન, મૂળે ઉદાસી અને વૈરાગ્ય વૃત્તિવાળો નહિ પણ સંજોગોના બળે

જ તેવો બનેલો, પુરૂષ છે; ટૂંકામાં, સુંદર, પવિત્ર અને કુલીન, અત્યંત નીતિ-ભાવના વાળો, પણ શૂરવીરને યોગ્ય હિંમતના બળ વિનાનો, અને જે બોજો પોતે સહન કરી શકતો નથી તેમ એક કોરે ફેંકી દઈ શકતો પણ નથી એવા બોજા તળે કચરાઈ મરતો, તેને એ લાગે છે. સ્પષ્ટ છે કે આ ચિત્ર હેમ્લેટના પરમ ભક્તનું છે. પરંતુ શ્લેજલ કહે છે કે હેમ્લેટમાં ઘણા ઉત્તમ ગુણો છે એ વાત ખરી, પણ સાથે સાથે તેનામાં ઇચ્છા-શક્તિની નિર્બળતા છે, લુચ્ચાઇ અને ઢોંગ પ્રત્યે તેના સ્વભાવનું મૂળ વલણ છે, ભીરૂતાનું રૂપ પકડતી તેના સ્વભાવમાં નિશ્ચય કરવાની ખામી છે, પોતાની યોજનાથી નહિ પણ અકસ્માતે આણેલા પોતાના દુશ્મનના વિનાશમાં દુષ્ટ આનંદ માનનારો છે, અને દૃઢ આસ્થાથી રહિત કાંઇક સંશયવાદી છે. આ ચિત્રમાં અસત્યનો અંશ છે તે આગળ વાંચતાં સ્પષ્ટ થશે.

વળી કોઇ કહે છે કે હેમ્લેટનું પાત્ર બુદ્ધિ-પ્રધાન છે, પણ તેમાં તર્કની સાતિશયતા છે. કોઇ કહે છે કે હેમ્લેટની કલ્પના ભ્રષ્ટ અને રોગીષ્ઠ છે. કોઇ કહે છે કે તેની ઇચ્છા-શક્તિ જ નબળી છે. કોઇ કહે છે કે તેના સ્વભાવમાં જ સુસ્તપણું છે; અને તેથી કાર્ય કરવાનો કંટાળો તેની પ્રકૃતિમાં જ છે. આમ અહીં મત-ભિન્નત્વ બહુ છે. ખરી વાત કદાચ એ છે કે હેમ્લેટની પ્રકૃતિ જાતે કુલીન અને ઉચ્ચાશયી છે અને માનુષી સ્વભાવના ભિન્ન ભિન્ન અંશો તેમાં મિશ્રિત છે. પાશ્ચાત્ય વિચારમાં જીવનનું દૃષ્ટિ-બિંદુ વિલક્ષણ હોવાથી જીવનનું રહસ્ય તે દૃષ્ટિથી અંકિત થાય છે; પણ મને લાગે છે કે આપણી આર્ય-દૃષ્ટિથી હેમ્લેટનું પાત્ર સમજવું કઠિન નથી. ચિત્તની સામ્યાવસ્થા હસ્તગત કરી આત્માની શાંતિ પ્રાપ્ત કરવા હેમ્લેટ મથે છે, પણ પ્રકૃતિ અને સંજોગની કઠિનતાને લીધે તેના જીવનમાં કરૂણાનું તત્ત્વ પેસે છે, અને પોતાની જીંદગીના ભોગે આત્માની શાંતિ એ પ્રાપ્ત કરે છે.

હવે હેમ્લેટની પ્રકૃતિમાં કેવા કેવા અંશોનો સંયોગ થયો છે તે આપણે જોઇએ. પ્રથમ તો કવિએ તેની ઉમર ત્રીશ વર્ષની રાખી છે; અને એ ઉમરે મનુષ્યની પ્રકૃતિ જો કે લગભગ બંધાઇ ગઇ હોય છે, પણ તે ઉમરે મનુષ્યની બુદ્ધિ તત્ત્વચિંતનના પ્રદેશમાં પેસવાને યોગ્ય થઇ ગણાય છે, અને તેથી નવીન સત્યને બુદ્ધિદ્વારા હૃદયમાં ઉતારવાનો અવકાશ હજી એને રહે છે. હવે ઓફેલિયા તો પોતાના પ્રેમીને સર્વાંશે સુંદર માને જ, પણ તેનો કટ્ટો વેરી અને જન-સ્વભાવ સમજવામાં કુશળ રાજા પણ સ્વીકારે છે કે હેમ્લેટ સ્વભાવે ઉદાર અને નિષ્પ્રપંચ હોવાથી અન્યને પ્રપંચી ધારતો નથી. ઉપરાંત હોરેશિયાનો એ માન્ય મિત્ર છે, અને હોરેશિયોના જીવનને

એ પોતે પણ આદર્શરૂપ લેખે છે. કપટી લેરતીઝ પણ તેના ઉચ્ચ હૃદયથી આકર્ષાઇ રમતમાં તેને ઝેરી તલવારથી મારતાં અચકાય છે. ફોરટિનબ્રાસ કહે છે કે વખત આવ્યો હોત તો પોતે ખરા બાદશાહી વંશનો છે એમ એ સિદ્ધ કરી આપત. વળી રાજાને તેનો ડર છે; એ જીવે છે ત્યાં સુધી તેના ખરા આનંદનો આરંભ થતો નથી; તેથી તેની બુદ્ધિ અને શક્તિ વિષે પણ તેને ખાત્રી છે. અર્થાત્ નાટકની શરૂઆત પહેલાં તેના પિતાની હયાતીમાં હેમ્લેટની પ્રકૃતિ ઉદાર, સરળ, પ્રેમીલી, બુદ્ધિમાં તેજસ્વી અને ઉચ્ચ આશયવાળી હતી એમ આપણને જણાય છે.

આ પ્રકૃતિની ખીલવણીમાં કેવાં તત્ત્વો અને કેવી કેળવણી સહાયભૂત થયાં હશે તેનો ખ્યાલ કરવો પણ સુલભ છે. જે હેમ્લેટને બેહદ અક્કલવાળા અને ગજબ કલ્પનાવાળા યોરિકે હજારો વખત પોતાની પીઠ ઉપર બેસારી ફેરવ્યો છે અને જેના હોઠ હેમ્લેટે ચૂમ્યા છે—કોણ જાણે કેટલી વખત, તે હેમ્લેટનું બાળપણ નિર્દોષ રમત ગમતમાં અને રમુજમાં વ્યતીત થયું હોવું જોઇએ; અને યોરિકના સતત્ સમાગમથી તેની અક્કલ ચંચળ અને કલ્પના સચેત થયાં હોવાં જોઇએ. અને વર્ટનબર્ગની કેળવણીથી બુદ્ધિમાં સંસ્કાર પડતા ગયા તેમ તેમ આ અક્કલ પણ સંસ્કારી થતી ગઇ, અને કલ્પના રસિક અને ઉચ્ચગ્રાહી બનતી ગઇ. નાટય–કળામાં તેને જે રસ આવતો હતો તે આ હકીકતથી સ્પષ્ટ થાય છે. હેમ્લેટની કળાભિજ્ઞતામાં જે રસ–વૃત્તિ સમાએલી છે તેમાં જ તેની પાત્રતાનું મધ્ય–બિંદુ અલરિસિ ધારે છે. પણ મારા ધારવા પ્રમાણે તો હેમ્લેટની મિશ્ર પ્રકૃતિમાંથી કોઇ એક અંશને છૂટો પાડવામાં સાહસ જ થાય છે. આમ નાટકની શરૂઆતમાં હેમ્લેટની પ્રકૃતિ બુદ્ધિમાં તેજસ્વી, અક્કલમાં હુશિઆર, હૃદયમાં ઉચ્ચગ્રાહી અને કલ્પનામાં તીવ્ર છે.

પરંતુ એ જ કેળવણી અને સંજોગોમાંથી તેની પ્રકૃતિમાં બીજા અંશો પણ ગુપ્તપણે પેસી જાય છે, અને સંજોગોના બળે આગળ જતાં તે વિકાસ પામે છે. શૂરવીર અને પ્રેમાળ પિતાની છત્રચ્છાયામાં તેનું મન અને બુદ્ધિ સુધારવાની દરેક સગવડ તેને મળી છે, પણ જીવનની ચંચળ–પ્રવૃત્તિથી તેને કેવળ અલગ રાખવામાં આવ્યો છે. પિતાની હયાતીમાં જો આવી ચંચળતામાં પડવાનો તેને પ્રસંગ આવ્યો હોત, તો પરાક્રમી પિતાની માયાભરી સંભાળની પાંખમાં રહી પોતાનું કાર્ય યથાસ્થિત રીતે બજાવતાં તે શીખત. પણ તે પાઠ હવે તેને પોતાને જ હાથે ભણવાનો રહ્યો છે; અને તે પણ ઘણા કઠોર સંજોગમાં. તેથી કાર્યમાં પડતાં જ નીતિમાં આગ્રહવાળાને તેની તેજસ્વી બુદ્ધિ અનેક તર્કવિતર્ક કરાવે છે અને તેનો નિર્ણય થયા પહેલાં બુદ્ધિથી

જ પ્રેરાતી ઇચ્છા–શક્તિ કાર્યમાં પ્રવૃત્ત થવાની ના પાડે છે. આમ તેના અંતરના આવા વિરોધમાં કરુણાનું જે તત્ત્વ રહેલું છે તેને પોષિત કરી કવિએ આ નાટકમાં ખીલવ્યું છે. જે પિતાએ સંસારની ચંચળ પ્રવૃત્તિ જોવાનો પોતાના એકના એક વહાલા પુત્રને પ્રસંગ જ ન આપ્યો તે પિતા એવી પ્રવૃત્તિના મોટામાં મોટા કાર્યની–પોતાના ખુનના વેરની–માગણી તેની પાસે કરે તેમા પણ પ્રારબ્ધની ઘોર વક્રોક્તિ જ છે. તેથી જ જ્યારે પ્રેત બોલાવે છે ત્યારે હેમ્લેટ કહે છે: " મારૂં પ્રારબ્ધ પોકારે છે. " આવે સમયે હેમ્લેટનું રસજ્ઞ હૃદય ખળભળી–થરથરી જાય તો તેમાં વાસ્તવિકતા છે. ગેથે કહે છે કે હેમ્લેટમાં શૂરવીરને શોભાવે એવી હિંમત નથી. પણ જો તેમ હોય તો અંધારી અને બીહામણી રાત્રીએ પ્રેતની સાથે એકલો તે કેમ જાય ? ચાંચીઆના વહાણમાં એકલો કેમ કૂદી પડે ? અને રાજાને અંતે કેમ મારી શકે ?

બીજી વાત લક્ષમાં રાખવાની છે તે એ છે કે હેમ્લેટના સ્વભાવમાં અસહિષ્ણુતા ઘણી છે; અને આ અસહિષ્ણુતા જો તેના સ્વભાવમાંથી લઇ લેવામાં આવે તો નાટકનો પ્રસંગ જ લગભગ નષ્ટ થઈ જાય છે. હવે રાજાનો કુંવર પોતાની પદવીના પ્રભાવે કોઇનું સહન કરી ન શકે એવો હોય તો તેમાં નવાઇ નથી. પણ હેમ્લેટના ઉચ્ચ હૃદય અને ઉચ્ચ કેળવણીએ આ અસહિષ્ણુતાને નીતિની અસહિષ્ણુતાનું રૂપ આપ્યું છે, ઇર્ષ્યાનું નહિ. તેથી કરીને પોતામાં કે અન્ય કોઇમાં નીતિની અપૂર્ણતા કે સ્વભાવનો નાનો મોટો દોષ તે સહન કરી શકતો નથી. રાજા–પદે એવા દોષોને શાસન આપવાનો અધિકાર એને પ્રાપ્ત થાત; પણ કુંવર–પદે તો એ વૃત્તિએ, તેની રસિક કોમળતાને લીધે, તીવ્ર વેણનો માર મારવાનું રૂપ લીધું છે, અને વખતે વખતે પ્રસંગ મળતાં પોતાની પણ એ ઝાટકણી કાઢી નાખે છે. વેણના વ્રણ વખતે તલવારના ઉંડા ઘા કરતાં પણ વધારે ઉંડા થાય છે એ વાત એ ભૂલી જાય છે. પરંતુ બાહ્ય સંજોગની કઠિનતા પણ તેમાંથી જ ઉભી થાય છે; કારણકે પોતાના સંબંધમાં આવતાં માણસો પ્રત્યે તેમના દોષ જોતાં તેમનું ઉપહાસ કર્યા વિના એનાથી રહેવાતું નથી, અને તેથી બધો દરબારી વર્ગ એનાથી વિમુખ થઇ ગયો છે, અને હોરેશિયો સિવાય એનું કોઇ નથી રહેતું. રાજાના કુંવરને પણ એકલા પડી જવું પડે છે. આવા હેમ્લેટને ઓફેલિયા મોહક લાગી; કારણકે ઓફેલિયા શાંત, શરમાળ અને થોડાબોલી હતી; તેથી જીવનના રહસ્યનું ઉંડાણ સમજવામાં યોગ્ય અને અનુકૂળ તેને લાગી.

આ ભિન્ન ભિન્ન અંશોના સંયોગને લીધે હેમ્લેટના સ્વભાવમાં કેમ

વિરોધ ઉભો થાય છે અને તેમાં બાહ્ય સંજોગો કેવી રીતે ઉપકારક થાય છે એ જોવાનું હવે રહે છે.

પિતાની હયાતીમાં સર્વ રીતે સુખી લાગતા હેમ્લેટના હૃદયને પ્રથમ ધક્કો તે પિતાના મૃત્યુથી લાગે છે. જે નર હતો, જે સર્વ ગુણ–સંપન્ન હતો અને જેની જોડી કદાપિ મળવાની નથી એવો પોતાનો વાહાલો પિતા ગુજરી ગયો એ વાતથી વત્સલ પુત્રને હૃદયમાં કારી જખમ થાય છે. પણ જ્યારે રાણી એક મહીનાની અંદર તેના કાકાને ફરી પરણી બેસે છે, ત્યારે હેમ્લેટ જેવાના હૃદયમાં કેવો ક્ષોભ થાય તે સમજવું સેહેલું છે. પિતાના મૃત્યુ કરતાં પણ વધારે, ખુદ તે પિતાને સાલે તે કરતાં પણ વધારે, આ વાત તેને સાલે છે. તેથી જીંદગીમાં કાંઇ સાર તેને લાગતો નથી અને જગતના રિવાજ બધા નિઃસત્વ અને શૂન્યવત્ તેને જણાય છે. જીંદગીનો પણ કંટાળો આવે છે. બળવાન અને સાજાતાજા પોતાના પિતાનું અચાનક મૃત્યુ હવે તેની બુદ્ધિમાં ઉતરતું નથી. તેના પિતાનું શસ્ત્રબંધ પ્રેત દેખાય છે એમ જ્યારે એને કહેવામાં આવે છે, ત્યારે તેના મૃત્યુમાં એને દગો લાગવા માંડે છે. પણ જ્યારે પ્રેત ખરી વાતની ખબર આપે છે, ત્યારે તો એનું હૃદય અંદરથી ઉકળી જ જાય છે, એવું કે જોનારને તે ગાંડો જ થઇ ગયો છે એમ લાગે. છતાં તેને ગાંડા થવું નથી. પોતાના ઉશ્કેરાએલા હૃદયને કબજામાં રાખવાનો પ્રયત્ન એ કરે છે અને કહે છે; " હું તો, જુઓ, ભજન કરવા જઉં છું. " હોરેશિયો જ્યારે કહે છે કે આ તો ઉન્મત્ત અને ભ્રમણાત્મક વચનો છે, ત્યારે હેમ્લેટને પણ લાગે છે કે તેનું ઉશ્કેરાએલું વર્ત્તન ગાંડપણમાં ગણાય એવું થવા લાગ્યું છે. ખરૂં કહીએ તો તેને ભ્રમણા થઇ નથી; પણ જોનારાઓને થવા લાગી છે; અને પોતાની ઉશ્કેરાએલી સ્થિતિને ઢાંકવા તેમની એ ભ્રમણા ચાલવા દેવી તેને અત્યારે ઠીક લાગે છે. આમ હેમ્લેટ ગાંડો પણ નથી થઇ ગયો, તેમ ગાંડપણ ધારણ કરવાની તેની મરજી પણ નથી; કારણકે ઉશ્કેરાએલી સ્થિતિને લીધે જ્યાં કોઇ યોજનાનો જ અભાવ છે, ત્યાં કોઇ મરજી પણ શીરીતે હોઇ શકે ? પાછળથી લોકો તેને ગાંડો ધારે છે તો તે ભ્રમણા તે ચાલવા દે છે; પછી તો એ ભ્રમણાને ઉત્તેજીત કરવી પણ આવશ્યક થાય છે. એના ગાંડપણનો આ ખુલાસો જ વાસ્તવિક છે.

વળી પ્રેતને મળ્યા પછી તેના હૃદયમાં અવિશ્વાસનું તત્ત્વ પેસવા લાગ્યું છે; તેથી પ્રેતે કહેલી વાત પોતાના સોબતીઓથી એ ગુપ્ત રાખે છે, પણ વિશ્વાસુ હોરેશિયોને પાછળથી એ કહે છે. તેથી હેમ્લેટના સ્વભાવમાં ઢોંગ અને વક્ર રસ્તા તરફ મૂળથી જ વલણ છે એ શ્લેજલની સમજણ યથાર્થ

નથી. કેટલાક કહે છે કે હેમ્લેટ અહીં ગાંડપણ ધારણ કરવાની ત્વરિત યોજના કરી લે છે અને તે પ્રમાણે વરતે છે. પરંતુ અગાઉથી યોજના કરીને તે પ્રમાણે ચાલ્યા જવાનું હેમ્લેટના સ્વભાવમાં જ નથી, અને તેનું કારણ તેના સ્વભાવમાં ભિન્ન ભિન્ન અંશોનું મિશ્રણ છે. હૃદય ઉશ્કેરાતાં વિચારનો પ્રવાહ સ્ખલિત થઇ જાય છે; અને વિચારનો વેગ ચાલતાં હૃદયમાં આવેશ આવી જાય છે; તેથી કોઇ યોજના જ બની શકતી નથી. આ વાત કવિના ખાસ લક્ષમાં હોય એમ નાટક ઉપરથી સ્પષ્ટ જણાય છે. હેમ્લેટ ક્યાંઇ યોજના કરતો નથી. માત્ર અંતર નાટકમાં દશ–પંદર લીટીઓ એ યોજે છે, પણ ત્યાં પણ નાટકવાળાઓ એની મેળે આવ્યા છે, એણે બોલાવ્યા નથી.

પ્રેત ગયા પછી તે કહે છે: ‘ સબુર, સબુર, મારા હૃદય, અને તમે મારા સ્નાયુઓ, એકદમ વૃદ્ધ–ઢીલા થઈ ન જાઓ, પણ મજબુતીથી મને અક્કડ ધરી રાખો. ’ આમ હૃદયની ઉશ્કેરણીમાં જ એની નિર્બળતા છે અને કાર્ય કરવાની એની શક્તિ રહેતી નથી. તથાપિ સ્મિત કરતો–હર હમેશ હસતો માણસ હરામખોર પણ હોઇ શકે એ તેનો અનુભવ નવો છે અને બધાની સાથે તેની પણ વિસ્મૃતિ થવી યોગ્ય નથી. તેથી અમુક ખાસ હકીકતમાંથી સામાન્ય નિયમ તારવી કાઢતો વિદ્વાન નોંધપોથી કાઢી તેમાં પોતાનો ખાસ અનુભવ નોંધી લે છે. અફસોસ ! પ્રવૃત્તિના પાઠ શું આમ શીખાતા હશે ? આમ પ્રથમ અંકમાં જ હેમ્લેટના સ્વભાવમાં રહેલા ગુપ્ત અંશો બહાર આવવા લાગ્યા છે અને તેમનો વિકાસ હવે થવાનો છે. અંતરની વૃત્તિઓમાં વિરોધ અને ખાસ બાહ્ય સંજોગો સાથે તેની અથડામણ–એમાંથી કરૂણાનું બધું તત્ત્વ ઉભું થાય છે. ભ્રષ્ટ દુનિયાને સુધારવાનું અને ગુનાને સજા કરવાનું કર્તવ્ય તેના લલાટે લખાએલું તેને લાગે છે, અને છતાં તેના સ્વભાવની કોમળતા તે કાર્ય કરવાના વિચારથી થરથરી જાય છે. દરદીને સાજો કરવા વાઢકુપ કરતાં ડાકટરનો હાથ ધ્રુજે છે. નિવૃત્તિ–પરાયણ વૈરાગ્યવૃત્તિ અને પ્રવૃત્તિ–પરાયણ અસંતોષના આંતરવિરોધ સમયે પિતાના ખુનને માટે વેરની માગણી થાય છે અને હેમ્લેટ તે સ્વીકારે છે. સમયના વિચાર પ્રમાણે તે સ્વીકારવાની ફરજ છે. આ માગણી હેમ્લેટ હવે કેમ પાર પાડે છે તે જોવાનું છે.

બે મહીના થઇ ગયા છે અને છતાં હેમ્લેટથી હજી કાંઇ બની શક્યું નથી. તેથી હેમ્લેટની ઇચ્છા–શક્તિ જ નબળી છે એમ કેટલાક કહે છે. પરંતુ હેમ્લેટના સ્વભાવમાં કાંઇ નબળું જ નથી. ઉલટું, તેના સ્વભાવની પ્રબળતામાંથી તેની નબળાઇ આવે છે. રાજા કહે છે તેમ, સારાપણું અતિ-

શય વધી પડતાં તેની સાતિશયતામાં તે મરી જાય છે. તેના સ્વભાવના ભિન્ન ભિન્ન અંશો બળવાન બની એક બીજાની વચમાં એવા આવે છે કે તેથી તેનું કામ પાધરું થઇ શકતું નથી. વળી નાટકના સ્વભાવમાં જ ઢીલની માગણી છે એ વાત પણ ભૂલી જવી જોઇતી નથી; કારણ કે પ્રેતે કહ્યું કે તુરત જ જો હેમ્લેટે રાજાને મારી નાખ્યો હોત તો પછી નાટક જ ક્યાં રહેત? તેથી આ ઢીલનાં બીજ કવિએ હેમ્લેટના સ્વભાવમાં અને બાહ્ય સંજોગમાં મૂકયાં છે.

હેમ્લેટના સ્વભાવની માગણી આત્માની શાંતિ છે. પ્રેતની માગણીથી આ માગણીએ વેરની શાંતિનું રૂપ લીધું છે. તેથી હેમ્લેટ અને રાજાની વચ્ચે એક પ્રકારનો વિગ્રહ હવે ચાલુ થયો છે. પરંતુ એમાંથી એકે બાહ્ય સંજોગના બળે બહાર પડી શકે એમ નથી. તેથી દુનિયાની દૃષ્ટિની બહાર આ વિગ્રહ ચાલે છે.

બેલફોરેસ્ટના હેમ્લેટ અને શેકસપીઅરના હેમ્લેટમાં પણ ફેર છે. નીતિમાં રાચતા હેમ્લેટના સુશિક્ષિત હૃદયને વેર લેતાં પોતે પાપ કરી ન બેસે તે વાતની બહુ ફિકર રહે છે. તેથી રાજાને માર્યા પેહેલાં તેને મારવો યોગ્ય છે એ વાત નિષ્પક્ષપાત બુદ્ધિના ન્યાયથી પ્રથમ નક્કી થવી જોઇએ. આ વિચાર નાટકમાં કવિએ અગ્રસ્થાને રાખ્યો છે.

પણ જ્યાં હૃદયની વૃત્તિઓ ઉશ્કેરાએલી હોય ત્યાં એવી ન્યાય–બુદ્ધિ થવી અને રહેવી કઠિન છે. તેથી પ્રથમ મનને કાબુમાં લેવાનો હેમ્લેટનો પ્રયાસ છે. આ કામ કેવું કઠિન છે તે અર્જુન જેવા મહારથી જ જાણે છે. પરંતુ હેમ્લેટના એ પ્રયાસમાં લોકોને ગાંડપણ સમજાણું; અને

'દુનિયા દીવાની થઇ ગઇ કે હું દીવાનો થઇ ગયો'

એવી હેમ્લેટના મનની સ્થિતિ અત્યારે થઇ ગઇ હોય તો તે સ્વાભાવિક છે. તેથી રસિક વાંચનારના મનને પણ હેમ્લેટ ગાંડો છે કે કેમ તેનો સંદેહ થાય તો તે પણ સ્વાભાવિક છે. હેમ્લેટ ગાંડો થયો નથી, પણ ગાંડા જેવો બની ગયો છે અને તેથી ગાંડો લાગે છે.

હવે જીંદગીમાં પેસતાં જ હેમ્લેટને કડવો અનુભવ થયો છે. તેથી સર્વ પ્રત્યે હવે વેહેમ અને અવિશ્વાસની નજરથી તે જુએ છે. પરંતુ પ્રેમમાં તો શંકાને સ્થાન નથી હોતું. પણ આખો દરબાર ભ્રષ્ટ થઈ ગયો છે, અને એ દરબારમાં ઓફેલિયા ભ્રષ્ટ રાણીની તેહેનાતમાં છે. તેથી હેમ્લેટ ઓફેલિયાના હૃદયની પરીક્ષા કરી જુએ છે, અને તેમાં ઓફેલિયા નાપાસ થાય છે. હેમ્લેટના ઉશ્કેરાએલા દેખાવથી ઓફેલિયા ડરી જાય છે, અને તેના પ્રેમનો

સત્કાર કરી શકતી નથી. આશાનું છેલ્લું સ્થાન પણ આમ જતું રહે છે, અને હેમ્લેટનો નિર્વેદ વધારે ઉંડો થાય છે. હવે ઓફેલિયામાં રસ એને રહ્યો નહિ. દુશ્મનોની વચમાં જ હવેથી તેને રહેવાનું છે એમ તેને લાગે છે. તેથી જ એ પોલોનિયસને કહે છે: 'સાહેબ, મારી પાસેથી આપ લઇ શકો એવી કોઈ ચીજ નથી કે જેનાથી હું વધારે ખુશીથી વિખુટો પડું: મારી જીંદગી સિવાય, મારી જીંદગી સિવાય, મારી જીંદગી સિવાય.'

અલરિસિ કહે છે કે હેમ્લેટનું ગાંડપણ ખરૂં નથી, પણ ધારણ કરેલું છે, તે એટલા માટે કે 'જોઇએ, રાજા તેથી એમ ધારે છે કે હેમ્લેટને ખરી વાતની ખબર પડતાં આમ ઢોંગ કરે છે;' અને રાજા જો એમ ધારે તો એના ગુનાની ખાત્રી હેમ્લેટને થાય. મને તો આ ખુલાસાથી હસવું જ આવી જાય છે. અંતર—નાટકનું પ્રયોજન પછી કયાં રહ્યું? ઉલટું, રાજાના ગુનાની પોતાને ખાત્રી થાય ત્યાં સુધી પોતાને તેની ખરી ખબર પડી છે એ રહસ્ય છૂપાવવાની તેની ખાસ ચીવટ છે. હેમ્લેટનું ગાંડપણ મને સમજાય છે તે મેં ઉપર કહ્યું છે. લોકોની ભ્રમણા ભાંગવા દરેકને ખુલાસો કરતાં હેમ્લેટનો પાર આવે નહિ; પણ જ્યાં એ ભ્રમણા ભાંગવી તેને આવશ્યક જણાય છે ત્યાં તે ભાંગે છે, અને રાણીના સંબંધમાં તેમ એ કરે છે. બાકી તો લોકો એને બનાવે છે અને એ લોકોને બનાવે છે. હેમ્લેટ કહે છે: "માળા મને ઠેઠ બનાવે છે." અર્થાત્, બુદ્ધિનો જે તીવ્ર અંશ એને વાણીમાં કઠોર થતાં શીખવે છે તે જ અંશ, જેનો બીજો આનંદ જતો રહ્યો છે તેને આવી બાબતમાં આનંદ લેવા પ્રેરે છે.

હેમ્લેટ પ્રમાણિક, સત્યશીલ અને નીતિની ઉચ્ચ ભાવનાવાળો છે. જૂઠ, દંભ, છેતરપીંડી અને છળકપટનો એને સંપૂર્ણ તિરસ્કાર છે. રાજા એની બારીક તપાસ રાખે છે એ વાત એ જાણે છે. બેવકુફ પોલોનિયસથી એનું મન કળાય એમ નથી. એ મનનો તાગ લેવા રોઝનક્રાંઝ અને ગીલ્ડન-સ્ટર્નને રાજા પ્રેરણા કરે છે. પોતાના જૂના મિત્રોની સાથે હેમ્લેટ પ્રથમ ઉદાર બુદ્ધિ અને પ્રમાણિકતાથી વરતે છે. પણ રાજાના હજુરીઆઓ સ્વાર્થી માલમ પડતાં તે તેમને પણ તજી દે છે. લોકોનું જે ટોળું તેની પછવાડે પડયું છે તેમાં તેઓ પણ હવે ગણાવા લાગ્યા. છતાં તેમની સાથે સરળ રહેવા હેમ્લેટ સ્પષ્ટ વાત કરે છે, અને છતાં તેઓ પોતાના કામમાં મચ્યા રહે છે.

ઓફેલિયાને પણ રાજાનું હથીઆર બની પોતા પ્રત્યે ગુપ્ત ચરનું કામ કરતી જાણી હેમ્લેટનો રોષ ફાટી નીકળે છે, અને મઠમાં જવાની તેને શિખામણ આપી, અત્યંત કઠોર વચનોથી તેના હૃદયને ડાંભી જ દે છે; પોલોનિયસ

ઉપર વચનનું બાણુ ફેંકે છે અને રાજાના સંબંધમાં ગૂઢ પણ ઘોર સૂચન કરે છે. ઓફેલિયાને ખાત્રી થાય છે કે હેમ્લેટ ગાંડો થઇ ગયો છે.

આ પ્રસંગે કેટલાક એમ ધારે છે કે હેમ્લેટ કેવળ ઉપહાસના તુરંગમાં જ બોલે છે. એમ હોય તો હેમ્લેટ ઘણો ક્રૂર ગણાય. જરવાઇનસ એ બાબતની ના પાડી કહે છે કે ઓફેલિયાએ મઠમાં જવાની હેમ્લેટની સલાહ ગંભીર છે અને તેમાં, પ્રારબ્ધયોગે હવે એને પોતે તો પરણી શકે એમ નથી, પણ તેને બીજો પણ પરણે એ ઠીક નહિ એવી પ્રેમની સ્વાર્થ–બુદ્ધિ છે. ડાઉડનને અહીં હેમ્લેટના વચનમાં ઘોર વક્રોક્તિ સમજાય છે. મારા ધારવા પ્રમાણે, હેમ્લેટના અંતરમાં ઓફેલિયા પ્રત્યે પ્રેમનો અંશ છે તેને દબાવી દે-વાની એને જરૂર લાગે છે તેથી તેના વચનમાં અત્યંત કઠોરતા આવી જાય છે. ઓફેલિયાને પ્રાર્થના કરતી જોઇ એની પૂજ્ય–બુદ્ધિમાં ઉભળકો આવે છે. તુરત જ તેને ખબર પડે છે કે આ ઓફેલિયા પણ ગુપ્ત ચરનું કામ કરવા જ આવી છે. આમ પવિત્ર અંતઃકરણે દંભનું આચરણ શા માટે કરવું ? અપવિત્ર દુનિયામાં પવિત્ર અંતઃકરણને રહેવા માટે મઠ સિવાય નિર્ભય સ્થાન બીજું કયું છે ? અને દુનિયા કોની નિંદા કરતી નથી ? માટે જો પવિત્ર રહેવું હોય તો એણે મઠમાં જ જવું એવી એની સલાહ ખરા દિલની છે.

અદ્યાપિ પર્યંત હેમ્લેટ પોતાનું રહસ્ય જાળવી શકયો છે. પરંતુ હવેથી તેનો આંતર–વિરોધ બાહ્ય સંજોગમાં વધારે વધારે સ્પષ્ટ થતો જાય છે. ગુનેગારને સજાએ પહોંચાડવો અને તેની સજા પોતે જ કરવી એ ભિન્ન ભિન્ન વાત છે. પ્રથમ વાત હેમ્લેટના મનમાં રમી રહી છે. પણ બાહ્ય સંજોગ એવા છે કે રાજાને હેમ્લેટ જ સજા કરે તો જ થાય. હેમ્લેટના સ્વભાવને આ વાત અરૂચિકર છે. નાટકવાળાનુ ભાષણ સાંભળ્યા પછી પોતે કાંઇ કરી શકતો નથી તેને માટે નહિ, પણ પોતે કાંઇ કહી શકતો નથી તેને માટે એને અફસોસ થાય છે. વળી હૃદયને વશ કરવા જતાં તે વધારે વધારે ઉશ્કેરાતું જાય છે. નાટકવાળાનું ભાષણ સાંભળી તેની આંખમાં આંસુ આવી જાય છે. કાર્યમાં કઠોરતા જોઇએ છીએ અને હૃદયમાં કોમળતા છે. આવા માણસથી રાજાનું મૃત્યુ કેમ નીપજશે ? એવો સહજ ઉદ્ગાર આપણા અંતરમાંથી નીકળી જાય છે.

નાટક જોયા પછી રાજાના ગુનાની હેમ્લેટને ખાત્રી થાય છે. પણ રાજા ઉઠી એકદમ ચાલ્યો જાય છે, અને ઉશ્કેરાએલો હેમ્લેટ પોતાના વિચારની સફળતાના આનંદમાં મસ્ત રહે છે. છતાં રાત્રીના આ ડાકણીઆ સમયે રાજાનું લોહી એ પી શકે અને જેને જોતાં દિવસ થરથરી જાય એવું કૃત્ય તે કરી

શકે. દરમ્યાન રાણીએ તેને બોલાવ્યો છે અને રાણી પાસે જતાં રાજાને એકાંતમાં પ્રાર્થના કરતો તે જુએ છે, અને તેને તે વખતે જ ઠાર કરવાનો પ્રથમ વિચાર એને આવે છે. પરંતુ મુઆ પછી શું થાય છે તેની કોને ખબર છે? એ વાત તો ખરી, પરંતુ લોકમાન્યતા પ્રમાણે તો આવે વખતે રાજાનું મૃત્યુ થાય તો તે સ્વર્ગમાં જાય. તેથી રાજાને તે અત્યારે મારતો નથી. અહીં પણ વેરની સાથે ન્યાયનો સૂક્ષ્મ વિચાર અંતર્ગત છે. જૉન્સન કહે છે કે અહીં ગુનાના ભયંકરપણાથી હેમ્લેટ થરથરી જાય છે; પણ તે વાત યુક્ત નથી. હેમ્લેટના સ્વભાવમાં કાર્ય કરવામાં જે તત્ત્વો અંતરાયરૂપ થાય છે તે આમ પ્રસંગે પ્રસંગે બહાર આવતાં જાય છે.

હેમ્લેટ હવે તેની મા પાસે જાય છે; સંતાએલો પોલોનિયસ છતો થતાં 'ઉંદર, ઉંદર' કહી હેમ્લેટ તેને મારી નાખે છે, પણ પોતાની ભૂલ માલમ પડતાં પછી પસ્તાય છે અને રડે છે. આમ વિચારી વિચારીને જેને ન્યાયનું કામ કરવાનું છે તેના હાથે ઉતાવળમાં અવિચારી કૃત્ય થઈ જાય છે, અને તેની વિચારશક્તિને જબરો ફટકો વાગે છે. આ બનાવથી હેમ્લેટનો આખો વિચાર–પ્રદેશ હવે ફરી જાય છે. પોલોનિયસનું મૃત્યુ એ પોતાને સજા રૂપ ગણે છે; એમાં ઇશ્વરનો હાથ એને લાગે છે. માણસનું ધાર્યું કાંઇ થતું નથી. સર્વને નિયંત્રિત કરતી કોઇ શક્તિના હાથમાં માણસ રમકડું માત્ર છે. તેથી પાપી માણસોને સમજાવીને જ કામ લેવું ઘટે છે; અને રાણીને વચનપ્રહારથી સમજાવી સદ્‌વૃત્તિના રસ્તામાં વાળવા તે શક્તિમાન થાય છે.

દરમ્યાન પ્રપંચી રાજાએ તેને ઇંગ્લાંડ મોકલી ત્યાં તેનો ઘાટ ઘડાવી નાખવાનો વિચાર ત્વરાથી કરી લીધો છે. આ વાતની ખબર પણ હેમ્લેટને પડી છે, પણ તે ખબર કેવી રીતે પડી તે નાટકમાંથી જણાતું નથી. પ્રારબ્ધ અને પોતાની બુદ્ધિ ઉપર આધાર રાખતો હેમ્લેટ હવે ઇંગ્લાંડ જાય છે, અને દૈવની ઇચ્છા ઉપર આધાર રાખનારને દૈવયોગ સહાય કરે છે. પાછો આવી અંતે પોતાના કાર્યની સિદ્ધિ એ કરે છે. માણસ ધારે અને પ્રભુ પાર ઉતારે.

આમ હેમ્લેટ કાંતો ગુસ્સાની ધુરીમાં અને કાંતો અકસ્માતના બળે જ કામ કરી શકે છે. તેનું આંતરજીવન પ્રવીણ અને પ્રબળ છે; પણ બાહ્ય જીવનમાં પેસતાં આંતર જીવનની આ પ્રબળતા નિર્બળતાનું રૂપ ધારણ કરે છે. તેથી જ તેના કાર્યમાં તેને અરૂચિ રહે છે અને તેમાં ઢીલ થાય છે. પોતાના વિચારને અનુકૂળ સંજોગ એ ઉપજાવી શકતો નથી. પણ સંજોગોની સહાય થઈ જાય તો પોતાનું કામ કરી નાખે એવો એ છે. તેથી જ તેનાં કામ

અકસ્માતરૂપ લાગે છે. રાજાના સંબંધમાં જ્યારે એ કહે છે કે તે રાજ્ય અને હાકેમીનો ગંઠીછોડો છે, કે જેણે અભરાઇ ઉપરથી તાજ ચોરીને પોતાના ગજવામાં મુકયું છે, ત્યારે એનો સ્વભાવ બરાબર ખીલી નીકળે છે. માણસને રાજ–લોભ કદિ થાય, પણ આ રાજામાં તો સામા આવી ઉઘાડી લડાઇ કરી રાજ મેળવવાની હિંમત પણ નથી. છળ–કપટ અને પ્રપંચી ગુનાથી રાજ મેળવનારો રાજા આદર્શરૂપ નથી. અહીં કેટલાક કહે છે કે હેમ્લેટ પોતે જ આખા નાટકમાં છળ રમે છે તેનું કેમ ?

હવે હેમ્લેટના ગાંડપણમાં છળ નથી એ વાત આપણે જોઇ છે. રાજાના ગુનાના સંબંધમાં હેમ્લેટને બે જ રસ્તા ખુલ્લા છે. કાંતો રાજાનું એકદમ ગુપ્ત રીતે ખુન કરવું અને કાંતો લેરતીઝની પેઠે લોકોને ઉશ્કેરી બળવો જગાવવો. પણ હેમ્લેટને ખરો પુરૂષાર્થ કરવો છે; પોતાના વિચાર પ્રમાણે ખરૂં જીવન જીવવું છે; ન્યાયનું કામ કરવું છે, કેવળ વેરની તૃપ્તિ કરવી નથી. તેથી પ્રથમ તો ગુનાની ખાત્રી કરવામાં વખત જાય છે. ખાત્રી થયા પછી તે બળવો જગાવી શકત; પણ ત્યારે તો લોકો એને ગાંડો ગણવા લાગ્યા હતા. તેથી આવી ગંભીર બાબતમાં પ્રેતના કહેવાથી જ રાજાને ગુનેગાર માનવો પડે એ વાતમાં લોકો તેની ઘેલછા નહિ ગણે તેની શી ખાત્રી ? આમ આ વખતે તેનું ગાંડપણ જ તેને વિઘ્નકર થઇ પડે છે. તેથી રાજાનો હુકમ ઉઠાવી ઇંગ્લાંડ જવા પણ એ તૈયાર થાય છે. કદાચ ત્યાં જઇ ઇંગ્લાંડની સહાયે રાજાને નસીયત આપવા એ શક્તિમાન પણ થાય. આમ જેને હેમ્લેટનો છળ કહેવામાં આવે છે તે તો કઠિન સંજોગોનું આવશ્યક પરિણામ જ છે.

વળી કેટલાક કહે છે કે હેમ્લેટ ઘાતકી છે, એટલું જ નહિ પણ ઘાતકી-પણામાં તેને રસ પડે છે. આ વાત પણ યુક્ત નથી. ઓફેલિયાની સાથે કઠોરતાથી વરત્યા વિના એને છૂટકો નહોતો. પોલોનિયસના મૃત્યુનો જવા-બદાર હેમ્લેટને ભાગ્યે જ ગણી શકાય; અને રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પોતાનાં મૃત્યુ પોતાના જ હાથે માગી લે છે.

વળી કોઇ કહે છે કે હેમ્લેટનું ઇંગ્લાંડ તરફ જવું, ચાંચીઆનો અક-સ્માત્ અને ડેન્માર્કમાં તેનું પાછું ફરવું ઇત્યાદિ પ્રસંગો કહીને કવિએ નાટક નાહક લંબાવ્યું છે. પરંતુ વ્યક્તિનું, કોમનું કે પ્રજાનું જીવન વ્યવસ્થિત કરવામાં અન્ય બળોમાં અકસ્માતની પણ ગણત્રી થતી હોય તો ઉપલા પ્રસંગો પણ નાટકના ઉપદેશમાં ઉપકારક થાય છે.

એકંદરે હેમ્લેટનું પાત્ર અસાધારણ છે. તેનામાં વિચારશીલતા છે, લાગણીની તીવ્રતા છે, કલ્પનાની સતેજતા છે, નીતિની ઉત્કટ ભાવના છે,

અને ઇચ્છાશક્તિ બુદ્ધિના સ્વાધીનમાં છે. પરંતુ બુદ્ધિ તર્કપ્રધાન છે. હૃદયના વેગની સાથે ન્યાયબુદ્ધિ બિલકુલ રહી જ શકે નહિ એવી માન્યતામાં એની ભૂલ થાય છે. કરૂણાનું તત્ત્વ પણ તેમાંથી પેસી જાય છે. પરંતુ એકંદરે આ પાત્ર કવિએ એવી ખુબીથી ચિતર્યું છે કે એક સગા ભાઇની માફક આપણને એના ઉપર વાહાલ આવે છે અને એનાં સુખદુઃખ આપણાં પોતાનાં હોય એમ આપણે ગણવા લાગીએ છીએ. દરેક રસિક વાંચનારે ઉંડા ઉતરી આ પાત્ર પોતાની મેળે સમજી લેવાનું છે. હેમ્લેટને આત્માની શાંતિ જોઇતી હતી અને તે એને પ્રાપ્ત થઇ છે. મરતાં મરતાં પણ રાજાને એ મારે છે, હોરેશિયોને બચાવે છે, અને ફોરટિનબ્રાસની તરફેણમાં પોતાનો મત આપી પોતાના દેશને એ તારે છે. હોરેશિયોની સહાયથી ફોરટિનબ્રાસ દેશને સુવ્યવસ્થિત કરી શકશે એવો તેને અંતરમાં વિશ્વાસ છે. અને પોતાનું કાર્ય પૂરૂં થતાં શાંતિથી એ મરે છે. મૃત્યુ એ જાતે દુઃખરૂપ વસ્તુ નથી એ વાત પણ સમજવા જેવી છે; કારણ કે બીજી બધી બાબતોની પેઠે એમાં પણ સારૂં નરસું એ મનની રૂખ ઉપર રહેલું છે. મૃત્યુ કુદરતનો કાયદો છે; હૃદયનો કાયદો તેનાથી ભિન્ન છે.

આ નાટકનો પ્રતિનાયક રાજા છે અને તે પાત્ર સમજવું કઠિન નથી. પોતાના ભાઇનું ખુન કરી તે રાજા થયો છે અને ભાભીને પટ્ટરાણી બનાવી છે. બુદ્ધિ અને કુદરતી બક્ષીસો તેનામાં છે, પણ તેમનો નીચ ઉપયોગ એણે કર્યો છે. પ્રપંચી, દાંભિક, વિષયાંધ અને માણસોને સમજી તેમને સમજાવી લેવામાં કુશળ આ રાજાને હેમ્લેટનો અણગમો છે, અને તેથી આ બે મહા બળવાન શત્રુઓ વચ્ચે જીવસટોસટની મારામારી ચાલે છે. હેમ્લેટની નજરમાં તે દારૂડીઓ, ખંધો, કુગાઇ ગએલો વિરૂપ, ચામાચીડીઓ, દેડકો, બીલાડો લાગે છે, અને તેને ચીંથરીઓ-થીગડીઓ રાજા, રાજાનો રંગલો, એ કહે છે. પરંતુ આ દૃષ્ટિમાં સેહેજ અતિશયોકિત છે, અને હેમ્લેટની દૃષ્ટિએ આપણે રાજાને જોવો એવો કવિનો પણ ઇરાદો જણાતો નથી. બળવાખોર લેરતીઝ જ્યારે એની સમક્ષ આવે છે, ત્યારે એના અંગની ધાસ્તી એને રહેતી નથી, અને ખરા રાજાને શોભાવે એવાં વચનો તે વખતે એ બોલે છે. માની વૃત્તિને પણ તેના પુત્રની વિરૂદ્ધ જે લગભગ વાળી શકયો તે હુશિયાર તો ખરો જ; પણ કેવળ પ્રપંચી અને ખંધો હોવાથી આપણને તેના ઉપર તિરસ્કાર જ આવે છે. કાર્ય કરવામાં ત્વરાથી યોજના કરી અમલમાં મૂકવાવાળો, પ્રસંગે પ્રસંગે નવી નવી યુક્તિ યોજનારો, અને સતત પોતાના જ ઉદ્યોગમાં મચી રહેનારો આ નર-પિશાચ હેમ્લેટનું મન જાણવા અનેક

યત્ન કરે છે; અને જ્યારે તેને ખાત્રી થાય છે કે હેમ્લેટને બધી ખબર પડી ગઇ છે ત્યારે તેને જીવથી જ મારી નખાવવાની વેતરણુ તે કરે છે. પરંતુ હેમ્લેટ દૈવની કૃપાથી બચી જાય છે, અને રાજાને વાજબી બદલો મળે છે, અને તેનું મોત થાય છે. રાજાનું મોત અકસ્માતરૂપ નથી એ કવિનો ઉપદેશ તીવ્ર છે. એક વાત રાજાનું પાત્ર સમજવામાં લક્ષમાં રાખવાની છે. તેનું અંતઃકરણ તદ્દન બ્હેર મારી નથી ગયું. તેથી અંતર નાટક જોતાં તે સચેત થાય છે અને તેને તીવ્ર દુઃખ કરવા લાગે છે; પણુ સંસારની લાલસામાંથી તે છૂટું થઇ શકતું નથી, અને છૂટવાના પ્રયાસમાં વધારે વધારે ખરડાય છે. આમ તેના અંતઃકરણુમાં જે તીવ્ર આંતરવિરોધ ઉભો થાય છે તે હેમ્લેટના આંતરવિરોધ સાથે સરખાવવા જેવો છે.

પરંતુ લેરતીઝના પાત્ર–વિરોધમાં કવિએ ખરેખરો રસ જમાવ્યો છે. હેમ્લેટ અને લેરતીઝ બન્ને પિતૃ–ભક્ત છે અને બન્નેને પોતાના પિતાના ખુનનું વેર લેવું છે. પરંતુ હેમ્લેટે વર્ટનબર્ગમાં કેળવણી લીધી છે, તેથી તે વિચારશીલ અને ઉચ્ચાશયી થયો છે. લેરતીઝ ફ્રાન્સમાં રહ્યો છે અને તેથી તે ક્રોધી અને વઢકણો થયો છે. હેમ્લેટ રાજાનો કુમાર છે; લેરતીઝ રાજાના માનીતાનો કુમાર છે. હેમ્લેટની મા હયાત છે; લેરતીઝનો બાપ જીવતો હતો. માની મરજી સાચવવા હેમ્લેટ પોતાની મરજી છતાં પાછો વર્ટનબર્ગ જતો નથી; લેરતીઝને તેનો પિતા ફ્રાન્સ જવાની ના પાડે છે, પણુ વાતનો પીછો લઇને પરાણે તેની કને હા પડાવે છે. હેમ્લેટ ખુનની ખાત્રી કરવા મથે છે; લેરતીઝ પોતાના પિતાના મૃત્યુના સમાચાર સાંભળી ફ્રાન્સથી દોડયો આવે છે, અને લોકવાયકાથી ઉશ્કેરાઇ, ખુનીની ખાત્રી થયા પેહેલાં રાક્ષસી બળવો જગાવે છે અને ડેન્માર્કની રાજગાદીને હચમચાવી નાખે છે. રાજાથી એ ડરતો નથી અને ઉઘાડી તલવારે રાજા કને એ પોતાનો પિતા માગે છે. હેમ્લેટનાં શક્તિ અને સાધન તેની કને નથી, પણ છે તેની ડાહાપણુયુક્ત વ્યવસ્થા કરવાનો તેનો નિશ્ચય છે. પ્રાર્થના કરતો હોવાથી રાજાને મારતાં હેમ્લેટ અટકી જાય છે; લેરતીઝ ખુનીનું ગળું દેવળમાં પણુ કાપી નાખવા તૈયાર છે. એક ઉદ્દેશે બન્ને દુનિયાની એને દરકાર નથી. હેમ્લેટને મન પિતાનું વેર અંતઃ–કરણુની બાબત છે; લેરતીઝને એ આબરૂની વાત છે. પરંતુ હેમ્લેટની ઢીલથી વચમાં બીજાં માણસો મરે છે તેમ લેરતીઝના કામમાં બનતું નથી. લેરતીઝને સમજાવી શકયો તેમ હેમ્લેટને રાજા સમજાવી શકત નહિ. લેરતીઝની પિતૃ–ભક્તિ જોઇ ‘ વાહ વાહ ’ના ઉદ્દગાર આપણે કાઢીએ છીએ, પણુ તલવારને ઝેર લગાડતો જોઈ એના ઉપર આપણુને ધિક્કાર છૂટે છે. અંતે

હેમ્લેટને મારી હેમ્લેટથી જ એ મરે છે. પરંતુ મરતી વખતે તેને પસ્તાવો થાય છે અને પોતાનું પાપ કબુલ કરે છે. હેમ્લેટને દોષમાંથી મુક્ત કરી તે પોતે પણ દોષથી મુક્ત થાય છે.

જે પિતાને માટે લેરતીઝે આટલું કર્યું તે પિતા કેવો હતો તે હવે આપણે જોઇએ. ડેન્માર્કના સડેલા દરબારમાં પોલોનિયસ વગવાળો રાજાનો સલાહકાર છે. પરંતુ રાજકાજમાં તેની સલાહ રાજા લેતો નથી; છતાં રાજ-કુટુંબમાં તેની સલાહ વિના ચાલતું નથી. પોતાની જુવાનીની કુનેહ અને કાર્ય–કુશળતા વૃદ્ધાવસ્થામાં પણ હજી એવી ને એવી જ છે એમ પોલોનિ-યસ માને છે, અને તેમાં પોતાનું માથું પણ ડૂલ કરવાની તે હિંમત કરે છે. પોતાને દરેક વાતમાં ડાહાપણદાર અને અનુભવી માનતા, સર્વ કામમાં માથું મારતા, ઘાલમેલીઆ અને ઘુસણીઆ આ ઘરડા બેવકુફને બધું જાણવાની અને સર્વને ઉપદેશનાં વચન કહેવાની જરૂર લાગે છે અને કહે છે. જરવા-ઇનસ કહે છે કે પોતાનાં વચન ખોટાં પડતી વખતે પણ ‘મેં એમ જ ધાર્યું હતું’ એમ વિશ્વાસપૂર્વક ભાર દઇને બોલતા બેવકુફની ઉદ્ધતાઇ આ-પણે સઘળા પીછાણીએ છીએ. ડાહી ડાહી વાતોમાં સારી યાદદાસ્તવાળા બેવકુફથી કોઇ અજાણ્યું હોતું નથી. છતાં બધાની સાથે સારો રહેવા એ બેવ-કુફ મથે છે અને લોકો હાંસી કરે તો જાણે પોતે જાણતોય નથી એવો ડોળ કરે છે. આવા બેવકુફોનાં ગામ વસતાં નથી, પણ રાજ્યમાં આવા એકાદ બે બેવકુફ તો હોય છે. આવા પોલોનિયસને બધાની સાથે ઠીક પડે છે; પણ એક હેમ્લેટ સાથે ફાવતું નથી. હેમ્લેટની પાસે એની બેવકુફી કળાઈ જાય છે. પોતાની બુદ્ધિનો એને એટલો બધો વિશ્વાસ છે કે પૃથ્વીના મધ્ય–બિંદુએ રહસ્ય પડયું હોય તો ત્યાંથી પણ એ પકડી કાઢે. છતાં રાજાના કારસ્થાનની તેને ખબર નથી. હેમ્લેટની ઘેલછાનું કારણ તેને પ્રેમ લાગે છે, અને પ્રેમનો ઉન્માદ એને પણ યુવાનીમાં એવો જ પીડતો હતો તે એના મુખેથી સાંભળી આપણને હસવું આવી જાય છે. કવિએ આ પાત્રમાં ઉપ-હાસનું તત્ત્વ મૂકયું છે, પણ તેને અંકુશમાં રાખ્યું છે; અને તેથી આપણું હાસ અટ્ટહાસનું રૂપ લેતું નથી. કાળબળે–દૈવયોગથી પ્રાપ્ત થએલી મોટાઇ-વાળા મોટા માણસની મૂર્ખતા ઉપર મોટેથી હસાતું નથી. બધી વિદ્યામાં તે કુશળ છે. નાટકનો પાઠ પણ તેણે ભજવ્યો છે. તેને કોઇનો વિશ્વાસ નથી. લેરતીઝની પછવાડે તેની ગુપ્તચર્યા કરવા એ માણસ મોકલે છે, અને આડા રસ્તા લઇ સીધા માર્ગે આવવામાં તે આનંદ માને છે. લેરતીઝ સારો નીતિ-માન રહેશે એવી તો એને પણ આશા નથી, અને એવી આશા તે રાખતો

પણ નથી. નીતિ નહિ, પણ નીતિનો દેખાવ માત્ર એને જોઇએ છીએ, પોતાની પુત્રીના પ્રેમના પત્રો તે માગે છે; રાજા પાસે તે અક્ષરે અક્ષર વાંચે છે, અને હેમ્લેટ સાથે તેના મિલાપની યોજના કરે છે. તેના નીતિ વિચાર રાજદ્વારી છે. આવો ધાલમેલીઓ માણસ અંતે ધાલમેલમાં જ મૃત્યુ પામે છે.

જરટ્રુડ ડેન્માર્કનાં રૂપવંતા રાણી છે; પણ તે સામાન્ય સ્ત્રી છે; રાણી તરીકે બહાર મોટાં થઇ ફરવાનો તેને ઘણો શોખ છે; અને સ્ત્રીને સામાન્ય ચંચળતા અને અસ્થિરતા એનામાં ઘણી છે. એના રૂપની મોહિની રાજાને ઘણી છે, એવી કે દુષ્ટ અને પ્રપંચી છતાં તે એને વશ થઇ ગયો છે, અને એની ખાતર હેમ્લેટને સકંજામાં એ રાખતો નથી. પ્રથમ પતિ મરી જતાં, તુરત જ એ બીજો ધણી કરે છે, અને હેમ્લેટને પોતાના પિતાને નિરંતર માટીમાં નહિ શોધવાનો બોધ એ કરે છે. છતાં નીતિ–ભાવના હજી તેનામાંથી છેક નષ્ટ નથી થઇ; પણ તેની વિષય–વાસના બહુ પ્રબળ લાગે છે, અને આધેડ ઉમર થયા છતાં ફરી પરણ્યાવિના એને ચાલતું નથી. અંતે હેમ્લેટનાં તીવ્ર વેણુથી તે પસ્તાય છે, અને હેમ્લેટને માટે રાજાએ તૈયાર કરેલા વિષના પ્યાલાથી એ મરે છે.

રાજાના પાપમાં રાણીની સામેલગીરી હતી કે કેમ ? અને હતી તો કેટલે અંશે ? એ વાત કવિએ બહુ અસ્પષ્ટ રાખી છે. પ્રેત કહે છે કે પોતાના પ્રથમ સ્વામીની હયાતીમાં જ રાણી બેવફા થઇ હતી; છતાં રાણી પ્રત્યે છળ કરવાની હેમ્લેટને એ મના કરે છે. હેમ્લેટને પણ મનમાં બહુ દુઃખ લાગે છે તે રાણીના ત્વરિત પુનર્લગ્નથી જ. છતાં રાણીની સાથે વાત કરતાં હેમ્લેટ જાણે રાણીની સામેલગીરી હોય એવી રીતે બોલે છે, પણ રાણી તેથી અજાણપણું બતાવી ચકિત થાય છે. છતાં રાણી કહે છે: ‘ પાપનો સાચો સ્વભાવ છે તે પ્રમાણે મારા માંદા મનમાં દરેક નિર્જીવ વાત કોઇ મહાન્ આફતની પ્રસ્તાવનારૂપ લાગે છે. વળી અંતર નાટકથી રાણીના મન ઉપર કોઇ ખાસ અસર થતી નથી. ઉપરાંત રાણી પાછળથી પસ્તાય છે, અને હેમ્લેટ ઉપર તેનો માતૃ–ભાવ પાછો સંપૂર્ણ જોસથી પ્રગટે છે. છેવટના ભાગમાં રાજાને પણ તેની બહુ દરકાર રહેતી નથી, અને રાજાનો પ્રપંચ બેધડક મનથી રાણી મરતી વખતે છતો કરે છે. એકંદરે, પોતાના પતિના ખુનમાં રાણીની સામેલગીરી હતી અથવા તે વાતથી તે વાકેફ હતી એમ જણાતું નથી.

ઓફેલિયાનું પાત્ર કવિએ બહુ મર્મવેધી ચિતર્યું છે. અલરિસિ કહે છે કે ઓફેલિયાનું પાત્ર સ્ત્રીરૂપે હેમ્લેટ જ છે. મીસીસ જેઇમ્સન કહે છે કે શરમાળપણું, લાજનું ભાન, અને કોમળતા એ સ્ત્રીના સ્વભાવના તત્ત્વ-

ભૂત અંશો છે. જે સ્ત્રીમાં એ મૂળે જ ન હોય તેને સ્ત્રી જ ન કહેવાય. આ અંશોમાં બીજા અંશો ભળી તેમને દબાવી દે અગર પાછળ પડતા રાખે તે ભલે, પણ તે અંશો સ્ત્રીના સ્વભાવમાં છેક નષ્ટ કદિ નથી થતા. અને શેકસપીઅરનું રહસ્ય એ છે કે જે સ્ત્રીમાં આ તત્ત્વભૂત અંશો જ માત્ર હોય, તો પણ અનુકૂળ સંજોગોમાં સ્ત્રીને સંપૂર્ણ સુખી કરવા તે સમર્થ છે અને તેનું દૃષ્ટાંત મિરેન્ડા છે. પણ પ્રતિકૂળ સંજોગોમાં અને ભ્રષ્ટ પરિસ્થિતિમાં જ્યાં તેમની સામે થવાનો ઉત્સાહ અને કાર્ય-પ્રવૃત્તિની ઇચ્છા ન હોય ત્યાં, સ્ત્રીનું સુખ તે નષ્ટ કરે છે, અને ઓફેલિયા તેનું દૃષ્ટાંત છે.

મા વિનાની ઓફેલિયા લ્હેરી ભાઇ અને બેવકુફ પિતાના સમાગમમાં ઉછરી છે; છતાં સડેલા દરબારમાં ભ્રષ્ટ રાણીની તેહેનાતમાં પણ પોતાની સ્વાભાવિક નિર્દોષતા એ સાચવી રહી છે, અને નિર્મળ વહેતા ઝરણાની માફક, પોતાની પરિસ્થિતિના ભાનરહિત નિર્દોષ વહનમાં તે વહ્યાં કરે છે. હેમ્લેટ ઉપર તેનો પ્રેમ છે, પણ આ પ્રેમ એવો શાંત, ગંભીર અને નિરવ છે કે વાણીમાં તે ભાગ્યે જ પ્રદર્શિત થાય છે. તેની લાગણીઓ સમુદ્રના ઉંડા જળની માફક ગંભીર, ગહન અને સપાટીએ શાંત છે, અને તેમાં તેના પ્રેમનો આવિર્ભાવ અદૃશ્ય થઇ જાય છે; અને કેમ જાણે કે તેની મરજી ઉપરાંત હોય તેમ આ રહસ્ય આપણે તેની કનેથી માંડમાંડ જાણી શકીએ છીએ. તેની તીવ્ર પણ બાહ્યદર્શી કલ્પનાએ હેમ્લેટના પ્રેમનો અસીમ મોહ ઉપજાવ્યો છે, અને તેના પ્રેમમાં પાન કરનારીએ પોતાના સુખની પરિસીમાનું સંપૂર્ણ ચિત્ર તેમાંથી કલ્પી લીધું છે. આ પ્રેમનો વિશ્વાસ નહિ રાખવા તેનો ડાહાપણદાર પિતા તેને ના કહે છે અને હેમ્લેટને મળવા ના પાડે છે, ત્યારે તેની આજ્ઞાને મૂંગે મોંહે એ તાબે થાય છે, અને પોતાના પ્રેમના પત્રો પિતાને સોંપી દે છે. પણ તેનું હૃદય ઉંડું છે અને તેની લાગણીઓ પ્રબળ છે. પરંતુ આ પ્રબળતા હેમ્લેટની વિકળતાથી ડરી જઇ કંપી જાય છે, અને હેમ્લેટ તેથી નાસીપાસ થઇ જાય છે. સ્ત્રી પુરૂષના સંબંધમાં-સ્વભાવમાં સમાનતા છતાં ભેદ હોવાની જરૂર છે. જ્યાં એમ હોય ત્યાં સ્ત્રીપુરૂષનું જોડું સુખી થાય છે, કારણકે તેથી એકબીજાના સ્વભાવની ખામીઓ સુધારવામાં એક બીજાને તેઓ સહાયભૂત થાય છે. આ વાતની ખામી હોવાથી હેમ્લેટ અને ઓફેલિયાનાં જીવન વણસી જાય છે, ઓફેલિયામાં જો હિંમત હોત તો હેમ્લેટને મદદગાર થઈ તેનું જીવન સુધારી પોતે પણ સુખી થાત. પરંતુ ઓફેલિયાથી હેમ્લેટનું કામ સરે એમ નહોતું.

હવે હેમ્લેટનું ગાંડપણુ જોઈ ઓફેલિયાની કલ્પનાને જબરો ધક્કો લાગે

છે; અને પોતાના પિતાનું મૃત્યુ પોતાના પ્રિયતમના હાથે થએલું જોઇ તેની સુંદર મતિ નષ્ટ જ થઇ જાય છે, અને ગાંડી બની જૂના ગીતના ટૂકડા તે ગાતી ફરે છે. એના ગાંડપણમાં પણ પ્રેમ અને પિતા જ તરવરી રહે છે; અંતે અકસ્માતથી તે મૃત્યુ પામે છે, અને પોતાના હેમ્લેટની પત્નીરૂપે જોવા ઇચ્છતી રાણી તેની કબર ઉપર ફુલ વેરે છે.

આ નાટકની પાત્ર-રચનામાં હોરેશિયો શિખરરૂપ છે. હેમ્લેટનો તે સાચો સ્નેહી છે, અને હેમ્લેટ પોતે તેની કેવી પ્રશંસા કરે છે તે નાટકમાં મોજુદ છે. સુખ દુઃખમાં સમવૃત્તિ રાખી એક ધારે તે પોતાનું જીવન જીવે છે, અને એવા જીવનને હેમ્લેટ આદર્શરૂપ ગણે છે તે વાત પણ હેમ્લેટનું પાત્ર સમજતાં લક્ષમાં રાખવા જેવી છે. પરંતુ અંતર્યામિની પેઠે હોરેશિયોનું જીવન કેવળ સાક્ષીરૂપ છે, અને કોઇ કાર્ય તે કરતો નથી. પરંતુ ફોરટિનબ્રાસ આબરૂની ખાતર નજીવો પ્રસંગ પ્રાપ્ત થતાં પણ કાર્યમાં ઝંપલાવે છે. આવા રાજાનો મંત્રી થવા યોગ્ય હોરેશિયો છે, અને આ બન્ને મળીને દેશની અને રાજ્યની સુવ્યવસ્થા કરશે એવો વિશ્વાસ આપણને આવે છે.

આમ આપણું પાત્ર-વિવેચન અહીં પૂરૂં થાય છે, અને તે ટૂંકું અને મુદ્દાસર છે. અમને ખાત્રી છે કે રસિક વાંચનારને આ નાટકના મનનથી બીજા ઘણા વિચારો સ્ફુરી આવશે.



# પાત્ર–સમાજ.



ક્લૉડિયસ—ડેન્માર્કનો રાજા.

હેમ્લેટ—સ્વર્ગસ્થ રાજાનો કુમાર અને હાલના રાજાનો ભત્રિજો.

પોલોનિયસ—મહા પ્રતીહાર.

હોરેશિયો—હેમ્લેટનો મિત્ર.

લેરતીઝ—પોલોનિયસનો પુત્ર.

વોલ્ટિમંદ,<br>
રોઝનક્રાંઝ,<br>
ગીલ્ડનસ્ટર્ન,<br>
ઓસારક,<br>
એક ગૃહસ્થ, } દરબારીઓ.

એક ધર્મગુરૂ.

મારસેલસ,<br>
બરનાર્ડો. } અમલદારો.

ફ્રાન્સિસ્કો—એક સિપાઇ.

રેનાલ્ડો—પોલોનિયસનો ચાકર.

નાટકના ખેલાડીઓ.

બે ગામડીઆ—કબર ખોદનારાઓ.

ફોરટિનબ્રાસ—નોરવેનો રાજકુમાર.

એક કપ્તાન.

અંગ્રેજ એલચીઓ.

જરટ્રુડ—ડેન્માર્કની રાણી, અને હેમ્લેટની મા.

ઓફેલિયા—પોલોનયસની પુત્રી.

અમીરો અમલદારો, સિપાઇઓ, ખલાસીઓ, જાસુસો, અને બીજા અનુચરો. હેમ્લેટના પિતાનું પ્રેત.

સ્થળઃ ડેન્માર્ક.



# ડેન્માર્કનો રાજકુમાર

# હેમ્લેટ.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો:—સ્થળ: કિલ્લાની ચોકીનું ચોગાન.

(ફ્રાન્સિસ્કો પેહેરો ભરે છે, બરનાર્ડો પ્રવેશ કરે છે.)

**બર:**—કોન હય?

**ફ્રાન્સ:**—તુમ કોન હય? બોલો: ખડા રહો, અને કોન હય તે ચોખ્ખું કહો.

**બર:**—ઘણું જીવો મહારાજા.

**ફ્રાન્સ:**—બરનાર્ડો?

**બર:**—એજ.

**ફ્રાન્સ:**—બરાબર તમારા વખતે જ તમે આવો છો.

**બર:**—હમણાં જ બારના ડંકા થયા. જા, જઇને સૂઇ જા, ફ્રાન્સિસ્કો.

**ફ્રાન્સ:**—મને પેહેરેથી ઉતારવા માટે તમારો ઉપકાર થયો. ટાઢનો સોકો પડે છે અને હું થાકીને લોથ થઇ ગયો છું.

**બર:**—તારા પેહેરામાં તો શાંતિ રહી છેને?

**ફ્રાન્સ:**—એક ઉંદર પણ ફરક્યો નથી.

**બર:**—ઠીક, સલામ. મારી ચોકીના સંઘાતી હોરેશિયો અને મારસેલસ મળે તો તેમને ઝડપથી આવવા કહેજે.

**ફ્રાન્સ:**—મને લાગે છે કે તેમનો પગરવ સંભળાય છે. ખબરદાર! કોન હય? (હોરેશિયો અને મારસેલસ પ્રવેશ કરે છે.)

**હોરે:**—આ ભૂમિનો દોસ્ત.

**માર:**—અને ડેન્માર્કના મહારાજાનો વફાદાર સેવક.

**ફ્રાન્સ:**—સલામ.

**માર:**—ઓહ, સલામ, સાચા સિપાઇ! પેહેરેથી તમને કોણે ઉતાર્યા?

**ફ્રાન્સ:**—મારી જગાએ બરનાર્ડો આવ્યા છે. સલામ. **(જાય છે.)**

**માર:**—હો બરનાર્ડો !

**બર:**—કહો, શું, હોરેશિયો પણ છે કે?

**હોરે:**—તેનો એક અંશ.

**બર:**—આવો, હોરેશિયો; આવો, ભાઈ મારસેલસ.

**માર:**—કાં, આ ચેટક આજ રાત્રીએ પણ દેખાયું?

**બર:**—મેં કાંઇ જોયું નથી.

**માર:**—હોરેશિયો કહે છે કે એ તો આપણી કલ્પનાનો ખેલ માત્ર છે અને તે ભયંકર રાત્રીએ આપણે બન્નેએ જે બે વાર જોયું છે તેનો ભરોસો એને આવતો નથી. તેથી આજે રાત્રીની ક્ષણોમાં[1] ચોકી કરવા વિનતિ કરી હું તેમને સાથે લાવ્યો છું; કે જેથી કરીને તે પ્રેત ફરીને દેખા દે તો આપણે જોએલું તે માને અને તેની સાથે વાત કરે.

**હોરે:**—જા, જા; તે દેખા જ નહિ દે.

**બર:**—ઘડી વાર બેસો તો ખરા; અને બે રાત્રીએ અમે જે જોયું છે તેના સંબંધમાં, અમારી વાતની સામે તમારા જે કર્ણો એવી કિલ્લેબંદી કરી બેઠેલા છે તે કર્ણો ઉપર એકવાર ફરીને હુમલો અમને કરવા દો.[2]

**હોરે:**—ભલે, બેસીએ ત્યારે; અને એ વાત પરત્વે બરનાર્ડોને જે કહેવું હોય તે આપણે સાંભળીએ.

**બર:**—ગઇ રાત્રીએ જ, ધ્રુવના તારાની પશ્ચિમે આવેલો પેલો તારો આકાશના જે ભાગમાં અત્યારે ઉજાસ આપે છે ત્યાં આવ્યો કે તરત જ, હું અને મારસેલસ, તે વખતે એકનો ડંકો વાગતો હતો—

**(પ્રેત પ્રવેશ કરે છે.)**

**માર:**—અરે ચૂપ, બંધ કર; જો, પણે એ આવે!

**બર:**—પરલોકવાસી મહારાજાની જેવી જ આકૃતિમાં.

**માર:**—તું વિદ્વાન છે; બોલાવ તેને, હોરેશિયો.

**બર:**—મહારાજાને મળતું એ નથી લાગતું? ધ્યાનથી જુઓ, હોરેશિયો.

**હોરે:**—આબેહુબ; આશ્ચર્ય અને ભીતિથી મારી છાતી ધબક ધબક થાય છે.

---

૧ 'ક્ષણો' શબ્દથી એમ સૂચિત છે કે ચોકીમાં બારીક લક્ષ રાખવું પડશે અને તે ઘણું કંટાળાભરેલું માલમ પડશે. ૨ લડાયક સિપાઇઓ વાતચિતમાં પણ લડાઇની ભાષા વાપરે છે.

**બર:**—કોઇ બોલાવે તો બોલવાની તેની મરજી જણાય છે.[1]

**માર:**—હોરેશિયો, પૂછ તેને.

**હોરે:**—ડેન્માર્કના સ્વર્ગસ્થ મહારાજા જે મનોહર અને તેજસ્વી રૂપે કદિકદિ વિચરતા હતા તે સ્વરૂપ ધારણ કરીને રાત્રીના આવા સમયે ભમનાર તું કોણ છે? દેવની આણ દઇ પૂછું છું: બોલ.

**માર:**—તેને અપમાન લાગ્યું.

**બર:**—જો, તે સરી જાય છે!

**હોરે:**—સબુર! બોલ, બોલ! બોલ, તને દેવની આણ છે,

(પ્રેત અદૃશ્ય થાય છે.)

**માર:**—એ તો ગયું, અને જવાબ નહિ દે.

**બર:**—કેમ હવે, હોરેશિયો! તમે ધ્રુજો છો અને ફિક્કા પડી ગયા છો? કલ્પનાના ખેલ કરતાં આ કાંઇક વિશેષ ખરૂં કે નહિ? તમે શું ધારો છો?

**હોરે:**—દેવના સમ, મારાં પોતાનાં ચક્ષુએ પ્રત્યક્ષ જોઇ સાક્ષી આપી ન હોત તો આ વાત હું માનત નહિ.

**માર:**—મહારાજાને મળતું એ નથી આવતું?

**હોરે:**—તું જેમ તારા જેવો છે, તેવું જ એ. ઉન્મત્ત નોરવેના રાજા સાથે મહારાજા જ્યારે દ્વંદ્વ યુદ્ધમાં ઉતર્યા હતા ત્યારે જે કવચ પેહેર્યું હતું તેના જેવું જ બખતર પણ બરાબર. વગર પૈડાની ગાડીમાં બેસી લડતા પોલ લોકોને મહારાજાએ જ્યારે પીટયા હતા તે વખતે ઉશ્કેરાએલી વિષ્ટિમાં જે ક્રોધિત મુખમુદ્રા મહારાજાની થઇ હતી તેના જેવી જ મુખમુદ્રા. આશ્ચર્ય છે!

**માર:**—અને નિરવ રાત્રીના આ સમયે જ બરાબર, અમારા પેહેરા પાસેથી લશ્કરી ચાલમાં પસાર થતું અમે એને બે વાર આ જ પ્રમાણે જોયું છે.

**હોરે:**—શું ધારવું તેની સમજણ મને કંઇ પડતી નથી. પરંતુ એકંદરે મારા વિચાર પ્રમાણે તો આપણા રાજ્યને કોઇ અકળિત અનિષ્ટનું સૂચન એથી થાય છે.

---

૧ 'એવો વિચાર પ્રચલિત હતો અને હજી પણ છે કે બોલાવ્યા વિના પ્રેત બોલી શકે નહિ' (કલાર્ક). હોરેશિયો વિદ્વાન હોવાથી એટલે લાટીન ભાષા કે જેમાં મંત્રો લખેલા હોય છે તે હોરેશિયો બોલી જાણતો હોવાથી તે એને બોલાવે.

**મારઃ**—ઠીક, ત્યારે હેઠા બેસો, અને જે કોઇ જાણતું હોય તે મને કહો કેઃ દરેક રાત્રીએ એક સરખી રીતે સખત અને તીવ્ર દષ્ટિવાળી જાગ્રતિથી દેશના લોકોને શા માટે મહેનત કરવી પડે છે? શા માટે નવી નવી તોપો સતત્ તૈયાર કરવામાં આવે છે અને પરદેશી બજારમાંથી લડાઇના સરસામાન અને શસ્ત્રોની ખરીદી નિરંતર થાય છે? નૌકા બનાવનાર કારીગરો કને શા માટે આમ પરાણે કામ લેવામાં આવે છે કે જેથી કરીને તેમને રવિવારની રજા પણ મળતી નથી? શાને અર્થે આવી પરિસ્વેદિત ઉતાવળથી રાત્રિ દિવસ શ્રમ સૌને કરવો પડે છે? આ વિષે મને કોઇ માહીતી આપશો?

**હોરેઃ**—તે તો હું કહુંઃ કાંઇ નહિ તો એવી ગુપ્ત અફવા ચાલે છે; આપણા સ્વર્ગસ્થ મહારાજા કે જેની પ્રતિકૃતિ આપણને હમણાં જ દેખાણી હતી તેને નોરવેના ફોરટિનબ્રાસે, અત્યંત સ્પર્ધાયુક્ત મગરૂરીથી પ્રેરાઇને, દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવાનો જાહો આપ્યો હતો; જેમાં આપણા શૂરવીર હેમ્લેટે—કારણકે પૃથ્વીના આ ભાગમાં તેમની તેવી જ ગણના હતી તેમણે—એને મૃત્યુશરણ પહોંચાડયો; જેથી કરીને, આબરૂના કાયદાથી સુદૃઢ એવા કરેલા કરાર મુજબ, મરનારની માલીકીની સઘળી જમીનનો હક વિજેતાને પ્રાપ્ત થયો; તેની સામે, આપણા હેમ્લેટે તેટલી કિંમતપૂરતો પોતાના રાજ્યનો અર્ધો હિસ્સો હોડમાં મૂકયો હતો તે જો ફોરટિનબ્રાસ જીત્યો હોત તો તેને મળત, જેમ તે હારતાં કરાર પ્રમાણે તેની જમીન હેમ્લેટને મળી. હવે, સાહેબ, આ બીનઅનુભવી અને ઉન્મત્ત જોરાવર યુવાન ફોરટિનબ્રાસે, જે પક્કા હરામખોરો માત્ર પેટપૂર ખાવાનું મળતાં કોઇ સાહસમાં ઉતરવા ઇંતેજાર હોય તેવાઓને નોરવેની સરહદમાંથી ભેગા કરવા માંડયા છે; અને તે સાહસ તે બીજું કાંઇ નહિ, પણ તેના પિતાએ મેં કહી તે ગુમાવેલી જમીન જોરજબરીથી આપણી પાસેથી પડાવી લેવાનું છે; અને આપણા રાજ્યને પણ એમ જ લાગે છે એમ જણાય છે; અને તે જ, મારા ધારવા પ્રમાણે આ સઘળી જાગ્રતિ, ઉતાવળ અને તૈયારીનું કારણ છે.

**બારઃ**—મને પણ લાગે છે કે એ જ કારણ હશે, બીજું કાંઇ પણ નહિ હોય. તેથી જ, આ લડાઇઓનો કારણભૂત જે રાજા હતો અને છે તેના જેવી જ બરાબર આ વસ્તુ–સ્થિતિને યોગ્ય લશ્કરી પોશાક સહિત મહારાજાની અનિષ્ટસૂચક આકૃતિ આપણા પેહેરામાં દેખા દે છે.

**હોરેઃ**—મનના ચક્ષુને હેરાન કરતું એ કણું છે. રોમની અતિ ઉચ્ચ અને વિજયવંત દશામાં, મહાન્ સિઝર પડયો તે પૂર્વે થોડા જ વખત અગાઉ

કબરો ખાલી થઇ ગઇ હતી, અને કફન-વસ્ત્રથી આચ્છાદિત થઇ શબો રોમના મોહોલ્લાઓમાં ન સમજાય તેવી ભાષામાં કીકીઆરીઓ કરતો હતાં.[1] અને દ્રવતો[2] તારો કે જેના આકર્ષણ ઉપર વરૂણ દેવતું રાજ્ય ટકી રહે છે તે મુઆ જેવો માંદો થઇ ગયો હતો.[3] નિર્મિત બન્યા પહેલાં હમેશાં અગાઉથી આવતા જાસુસોની માફક અને આવતા અનિષ્ટોની પ્રસ્તાવનાની પેઠે ભયંકર બનાવોનાં એવાં જ આગાહીસૂચક ચિહ્નો, આકાશ અને પૃથ્વીએ ભેગાં મળીને આપણા દેશમાં સ્થળે સ્થળે અને આપણા સ્વદેશીઓને બતાવવા માંડયાં છે. પણ ચૂપ! નજર કરો ! પણે ફરીથી એ આવે ! ( પ્રેત પુનઃ પ્રવેશ કરે છે. ) મને ઉડાડીને ભૂકેભૂકા કરી નાખે તોપણ હું તેને આડો ફરીશ.[4] ઉભું રહે, માયાવી ! જો કોઇ એવું સત્કર્મ હોય કે જે કરવાથી તારી શાંતિ થાય અને મને ભૂષણરૂપ બને તો તે મને કહે. ( કુકડો બોલે છે. ) તારા દેશના કોઇ દુર્દૈવથી તું જો જાણીતું હોય કે જે અગાઉથી જણાતાં કદાચ અટકાવી શકાય, તો અરે ! તે કહે. અથવા તો અનીતિથી ઓકાવેલું દ્રવ્ય જો તેં પૃથ્વીના પેટમાં સંગ્રહી રાખ્યું હોય, કે જેને માટે લોકો કહે છે કે મુઆ પછી ઘણી વાર ભૂત થઇ તમે વારંવાર ભમો છે, તો તે કહેઃ ઉભું રહે! અને બોલ ! અટકાવ એને, મારસેલસ.

**મારઃ**—મારી ફરશી હું એને મારૂં ?

**હોરે:**—માર, જો ઉભું ન રહે તો !

**બર:**—આ રહ્યું !

**હોરેઃ**—આ રહ્યું !

**મારઃ**—ગયું ! ( પ્રેત અદ્દશ્ય થાય છે. )

આવ્યું ભવ્ય હોવાથી આપણું બળ બતાવવામાં આપણે તેને અપમાન આપીએ છીએ. કારણકે વાયુની માફક તે અવેધ્ય છે અને આપણા ફોકટ હોકારા માત્ર ઉપહાસપાત્ર થાય છે.

---

૧. જુઓ: અમારૂં જુ. સીઝર નાટકઃ અંક ૧ લો, પ્રવેશ ત્રીજો, અને અંક ૨ જો, પ્રવેશ ૨ જો. ૨ એટલે ચંદ્ર. ચંદ્રની વધઘટ ઉપર સમુદ્રની ભરતી ઓટનો આધાર છે એ જાણીતી વાત છે. તાત્પર્ય એવું છે કે તે વખતે ચંદ્રનું ખગ્રાસ ગ્રહણ લાંબો વખત રહ્યું હતું અને તે લગભગ દેખાતો નહોતો—કેમ જાણે લગભગ મૃત્યુ પામ્યો હોય. ૩ સર્વ ટીકાકારો સંમત થાય છે કે, આની આગલી લીટીમાં કાંઈક ભાગ રહી ગએલો લાગે છે; તેથી અસ્પષ્ટ હોતાં ભાષાંતરમાં તે મુકી દીધી છે. ૪ એવો વહેમ હતો કે ભૂત આડું ઉતરે અથવા ભૂતને કોઇ આડું ઉતરે તો તેનું અનિષ્ટ થાય.

બર:—કુકડો બોલ્યો ત્યારે બોલવાની તૈયારીમાં એ હતું.

હોરે:—અને ત્યારે ભયદાયક તેડાથી ચમકીને ચાલ્યા જતા ગુનેગારની પેઠે તે ચાલ્યું ગયું. મેં સાંભળ્યું છે કે કુકડો પ્રાતઃકાળની તુરી છે અને પોતાના ઉંચા અને તીક્ષ્ણ અવાજથી દિવસના દેવને જાગ્રત કરે છે; અને કોઇ ભટકતું અને ભમતું નિશાચર સમુદ્ર, અગ્નિ, પૃથ્વી કે પવન—જ્યાં હોય ત્યાંથી એવી ચેતવણી મળતાં પોતાના બંધીખાને એકદમ ચાલ્યું જાય છે: અને આ વાતની સાબીતિ હમણાં જ આ વસ્તુએ આપણને આપી.

માર:—કુકડો બોલ્યો એટલે તે હળવેથી અલોપ થઈ ગયું. કેટલાક કહે છે કે જે રાતે આપણા ત્રાતાનો જન્મોત્સવ ઉજવાય છે તે રાત્રીએ અગાઉથી પ્રભાત-પક્ષી આખી રાત ગાયાં કરે છે અને તેથી, તેઓ કહે છે કે કોઇ ભૂત પિશાચ બહાર ભમવાની હિંમત કરી શકતું નથી; આ રાત્રીઓ આમ નિર્દોષ રહે છે; ત્યારે કોઇ ગ્રહની માઠી દશા ચાલી શકતી નથી; કોઇ વ્યંતરીનો દુષ્ટ ભાવની અસર થતી નથી, અને ડાકણનો કોઇ મંત્ર સફળ થતો નથી; એવો આ સમય પવિત્ર અને સુખકર હોય છે.

હોરે:—મેં પણ એવું સાંભળ્યું છે અને કાંઇક અંશે માનું છું. પણ જુઓ, ગુલાબી ઝભ્ભો પેહેરીને ઉષાદેવી પૂર્વ તરફની પેલી ઉંચી ટેકરીના તુષારપરથી પસાર થાય છે. આપણી ચોકી હવે પૂરી થાય છે; અને મારૂં માનો તો આ રાત્રીનો વૃત્તાંત યુવાન હેમ્લેટને આપણે કહીએ; કારણકે મને ખાત્રી છે કે આ પ્રેત આપણી પાસે મૂંગું રહ્યું છે તે એની સાથે બોલશે. એના ઉપર આપણો જે પ્રેમ છે તેની ખાતર, અને આપણી ફરજને ઉચિત વાત તરીકે, આ હકીકતની એને જાણ કરવી એ વાત તમે કબુલ કરો છો ?

માર:—હા, હા, ચાલો આપણે તેમ જ કરીએ. અને અડચણવિના આજ સવારે આપણે તેને કયાં મળી શકશું તેની મને ખબર છે.

( બધા જાય છે. )

## પ્રવેશ ૨ જો:—સ્થળ: કિલ્લામાં કચેરીનો હૉલ.

[ રાજા, રાણી, હેમ્લેટ, પોલોનિયસ, લેરતીઝ, વોલ્ટિમંદ, કોરનેલિયસ, અમીરો અને અનુચરો પ્રવેશ કરે છે. ]

રાજા:—જો કે અમારા વાહાલા ભાઇ હેમ્લેટનો સ્વર્ગવાસ હજી સ્મરણમાં તાજો છે, અને અમારે શોકનિમગ્ન રહેવું અને અમારા આખા

રાજ્યે શોક પાળવો તે અમને ઉચિત છે; તથાપિ કુદરતી લાગણી સાથે રાજ્યના ભલાના વિચારનો વિગ્રહ એટલો બધો થયો છે કે અમારે વિચાર કરીને ડાહાપણની દૃષ્ટિથી અમે તે વાતનો નિર્ણય કર્યો છે. એટલા માટે, જે એક વખત અમારાં ભાભી હતાં પણ હવે જે અમારાં પટરાણી થયાં છે, અને જે આ પરાક્રમી રાજ્યના સ્ત્રી[1]-ધનની માલેક છે તેને, જાણે કે પરાભવ પામેલો આનંદ હોય તેમ, આનંદથી પ્રકાશિત અને આંસુથી ટપકતી આંખ સહિત, મરણુ[2]-શોકમાં હર્ષ અને લગ્નના હર્ષમાં શોક સહિત, હર્ષ અને શોકને સમાન તોળીને, અમે પત્ની કરી છે; અને આ કામમાં અમારી સાથે સાંગોપાંગ રહેતા તમારા વધારે કુશળ ડાહાપણની પણ અમે અવગણના કરી નથી. એ બધાને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. હવે તમે જે ક્યારના જાણો છો તે વાત આ છેઃ અમારી કિંમતની નિર્બળ ગણના કરીને, અથવા તો અમારા વાહાલા ભ્રાતના મૃત્યુથી અમારૂં રાજ્ય શીંખળ વીંખળ છે એમ માનીને, અને આ લાભમાં પોતાના કુમકની કલ્પના કરીને, યુવાન ફોરટીનબ્રાસ સંદેશા મોકલીને અમને પજવવા ચૂક્યો નથી કે અમારા અત્યંત પરાક્રમી ભાઇને, કાયદાનાં સઘળાં બંધનપૂર્વક, તેના પિતાની જે જમીન પ્રાપ્ત થઇ છે તે સઘળી અમારે તેને સુપ્રત કરી દેવી. એટલું એના સંબંધમાં. હવે અમારા સંબંધમાં અને અત્યારે આપણે ભેગા થયા છીએ તેના સંબંધમાં, પ્રયોજન આટલું છે. યુવાન ફોરટીનબ્રાસનો કાકો જે અશક્ત અને પથારીવશ છે અને પોતાના ભત્રિજાના ઉદ્દેશથી ભાગ્યે જ વાકેફ રહી શકે છે તે નોરવેના રાજાને આ અમે લખ્યું છે કે તે યુવાનની આ બાબતમાં વધારે હીલચાલ એણે બંધ કરવી; અને પોતાની પ્રજામાંથી માણસો નોંધી ભેગાં તે કરે છે અને લડવાની તૈયારી કરે છે તે બંધ કરવું; અને ભાઇ કોરનેલિયસ અને વોલ્ટિમંદ, નોરવેના રાજાની આ મુલાકાતે જવા અમે તમને મોકલીએ છીએ; અને આ પત્રમાં લખ્યા પ્રમાણે શરતોથી પ્રેરાઇ તે રાજાની સાથે મસલત કરવા અમે તમને સઘળી સત્તા આપીએ છીએ. તે ઉપરાંત કશી નહિ. સલામ, (અને ઝડપથી કામ કરી બતાવી આપો કે તમારી ફરજ તમે ઠીક બજાવી.)

૧ રાજા એમ બોલતો જણાય છે કે આ આખું રાજ્ય સ્ત્રીધન તરીકે તેના પતિના મૃત્યુથી રાણીને પ્રાપ્ત થયું તે તેનું છે. પણ કદાચ પોતાનો હક પણ નીચે ભાગે સમાન છે એમ એનું તાત્પર્ય છે. (ડેટન). ૨ રાજાના પાત્રમાં પાપના પરિણામરૂપ બોલવા ચાલવામાં જે કૃત્રિમતા આવવી જોઈએ તે કવિ કેમ બતાવે છે તે લક્ષમાં રાખવા જેવું છે.

કોર: અને વોલ્ટિ:—આમાં અને દરેક બાબતમાં અમે કર્ત્તવ્યપરાયણ છીએ એમ બતાવી આપશું.

રાજા:—અમને તેનો કાંઇ સંશય નથી: પ્રેમપૂર્વક સલામ.

( કોરનેલિયસ અને વોલ્ટિમંદ જાય છે. )

અને હવે, લેરતીઝ, તારા તરફથી શા ખબર છે? કોઈ અરજ તમારે કરવાની છે એમ તમે કહેતા હતા. તો તે શી છે, લેરતીઝ? ડેન્માર્કના રાજા પાસે કોઇ વાજબી અરજ તમારી નિરર્થક થશે નહિ. તારી માગણીથી નહિ, પણ મારી રાજીખુશીથી હું ન દઉં એવું શું માગવાની તારી ઇચ્છા છે, લેરતીઝ? (મગજ અને હૃદયના સંબંધ કરતાં પણ વિશેષ, મુખને હાથની જેટલી જરૂર છે તેના કરતાં પણ અધિક, તારા પિતાનો સંબંધ અને જરૂરીઆત ડેન્માર્કના રાજ્યાસન સાથે છે.) તારી શી ઇચ્છા છે, લેરતીઝ?

લેર:—મારા શક્તિવંત સરકાર, ફ્રાન્સ પાછા જવા દેવાની આપની કૃપા અને આજ્ઞા. આપના રાજ્યાભિષેક પ્રસંગે હાજર રહેવાનું મારૂં કર્ત્તવ્ય છે એમ સમજી જો કે ઘણી ખુશીથી હું ફ્રાન્સથી ડેન્માર્ક આવ્યો છું, પરંતુ હવે મારે કબુલ કરવું જોઇએ કે તે કર્ત્તવ્ય પૂરૂં થતાં ફ્રાન્સ તરફ મારા વિચાર અને વૃત્તિઓ પાછી વળી છે; અને આપ નામદારની અનુજ્ઞા અને ક્ષમાને[1] માટે આપ હજુર તે નિવેદન કરૂં છું,

રાજા:—તારા પિતાશ્રીની પરવાનગી તને મળી? પોલોનિયસ શું કહે છે?

પોલો:—નામદાર સાહેબ, વાતનો પીછો લઇને મારી પાસેથી ઢીલી પરવાનગી એણે કઢાવી છે; અને આખરે એની ઇચ્છા ઉપર મારી કઠિન કબુલતની છાપ મેં મારી છે; હું પ્રાર્થના કરૂં છું કે એને જવાની આજ્ઞા આપો.

રાજા—લેરતીઝ, તારા પોતાના અનુકૂળ વખતે તું જજે અને જેટલું રહેવું હોય તેટલું રહેજે; અને તારી સર્વોત્તમ યોગ્યતાઓ તારી ઇચ્છા પ્રમાણે આબાદ થાઓ! પરંતુ હવે, ભાઇ હેમ્લેટ અને મારા પુત્ર—

હેમ્લેટ:—સગા કરતાં કાંઇક વિશેષ અને જાત કરતાં કાંઇક ઓછો.[2]

---

૧ ડેન્માર્ક કરતાં ફ્રાન્સમાં રહેવું હું વધારે પસંદ કરૂં છું એમ જો તમને લાગે તો હું તેની ક્ષમા માગું છું. ૨ ભાઈને બદલે મૂળમાં Cousin શબ્દ છે અને શેકસપીઅરના વખતમાં તે શબ્દ પ્રથમ પેઢીના સગાં સિવાય લગભગ બધાં સગાંને માટે વપરાતો હતો. તેથી હેમ્લેટ કહે છે કે તેની માને રાજા પરણ્યો હોવાથી માત્ર દુરના સગા કરતાં તેમની વચ્ચે હવે વિશેષ સગાઈ થઈ.

રાજાઃ—વાદળાં[1] હજી તારા ઉપર કાં ટકી રહ્યાં છે ?

હેમ્લેટઃ—ના, મહારાજ, સૂર્યના ઉજાસમાં હું અતિ ઘણો છું.

રાણીઃ—ભાઇ હેમ્લેટ, તારો રાત્રીનો રંગ ફેંકી દે, અને ડેન્માર્કના રાજા ઉપર સ્નેહીની દૃષ્ટિએ જો. શોકાન્વિત નેત્રોથી તારા કુલીન પિતાને માટીમાં નિરંતર ન શોધ. તું જાણે છે કે તે સ્વાભાવિક છે, જીવતાને મરવાનું છે જ; જીવન તજી અનંતતામાં જવાનું સૌને છે.

હેમ્લેટઃ—હા, માજી, સ્વાભાવિક છે.

રાણીઃ—જો એમ છે તો તેમાં ખાસ વિશેષતા તને કેમ દેખાય છે ?

હેમ્લેટઃ—દેખાય છે, માજી ? નહિ, છે જ; હું, 'દેખાય છે' ને ઓળખતો નથી. ભલાં માજી, શાહીવર્ણો ઝભો, અથવા ગમગીન કાળા રંગનો રીવાજી પોશાક, અથવા તો પરાણે કાઢેલા શ્વાસના પવનથી ભરેલા નિઃશ્વાસ, આંખમાં પુષ્કળ વહેતી અશ્રુ-સરિતા, અથવા ચહેરાની ઉદાસી આકૃતિ, અને સિવાય શોકની સઘળી ચેષ્ટાઓ, રીતો અને ચિહ્નો—એ સઘળાં હું જેવો છું, તેવો મને બતાવી શકે તેમ નથી; એ બધાં દેખાય છે ખરાં; કારણ કે મનુષ્યો દેખાડી શકે એવાં એ કાર્યો છે. પણ મારા અંતરમાં અંદર જે છે તે દેખાડી શકાય એવું નથી. આ તો માત્ર શોકનાં શણગાર અને બાહ્ય પોશાક છે.

રાજાઃ—તારા પિતા પ્રત્યે શોકની આ ફરજો બજાવવી એ તારા સ્વભાવમાં ભૂષણરૂપ અને આનંદપ્રદ વાત છે, હેમ્લેટ. પણ તારે સમજવું જોઇએ કે તારા પિતાએ પિતા ગુમાવ્યો છે, તેમણે તેમનો, એમ ક્રમે ક્રમે ચાલતું આવ્યું છે; અને કાંઇક સમય પર્યંત શોક પ્રદર્શિત કરીને પોતાનો પુત્ર-ધર્મ પાળવાની જીવતાની ફરજ છે. પરંતુ આગ્રહપૂર્વક શોચમાં સતત ભરી રહેવું એ તો અધર્મી દુરાગ્રહનો માર્ગ છે. તે તો પ્રભુ પ્રત્યે બહુ ભૂલભરેલી વૃત્તિ દર્શાવે છે; નિર્બળ હૃદય, અદૃઢ મન, કાચી અને અશિક્ષિત બુદ્ધિ બતાવે છે; કારણ કે જે વાત અંતે બનવાની જ છે એમ આપણે જાણીએ છીએ અને કોઇ પણ સામાન્ય વસ્તુની માફક હમેશાં બનતી આપણે જોઇએ છીએ તે વાત બનતાં આપણને જ ખાસ અન્યાય થયો છે એવી છોકરવાદીવાળી વિરુદ્ધ વલણ રાખી શામાટે મનમાં માઠું લગાડવું ?

---

'જાત' ને બદલે મૂળમાં Kind શબ્દ છે અને તેના બે અર્થ થાય. 'માયાળુ' અને 'મનુષ્ય જાત'. તેથી હેમ્લેટનું તાત્પર્ય એમ કહેવાય કે : (૧) મારી અને તારી વચ્ચે માયા ન હોઇ શકે, કારણ કે હું તને ધિક્કારૂં છું. (૨) અથવા, તું મનુષ્ય જાત કરતાં પણ હલકો છે, કારણ તેં આવું લગ્ન કર્યું. [1] શોકનાં વાદળાં.

છી, તેમાં તો ઇશ્વરનો અપરાધ થાય છે; મુએલાંને દોષ ચડે છે; સૃષ્ટિ–ક્રમના વિરોધી થવાય છે; તેમાં કેવળ વિવેકશૂન્યતા છે. પિતાઓનું મૃત્યુ સૃષ્ટિમાં સામાન્ય બાબત છે. અને સૃષ્ટિમાં થએલા પ્રથમ મૃત્યુથી તે આજના કોઇ પણ મૃત્યુ પરત્વે કુદરત પોકારીને કહે છે કે એમ જ બનવું જોઇએ. અમે તારી પ્રાર્થના કરીએ છીએ કે આ નિરંતર શોક ધૂળમાં ફેંકી દે અને અમને તારા પિતાને ઠેકાણે લેખ; કારણ કે દુનિયાને અમે ખાસ જણાવીએ છીએ કે અમારા પછી ગાદીનો વારસ તું જ છે; અને કોઇ પણ પરમ વત્સલ પિતાનો પ્રેમ પોતાના પુત્ર પ્રત્યે હોય તેના કરતાં કોઇ પણ પ્રકારે કમી નહિ એવો ઉદાર ભાવ અમે તને આપીએ છીએ. વિટનબર્ગ ફરીથી શાળામાં જવાના તારા વિચાર બાબત, અમારી ઇચ્છાને તે વાત અરૂચિકર છે; અને અમે તને વિનવીએ છીએ કે અમારી દૃષ્ટિથી પ્રફુલ્લ અને આનંદિત બનવા, અમારા મુખ્ય ઉમરાવ, સગો અને પુત્ર બની અહીં જ રહેવાનો તું વિચાર કર.

રાણીઃ—હેમ્લેટ, તારી માતાની પ્રાર્થનાઓને નિષ્ફળ ન કરીશ; હું વિનવું છું કે અમારી નજર–સન્મુખ રહે; વિટનબર્ગ ન જા.

હેમ્લેટઃ—માજી, મારાથી બનશે તેટલો પ્રયત્ન કરીશ.

રાજાઃ—વાહ, આ તો પ્રેમાળ અને યોગ્ય ઉત્તર છે. ડેન્માર્કમાં અમારા જેવો જ સત્તા ભોગવનાર તું થા. રાણીજી, ચાલો. હેમ્લેટના આ કોમળ અને પોતાની રાજીખુશીથી આપેલા અનુમોદનથી અમારૂં ચિત્ત બહુ પ્રસન્ન થયું છે; અને તેની ખુશાલીમાં ડેન્માર્કના રાજાની આજની મીજમાનીની વાત મોટી તોપ વાદળાંઓને કહેશે, અને રાજાની મીજમાનીના પડઘા આકાશમાં પડશે. ચાલો. (હેમ્લેટ સિવાય સઘળા જાય છે).

હેમ્લેટઃ—અરે, આ અત્યંત કઠણ માંસ પીગળી જાય, ઓગળી જાય, પાણી પાણી થઇ જાય! અથવા તો ભગવંતના કાયદાએ આત્મહત્યાનો નિષેધ ન કર્યો હોત! અરે પ્રભુ! પ્રભુ! આ જગતના સઘળા રૂઢી રીવાજ કેવા કંટાળાભરેલા, નિરસ, નિઃસાર અને શૂન્ય લાગે છે! શરમ! અરે શરમ! જે બગીચો જીર્ણાવસ્થાને પ્રાપ્ત થાય તે નીંદણ કર્યા વિનાનો હોય! ખોરી ગંધાતી અને નિંદ્ય જ વસ્તુથી જગત આખું ભરપૂર છે! છેવટે એમ જ બન્યું! મુઆને બે જ મહીના; નહિ, પૂરા બે પણ નહિ; કેવો ઉત્તમ રાજા, જે આની સાથે સરખામણીમાં, જંગલી પિશાચની પાસે સૂર્યદેવ જેવો હતોઃ મારી માતુઃશ્રી પર તેમનો પ્રેમ પણ કેટલો, કે સ્વર્ગના પવનને પણ નિષ્ઠુરતાથી તેના ચહેરાને સ્પર્શ કરવા દે નહિ. અરે સ્વર્ગ અને પૃથ્વી ! હું

કેટલુંક સંભારૂં? જાણે કે જેનાથી પોષિત થતી હતી તેના વડેજ કામનાની વૃદ્ધિ થતી હોય તેમ તે તો તેના ઉપર લળી રહેતીઃ અને છતાં, એકજ મહીનાની અંદર—તેનો વિચાર મને દુઃસહ છે. અસ્થિરતા, તારૂં નામ જ સ્ત્રી છે! એક નાનાસરખા મહીનામાં, અથવા તો આંખમાં અશ્રુની ધારા સહિત નીયોબની[1] માફક ગરીબ બિચારા મારા બાપના શબની પછવાડે જે જોડા પેહેરી તે આભડવા ગઇ હતી તે જોડા પણ હજી તો જૂના નથી થયા તે પેહેલાં:—અરે તેણે, તેણે જ—અરે પ્રભુ! વિવેકબુદ્ધિની ખામીવાળું પશુ પણ વધારે સમય શોક પાળે—પણ આણે તો મારા કાકા સાથે જ લગ્ન કરી દીધું—જે કાકો મારા બાપનો ભાઇ તો ખરો, પણ મારી અને હરક્યુલીસની વચ્ચે જેમ કાંઇ સમાનતા નથી, તેમ તે એની વચ્ચે પણ કાંઇ સમાનતા નથીઃ એક મહીનાની અંદરઃ હજી તો અતિ દાંભિક અશ્રુઓની ખારાશ તેની પીડાતી આંખોમાંથી ધોવાઇ ગઇ નથી ત્યાં તો એ પરણી ચૂકી. અરે આટલી ચતુરાઇથી ગોત્ર-ગમનની પથારી પ્રત્યે ઝડપ કરવામાં કેટલી બધી પાપીષ્ટ ત્વરા! આમાં કાંઇ સારૂં નથી અને તેનું પરિણામ પણ સારૂં આવી શકે નહિ. પણ મારા હૃદય ફાટી પડ! કારણકે એ વાતનો ઉચ્ચાર પણ હું કરી શકું નહિ.

(હોરેશિયો, મારસેલસ અને બરનાર્ડો પ્રવેશ કરે છે).

**હોરે:**—મહારાજનું કલ્યાણ થાઓ!

**હેમ્લેટ:**—તમને ખુશ જોઇને મને બહુ આનંદ થાય છે. હોરેશિયો—અથવા તો હું પોતાને વિસરી ગયો છું.

**હોરે:**—મહારાજ, એજ; અને હમેશનો આપનો ગરીબ સેવક.

**હેમ્લેટ:**—ભાઇ, મારો સજ્જન દોસ્તઃ એ નામની હું તારી સાથે ફેરવણી[2] કરીશ. અને હોરેશિયો, વિટનબર્ગથી અત્ર કેમ આવવું થયું છે? મારસેલસ!

**મારસેલસ:**—જી.

**હેમ્લેટ:**—તમને જોઇને મને ઘણો આનંદ થયો. ભાઇ, સલામ.[3]

---

૧ નિયોબ—ટેન્ટેલસની દીકરી અને ઍમ્ફિયનની પત્ની. પોતાના સંતાનોની સંખ્યા બાબત, મગરૂરીથી એપોલો અને આર્તેમિસની માતા લેટો આગળ પોતાની વડાઈની એણે બડાઇ કરી; તેથી લેટોને અપમાન લાગતાં તેનાં છોકરાંને એણે મારી નાખ્યાં; અને એક પૌરાણિક કથા પ્રમાણે તેની અરજથી ઇંદ્રે તેનું પથ્થરમાં રૂપાંતર કરી નાખ્યું, અને તે પથ્થર ઉનાળામાં રોજ આંસુ પાડતો'! (ડેટન). ૨. 'સેવક'ને બદલે 'મિત્ર' એવો ફેરફાર કરીશ. જૉન્સનના કહેવા પ્રમાણેઃ 'હું સેવક અને તું મિત્ર'. (ડેટન). ૩. કેટલાક કહે છે કે આ શબ્દો બરનાર્ડોને સંબોધીને બોલાયા છે.

પણ ખરેખર, વિટનબર્ગથી શા કારણે અહીં આવ્યા છો ?

હોરેઃ—મહારાજ, ભટકવાનો સ્વભાવ, બીજું શું ?

હેમ્લેટઃ—તારો શત્રુ એ કહે તો હું સાંભળી રહું નહિ; અને તારી પોતાની વિરૂદ્ધ તારી પોતાની નિંદા તું પોતે મારા કાનને સંભળાવે તે અત્યાચાર તને કરવા હું દઇશ નહિઃ હું જાણું છું કે તું ભટકનાર નથી. પણ એલસિનોર આવવાનું પ્રયોજન શું છે ? તું અહીંથી જાય તે પેહેલાં ખૂબ મધ પીતાં અમે તને શીખવશું.

હોરેઃ—મહારાજ, આપના પિતાશ્રીની પાયદસ્ત–ક્રિયા જોવા આવ્યો છું.

હેમ્લેટઃ—સહાધ્યાયી બંધુ, ભલો થઇને મારૂં ઉપહાસ ન કર. મને લાગે છે કે મારી માતુઃશ્રીનો લગ્ન–સમારંભ જોવા તું આવ્યો છે.

હોરેઃ—ખરે મહારાજ, એ કાંઇક લાગલુંજ થયું.

હેમ્લેટઃ—કરકસર, કરકસર, હોરેશિયો ! દા'ડાની સામગ્રી, થંડી[1] થતાં, વિવાહના ઉત્સવમાં વપરાણી. હોરેશિયો, આવો દિવસ મારે જોવાનો આવ્યો તેના કરતાં મારા કટ્ટા વેરીને સ્વર્ગમાં મેં જોયો હોત તો ઠીક ! મારો પિતા !–મને લાગે છે કે મારા પિતાને હું જોઉં છું.

હોરેઃ—ક્યાં, મહારાજ ?

હેમ્લેટઃ—મારા આંતરચક્ષુમાં, હોરેશિયો.

હોરેઃ—મેં એમને એક વખત જોયા હતા; તે તેજસ્વી રાજા હતા.

હેમ્લેટઃ—તે નર હતા; સર્વગુણસંપન્ન એમને સમજ. એમની જોડી કદિ મળવાની નથી.

હોરેઃ—મહારાજ, મને લાગે છે કે એમને મેં કાલ રાત્રીએ જોયા.

હેમ્લેટઃ—જોયા ? કોને ?

હોરેઃ—મહારાજ, આપના પિતાશ્રી મોટા મહારાજને.

હેમ્લેટઃ—મારા પિતાશ્રી મોટા મહારાજને.

હોરેઃ—આ બે ગૃહસ્થોની સાક્ષી સહીત જ્યાં સુધી આ ચમત્કાર હું આપને કહી બતાવું ત્યાં સુધી તેના ધ્યાનપૂર્વક શ્રવણમાં તમારા વિસ્મયને મિશ્ર કરો.

હેમ્લેટઃ—પ્રભુની ખાતર તે મને કહી સંભળાવ.

હોરેઃ—પોતાના પેહેરા ઉપર હતા તે વખતે મધ્યરાત્રીના સંપૂર્ણ અંધારામાં બે રાત્રીએ તેનો ભેટો આ બે ગૃહસ્થો–મારસેલસ અને બરનાર્ડોને

---

૧. ડેટન કહે છે કે 'થંડી' શબ્દના પ્રયોગમાં શ્લેષ છે.

થયો છે. નખશીખ શસ્ત્રથી બરાબર સજ્જિત એવા તમારા પિતાની આકૃતિ દેખાય છે, અને ગંભીર ચાલથી હળવે હળવે પણ દમામપૂર્વક તેમની પાસેથી ચાલી જાય છે. ભયથી ચકિત અને ત્રસ્ત થએલાં તેમનાં ચક્ષુ પાસેથી તેમના એક દંડાને છેટે ત્રણ વખત એમ એ ચાલ્યા ગયા. દરમ્યાન, બીકના માર્યા લગભગ થીજી ગએલા તેઓ સ્તબ્ધ બની મુંગા રહેતા, અને તેને બોલાવી શકતા નહિ. ભયભીત એકાંતમાં આ વાત તેઓએ મને કહી; અને ત્રીજી રાત્રીએ તેમની સાથે પેહેરા ઉપર હું પણ ગયો; અને ત્યાં તેમણે કહ્યું હતું તે પ્રમાણે, એ જ વખતે અને એ જ ઠાઠમાં તે માયાવી દેખાવ દૃશ્ય થયો, અને તેમણે કહેલું અક્ષરેઅક્ષર સાચું ઠર્યું. તમારા પિતાશ્રીને હું ઓળખતો હતો; આ હાથ પોતાના જેવા તેથી વધારે નથી.

**હેમ્લેટ:**—પણ આ ક્યાં બન્યું ?

**માર:**—મહારાજ, જે ચોકી ઉપર અમે પેહેરો ભરતા હતા ત્યાં.

**હેમ્લેટ:**—તેને તમે બોલાવ્યું નહિ ?

**હોરે:**—મહારાજ, મેં બોલાવ્યું, પણ કાંઇ ઉત્તર એણે આપ્યો નહિ: છતાં એક વખત મને લાગ્યું કે જાણે બોલવાની તૈયારી કરતું હોય તેમ પોતાનું માથું એણે ઉંચું કર્યું અને હોઠનો સંચાર કર્યો. પણ તે જ વખતે પ્રભાતનો કુકડો મોટેથી બોલ્યો, અને તે સાંભળીને ઉતાવળથી પવનમાં એ ભળી ગયું, અને અમારી દૃષ્ટિને અલોપ થઇ ગયું.

**હેમ્લેટ:**—ઘણું વિચિત્ર.

**હોરે:**—મારા માનવંતા સાહેબ, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તે સાચું છે; અને આપને આ વાતથી જાણીતા કરવાની અમને ફરજ લાગી.

**હેમ્લેટ:**—બરાબર છે, બરાબર છે, ભાઇઓ; પણ આ વાત મને સંતાપે છે. આજ રાતે પેહેરો તમારો છે ?

**માર: અને બર:**—હા, મહારાજ.

**હેમ્લેટ:**—હથીઆરબંધ, કહો છો ?

**માર: અને બર:**—હથીઆરબંધ, મહારાજ.

**હેમ્લેટ:**—પગથી માથા સુધી ?

**માર: અને બર:**—મહારાજ, પગથી માથા સુધી.

**હેમ્લેટ:**—ત્યારે તેની મુખાકૃતિ તમે ન જોઇ ?

**હોરે:**—જોઇ છે, મહારાજ; તેમનું મુખ-ત્રાણ તેમણે ઉંચું રાખ્યું હતું.

**હેમ્લેટ:**—કેવી હતી ? ક્રોધાવિષ્ટ હતી ?

**હોરે:**—મુખમુદ્રામાં ક્રોધ કરતાં શોક વધારે લાગતો હતો.

હેમ્લેટ:—શ્વેત હતી કે રક્ત ?

હોરે:—નહિ, ઘણી શ્વેત.

હેમ્લેટ:—અને પોતાનાં ચક્ષુઓ તમારા તરફ એણે ટીક્યાં હતાં?

હોરે:—ઘણાં જ તાકીને.

હેમ્લેટ:—હું ત્યાં હોત તો ઠીક.

હોરે:—આપની મતિ એ મુંઝવી દેત.

હેમ્લેટ:—કદાચ, કદાચ; લાંબો વખત તે રહ્યું ?

હોરે:—સાધારણ ઝડપથી કોઇ સો ગણે તેટલો વખત.

માર અને બર:—તેથી વધારે, તેથી વધારે.

હોરે:—મેં જોયું ત્યારે નહિ.

હેમ્લેટ:—દાઢી ભૂરાશ પડતા રંગની હતી, નહિ ?[1]

હોરે:—તેમની જીવંત દશામાં મેં જોઇ હતી તેવી—વચ્ચે વચ્ચે રૂપેરી વાળ સહીત કાળી.

હેમ્લેટ:—આજ રાતે પેહેરા ઉપર હું રહીશ. કદાચ તે ફરીને દેખા દે.

હોરે:—મને ખાત્રી છે કે તે આવશે.

હેમ્લેટ:—મારા કુલીન પિતાનું રૂપ જો એ ધારણ કરતું હોય તો આખો નરક લોક ઉઠીને મને ના પાડે તો પણ હું તેને બોલાવીશ. હું તમને વિનવું છું કે જ્યારે અત્યાર સુધી આ વાત તમે ગુપ્ત રાખી છે તો હજી પણ તમારી ચૂપકીમાં એને રહેવા દેજો અને આજ રાતે જે કાંઇ બને તે સઘળું મનમાં સમજજો; પણ તે સંબંધી કાંઇ બોલશો નહિ; તમારા પ્રેમનો બદલો હું વાળીશ. તો સલામ; અગીઆર અને બારની બચ્ચે હું ચોકી ઉપર તમને ભેગો થઇશ.

સઘળા:—અમે તો આપના કર્ત્તવ્ય પરાયણ સેવકો છીએ.

હેમ્લેટ:—જેમ હું તમારો સ્નેહી છું, તેમ તમે પણ મારા સ્નેહીઓ. સલામ. ( હેમ્લેટ સિવાય સઘળા જાય છે )

[2]શસ્ત્રબંધ મારા પિતાનું પ્રેત ! બધું ઠીક લાગતું નથી; કાંઇક દગો થયો લાગે છે. હવે તો રાત્રી પડે તો ઠીક ! ત્યાં સુધી, મારા આત્મા,

---

૧ "હેમ્લેટ બોલે છે દરમ્યાન તેમાં અસંમતિ જણાવવા હોરેશિયો માથું ધુણાવે છે તે જોઈ 'નહિ' શબ્દ બોલાયો લાગે છે." (ડટન) ૨. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે જો શસ્ત્રબંધ હોય તો કાંઈક તેમાં વેર લેવાની વાત હોવી જોઇએ. રાણીનાં ઉતાવળા લગ્ન હેમ્લેટને કોઇ પણ પ્રકારે ગમતાં નહોતાં. પણ અત્યાર સુધી તેને કાંઇ વેહેમ નહોતો પડયો. હવે તેને વેહેમ પડે છે.

શાંત રહે. આખી પૃથ્વીની માટી નીચે દટાયાં હોય, તો પણ કાળાં કામ મનુષ્યોનાં ચક્ષુ સમીપ ઉપર તરી આવશે.

## પ્રવેશ ૩ જો:–સ્થળ: પોલોનિયસના ઘરમાં ઓરડો.

( લેરતીઝ અને ઑફેલિયા પ્રવેશ કરે છે. )

**લેર:**—મારો સઘળો સરસામાન વાહાણ ઉપર ચડી ગયો છે, આવજે; અને બેહેન, જ્યારે જ્યારે પવન અનુકૂળ હોય અને મોકલવાની સગવડ હોય ત્યારે લખતી રહેજે; તેમાં ઉંઘીશ નહિ.

**ઑફે:**—એમાં કાંઇ શંકા તારે રાખવી નહિ.

**લેર:**—હેમ્લેટ અને તેના થોડા સરખા પ્રેમના સંબંધમાં તેને મોહ, કામવૃત્તિનો ખેલ, વસંતકાળના યૌવનમાં ઉગેલા પાટલફુલ જેવો જ ઉત્સુક પણ અસ્થાયી, મધુર પણ અસ્થિર, ક્ષણભર જ સુવાસિત, ગણજે:—તેથી વિશેષ કાંઇ નહિ.

**ઑફે:**—તેથી વિશેષ કાંઇ નહિ ?

**લેર:**—તેથી વિશેષ કાંઇ નહિ એમ સમજ; કારણકે મનુષ્ય વૃદ્ધિકાળે સ્નાયુઓ અને કદમાં વધે છે એટલું જ નહિ, પણ જેમ જેમ શરીર વૃદ્ધિંગત થતું જાય છે તેમ તેમ મન અને આત્માના આંતરિક ધર્મો પણ વિસ્તૃત થતા જાય છે. કદાચ એનો પ્રેમ અત્યારે તારા ઉપર હશે અને તેની વૃત્તિઓના સદાચારમાં અત્યારે કદાચ કાંઇ પાપ કે અઘટિત ધારણા નથી. તથાપિ તેની મોટાઇ; પોતાની ઇચ્છાનો એ માલીક નથી, કારણકે તે પોતાના કુળાચારને અધીન છે; બીજા સામાન્ય મનુષ્યની માફક પોતાનો માર્ગ એ પોતે પાડી શકે નહિ, કારણકે આખા રાજ્યની સલામતી અને સુખાકારીનો આધાર તેની પસંદગી ઉપર રહેલો છે; અને એટલા માટે જે સમાજનો એ શિરોભૂત છે તેનાં અભિપ્રાય અને સંમતિથી તેની પસંદગી સંકુચિત છે:—આ સઘળાનો વિચાર કરતાં તારે ભીતિનું કારણ છે. તો પછી 'તારા ઉપર મારો પ્રેમ છે' એમ જ્યારે એ કહે ત્યારે પોતાના દરજ્જાને લઇને જેટલે અંશે પોતાના વચનને કૃતિમાં એ મૂકી શકે તેટલે અંશે તેમાં વિશ્વાસ રાખવો એ જ તારા ડાહાપણને ઉચિત છે. અને તે એટલું જ કે ડેન્માર્કના એકંદર અભિપ્રાયથી વિશેષ તે કાંઇ કરી શકે નહિ. તો પછી ભોળી થઇને જો તું તેના પ્રેમાલાપ સાંભળે, અથવા તો તારૂં હૃદય તેને સ્વાધીન કરી દે, અથવા તો તેના નિરંકુશ આગ્રહને તારો પવિત્ર ખજાનો ખુલ્લો કરી આપે, તો તેથી આબરૂને કેટલો ધક્કો લાગે તેનો વિચાર કર. તેની જ

બીક રાખ, ઑફેલિયા, તેની જ ધાસ્તી રાખ, મારી વ્હાલી બ્હેન; અને તેથી મદનના નેમ અને જોખમથી વેગળી રહી તારા પ્રેમને તું કાબુમાં રાખજે. અત્યંત સાવધમાં સાવધ કુમારિકા, જો ચંદ્રને[1] પણ પોતાનું સૌંદર્ય દેખાડી દે તો તે પૂરતી અવિચારી છે. પ્રત્યક્ષ સદાચાર પણ નિંદાના વ્રણુથી છૂટતો નથી. પોતાની કળીઓ ખીલ્યા પ્હેલાં પણ અનેક વખત વસંતના શિશુઓને કીટ વેદના ઉપજાવે છે, અને યૌવનના પ્રાતઃકાળ અને પ્રવાહી તુષારમાં જ ચેપી ઝપાટા અત્યંત ઝઝુમી રહેલા હોય છે. માટે સાવધ રહેજે; બીતિ રાખવામાં જ સર્વોત્તમ સલામતી છે; અન્ય કોઈ પાસે ન હોય તોપણ યૌવન પોતે જ પોતાની સામે બંડ કરે છે.[2]

ઑફે:—આ સદુપદેશની મતલબ મારા હૃદયના રક્ષક તરીકે હું સાચવી રાખીશ. પણ, મારા સજ્જન ભાઇ, કેટલાક શઠ ઉપદેશકોની માફક, સ્વર્ગનો કઠીન અને કંટકમય રસ્તો મને બતાવીને, પોતે તો ફુલી ગએલાં અને મોજીલાં મનુષ્યો કરે તેમ, પોતાના ઉપદેશની દરકાર કર્યા વિના, વિલાસના પુષ્પમય પંથમાં પડશો નહિ.[3]

લેર:—અરે મારી ધાસ્તી રાખીશ નહિ. પણ મને વખત ઘણો થયો. આ પિતાજી આવે. ( પોલોનિયસ પ્રવેશ કરે છે. ) બેવડા આશીર્વાદમાં બેવડો લાભ. બીજી વાર રજા લેવામાં પ્રસંગ સાનુકૂળ થયો.

પોલો:—લેરતીઝ, હજી તું અહીં જ છે! શરમ; જા, જા, જહાજ વ્હાણુપર જા! પવન અનુકૂળ છે, અને તારી જ રાહ જોવાય છે. લે, આ

---

૧. ચંદ્રને પવિત્ર અને પ્રમાણિક માનવામાં આવે છે. તાત્પર્ય એવું છે કે પવિત્ર મનુષ્ય આગળ કોઇ નજીવી ભૂલ થાય તો તેનો લાભ તે લેતું નથી; તેથી સદાચારને હાનિ તો થતી નથી, પણ તેમાં ભૂલ કરનારનું અવિચારીપણું તો છે જ. સજ્જનથી દુર્જનતા થતી નથી એટલું જ. અર્થાત્ સદાચારી મનુષ્યના સદાચારનો કિલ્લો ગમે તેવો અડગ હોય, તોપણ દુનિયાથી ડરી એણે ચાલવાનું છે; કારણકે એક નિર્જીવ ભૂલ થતાં, કાંઈ નહિ તો નિંદાખોર દુનિયા દૂષણ ચડાવતાં મૂકતી નથી. ૨. અર્થાત્ યૌવનના વિકારો એવા પ્રબળ હોય છે કે વિવેકશક્તિથી નિરંકુશ બનવા આપોઆપ તે પ્રયાસ કરે છે. વિકારોને વિવેકના કબજામાં રાખવા જોઇએ. જો કોઈ ભોળવનાર મળે તો તુરત તેઓ ભોળવાઈ જાય છે. પણ યૌવનમાં વિકારોનું સામર્થ્ય એવું હોય છે કે ભોળવનાર કોઇ ન હોય તોપણ તે વિવેકના વિચાર કરતા નથી. ૩. કોલેરિજ કહે છે કે ઓફેલિયાનું આ ટુંકું અને કામપૂરતું ભાષણ નિર્દોષતાની સ્વાભાવિક બેફિકરાઇ બતાવે છે, અને પોતાના સંરક્ષણને માટે ડાહ્યાપણ અને સાવધાનીના આવા ટાયલાની અપેક્ષા ન રાખતી તેની નિર્દોષતા છે એમ બતાવે છે.

મારો આશીરવાદ તને ! અને આટલાં મારા ઉપદેશનાં વચન તારા અંતરમાં કોરી રાખજે: તારા મનના વિચાર બહાર કાઢીશ નહિ, અને કોઈ અવ્યવસ્થિત વિચાર પ્રમાણે આચરણ કરીશ નહિ. સૌને પરિચિત થજે, પણ કોઇ પ્રકારે અનાડી થઇશ માં. મિત્રો જે તારા હોય તેમની પરીક્ષા કરીને તેમને સ્વીકાર્યા પછી, વજ્રલેપની માફક તારા અંતરમાં તું તેમને ધરી રાખજે; પણ હરકોઈ નવીન અને બીનઅનુભવી સોબતીની દોસ્તી બાંધીને તારી હથેળીને[1] જડ બનાવીશ નહિ. કજીઆમાં ઉતર્યા પેહેલાં સંભાળજે; પણ તેમાં ઉતર્યાં પછી એવી રીતે વર્તજે કે તારા વિરોધીઓ તારાથી ડરતા રહે. તારો કાન બધાને દેજે, પણ તારો અવાજ કોઇકને જ દેજે; દરેકનો મત લેજે, પણ તારો નિર્ણય બાકી રાખજે; તારી થેલીના પ્રમાણમાં તારો પોશાક કિંમતી રાખજે, પણ વિચિત્ર થવા દઇશ નહિ: મોંઘો ભલે થાય, પણ ડોળી-ભભકાવાળો ન જોઇએ: કારણ કે પોશાકથી માણસની કિંમત ઘણીવાર થાય છે; અને ફ્રાન્સમાં તો ઉંચી પદવી અને પંક્તિનાં મનુષ્યો તે બાબતમાં ખાસ કરીને ઉદાર અને પસંદગી કરવાવાળાં હોય છે. દેણું કે લેણું—એમાંથી એકે કરીશ માં; કારણ કે લેણું ઘણીવાર મુડી અને મિત્ર બન્નેને ગુમાવે છે, અને દેણું કરકસરની અણીને બુઠ્ઠી બનાવે છે. પણ વિશેષે કરીને આટલું ધ્યાનમાં રાખજે: તારા પોતાના આત્માને તું નિમકહલાલ રહેજે; અને પછી તો, દિવસ પછી રાત્રી આવે છે તેમ, તેને પગલે તું કોઇપણ મનુષ્યને નિમકહરામ નહિ થઇ શકે એ વાત એની મેળે આવશે. સલામ, મારો આશિરવાદ આ ઉપદેશ તારા મનમાં કાયમ રાખે !

**લેર:**—પિતાજી, ઘણીજ નમનતાઇથી હું તમારી રજા લઉં છું.

**પોલો:**—જા, મોડું થઇ ગયું છે, અને તારા અનુચરો તારી વાટ જુએ છે.

**લેર:**—ઓફેલિયા, આવજે અને મેં કહ્યું છે તે બરાબર સ્મૃતિમાં રાખજે.

**ઓફે:**—તે તો મારી સ્મૃતિમાં પૂરાઇ ગયું છે, અને તેની ચાવી પણ તમારા જ હવાલામાં રહેશે.[2]

**લેર:**—આવજે. (જાય છે.)

**પોલો:**—ઓફેલિયા, એણે તને શું કહ્યું છે ?

---

૧ અર્થાત હર વખતે જે આવે તેને મિત્ર કરવાથી ખરા મિત્રને પારખવાની તારી શક્તિ જતી રહેશે, જેમ હાથની સ્પર્શ-શક્તિનો જ્યાં ત્યાં ઉપયોગ કરવાથી સ્પર્શના બારીક ભેદ માપવાની તેની શક્તિ જતી રહે છે. (ડટન). ૨ અર્થાત તમે જ જ્યારે કહેશો કે એ ઉપદેશની જરૂર હવે રહી નથી ત્યારે જ તે હું ભુલીશ. (ડટન ).

ઓફે:—બાવાજી, હેમ્લેટના સંબંધમાં કાંઇક.

પોલો—અરે હા, ઠીક યાદ આવ્યું. મેં સાંભળ્યું છે કે હમણા હમણામાં પોતાના ખાનગી[1] વખતમાં તારી પાસે એ બહુ આવે છે; અને તું પણ ખુશી થઇને અને ઉદાર બનીને તેનું સાંભળે છે; અને તેમ હોય, અને મને એ પ્રમાણે કહેવામાં આવ્યું છે અને તે પણ મને ચેતવણી આપવાની ખાતર—તો મારે કહેવું પડે છે કે મારી પુત્રીને યોગ્ય અને તારી આબરૂને જે ઉચિત છે તે તું બરાબર સમજતી નથી. તમારી વચ્ચે શું ચાલે છે? મને સાચું કહી દે.

ઓફે:—બાવાજી, હમણા હમણામાં મારા ઉપર પોતાના પ્રેમનો અભિષેક કરવાનું એ કહે છે.

પોલો:—'પ્રેમનો અભિષેક'! છીહ, આવી જોખમ ભરેલી બાબતમાં બીનઅનુભવી નાદાન છોકરીની માફક તું બોલે છે. જેને તું એના 'પ્રેમનો અભિષેક' કહે છે તે તું માને છે?

ઓફે:—બાવાજી, તેમાં શું ધારવું તેની મને સમજણ પડતી નથી.

પોલો:—વારૂ, ત્યારે હું શીખવીશ. તેની વાતો કે જેની કાંઈ કિંમત નથી તેને સાચું નાણું ગણે છે એવું એક નાનું બાળક તું પોતાને સમજ. તારા પોતાના 'અભિષેક'ની કિંમત જરા વધારે આંક, નહિ તો—[2]આ પ્રમાણે પળોટતાં, ગરીબ બિચારા વાક્યને પૂરૂં કરી ન નાખવા—તું મને બેવકુફીનો અભિષેક કરાવીશ.

ઓફે:—સાહેબ, આબરૂની રીતે પ્રેમનો આગ્રહ તેઓ કરે છે.

પોલો:—હા, તેને એક રીત તું કહી શકે. જા, જા.

ઓફે:—અને સાહેબ, તે જે કહે છે તે પ્રભુના નામે લગભગ સઘળા શપથ લઇને બોલે છે.

પોલો:—હાસ્તો; [3]મરઘાંને પકડવાની જાળ. જ્યારે કામાગ્નિ ધીકતો

---

૧ અર્થાત્, રાજકાજના કામથી ફારેગ થતાં મળતી નવરાશમાં. તથાપિ ઓફેલિયા સાથે તે વખત ખાનગીમાં એ ગાળતો હતો તેવો પણ તેમાં ધ્વનિ છે. (ડેટન). ૨. ડેટન કહે છે તે પ્રમાણે, અહીં વાકયને ઘોડા સાથે સરખાવ્યું છે. જેમ ઘોડાને પળોટવામાં ખૂબ રગડીને તેને મારી નાખવો ન જોઈએ, તેમ વાકયના શ્લેષાર્થને અતિ ખેંચી વાકયને પૂરૂં કરી નાખવું—મારી નાખવું—ન જોઇએ; અર્થાત્ અર્થહીન થવું ન જોઇએ. ૩. એવા શપથ એક જાતની જાળ છે જેમાં બેવકુફો પકડાઈ જાય છે: ડેટન કહે છે કે, સેહેલાઈથી જાળમાં ફસાઇ જતા હોવાથી, અથવા તો તેમનામાં મગજ-શક્તિ બહુ થોડી હોય છે એમ મનાતું હોવાને લીધે, ભોળાં બેવકુફ-મનુષ્યોને માટે 'મરઘાં' શબ્દનો પ્રયોગ વારંવાર એ વખતે થતો હતો.

હોય છે ત્યારે ઉદાર બની આત્મા શપથ ખાવા જીભને કેવો પ્રેરે છે તેની મને ખબર છે. દીકરી, ગરમી કરતાં ઉજાસને વધારે આપતા આ ઝબકારા જેનાં આ બંને[1] આપતી વખતે અને થતાં થતાંમાં પણ નાબુદ થઇ જાય છે તેમને ખરો અગ્નિ ગણીશ નહિ. આજથી તેની દૃષ્ટિએ બહુ પડીશ નહિ. તને જે પ્રાર્થનાઓ એ કરે, તેમના ઉપર વાતચિત કરવાની આજ્ઞા કરતાં વિશેષ દર તું મૂકજે.[2] કુમાર હેમ્લેટના સંબંધમાં આટલું જ તારે માનવું કે એ યુવાન પુરૂષ છે, અને તેથી તારા કરતાં વધારે લાંબા દામણાથી તે હરીફરી શકે. ટુંકામાં, ઑફેલિયા, તેના શપથ ઉપર વિશ્વાસ રાખીશ માં; કારણ કે જેવે રૂપે દેખાય છે તેવા રંગના એ નથી, પણ સેહેલાઇથી ફસાવી શકે માટે જ પવિત્ર અને ધાર્મિક રૂપ ધારણ કરતા ભડવાની પેઠે અપવિત્ર માગણીઓના વિનવનારા જ માત્ર હોય એવા તેઓ દલાલ છે. સઘળો સાર આટલો છેઃ સ્પષ્ટ શબ્દોમાં, કુમાર હેમ્લેટ સાથે બોલવા ચાલવાનો કે વાત કરવાનો તારા વખતનો દુરૂપયોગ તારે કરવો નહિ; અને હું આજ્ઞા કરૂં છું કે એ બાબતની ચીવટ રાખજેઃ ચાલ મારી સાથે.

**ઓફેઃ**—બાવાજી, હું તમારી આજ્ઞા પાળીશ. (જાય છે.)

---

## પ્રવેશ ૪ થોઃ—સ્થળઃ ચોકી.

(હેમ્લેટ, હોરેશિયો અને મારસેલસ પ્રવેશ કરે છે.)

**હેમ્લેટઃ**—જાણે ચુંટી ખણતો હોય એવો સખત પવન છે; થંડી કડકડતી છે.

**હોરેઃ**—પવન તીવ્ર અને થંડાગાર કરી દે તેવો છે.

**હેમ્લેટઃ**—કેટલા વાગ્યા હશે ?

**હોરેઃ**—મને લાગે છે કે બારનો અમલ થયો છે.

**મારઃ**—બાર તો વાગ્યા.

૧ બંને=ગરમી અને ઉજાસ. થંડીને વખતે અગ્નિની ખરી ગરમી જ કામ આવે છે. ક્ષણિક ઝબકારાથી ઉજાસ પડે છે, અને તે પણ થયો ન થયો ત્યાં તો જતો રહે છે. ગરમી તો તેમાં તેથી પણ ઓછો વખત ટકે છે; જન્મતાં જન્મતાં જ મરી જાય છે. ૨. મોટા માણસની વિનતિઓ પણ આજ્ઞારૂપ મનાય છે. હેમ્લેટ મોટો માણસ છે. પણ આ બાબતમાં, તેની મોટાઈમાં અંજાઇ ગયા વિના, તેની આજ્ઞાઓ કે જેની અવગણના તું કરી ન શકે એવી સમજીશ માં. તારી પોતાની કિંમત તું વધારે આંકજે, અને તેની વિનતિઓને આજ્ઞા સમજી તારો પ્રેમ ખોઈ બેસીશ માં.

**હોરેઃ**—એમ ? મેં તો ન સાંભળ્યાઃ ત્યારે તે પ્રેતને ભમવાની વેળા હવે થવા આવી છે. (અંદર વાદ્યનો મોટો નાદ અને તોપના ધડાકા થાય છે.) મહારાજ, આનો શો અર્થ છે?

**હેમ્લેટઃ**—આજ રાત્રીએ રાજા મીજમાની આપે છે અને તેથી હજી જાગે છે. ખાણુંપાણું ખૂબ ચાલે છે અને શેખીખોર કુદકા લથડીઆં[1] ખાય છે; અને રાઇન દારૂના જામ જેમ જેમ તે પીતો જાય છે તેમ તેમ આ વાદ્યોનો નાદ તેની તંદુરસ્તીની ફતેહ ભુંકે છે.

**હોરેઃ**— એવો રીવાજ છે ?

**હેમ્લેટઃ**—હાસ્તો, છે તો ખરો. પરંતુ જો કે અહીંનો હું વતની છું અને અહીંના રીતરીવાજમાં હું જન્મેલો છું, તથાપિ મારા વિચાર પ્રમાણે તો તે રીવાજ પાળવા કરતાં તોડવામાં વધારે પ્રતિષ્ઠા મનાય છે. મસ્તકને ભારે બનાવતી મદ્યપાનની આ મીજમાની સર્વ સ્થળે બીજી પ્રજાઓની નજરમાં અમને નિંદાપાત્ર અને ઠપકાપાત્ર બનાવે છે. તેઓ અમને તેથી છાકટા કહી ભુંડના જેવાં ઉપનામ આપી અમારા નામને બગાડે છે; અને અમારા અત્યંત પરાક્રમી શૌર્યના નામનામાંથી તેનું ખરૂં સત્વ ખરેખર તેથી જતું રહે છે.[2] એવી જ રીતે, કોઈ અમુક વ્યક્તિના સંબંધમાં ઘણીવાર એવું બને છે કે તેનામાં કુદરતની કોઇ દૂષિત ખામીને લીધે—જેવી કે તેના કૂળમાં, જેમાં તે દૂષિત હોતો નથી, કારણ કે કુદરત પોતાનું ઉત્પત્તિસ્થાન ચૂંટી કાઢી શકતી નથી; અથવા તો તેના સ્વભાવના કોઇ અંશની વધુ પડતી પરિપક્વતાને લીધે કે જેને લઇને વિવેકબુદ્ધિના કઠેરા અને કિલ્લા ઘણીવાર ભાંગી પડે છે; અથવા તો કોઇ પ્રકૃતિ કે જેને લીધે પ્રશંસનીય શિષ્ટાચારનું સ્વરૂપ વધારે પડતું બગડી જાય છે;—અર્થાત્ કોઇ એક એવી અપૂર્ણતા કે જે માત્ર કુદરતનો પોશાક અથવા ભાગ્યનો [3]ગ્રહ જ હોય છે તેની છાપ પોતાપરત્વે પડી જવાથી, પછી બીજી રીતે ગમે તેવાં શીલવાન તેવાઓ હોય, ગમે તેવાં સજ્જન તેઓ હોય અથવા માનુષી સજ્જનતાનું શિરોબિંદુ પ્રાપ્ત કરી શકે

---

૧. ઢંગધડા વિનાના જર્મન લોકોના નાચમાં કુદકા ભુસકા જેવુંજ હોય છે; તે અહીં સૂચિત છે. અને દારૂ ખૂબ ઢીંચ્યો હોવાથી નાચમાં લથડીઆં ખવાય છે. કેટલાક ટીકાકારો કહે છે કે 'શેખીખોર કુદકા'થી ગેરવાજબી રીતે રાજ્યાસન પામેલા રાજાનું સૂચન થાય છે, અને તે છાકટો છે એમ અહીં જણાવ્યું છે. ૨ અર્થાત્ ખરા ઉત્સાહથી પ્રેરાએલાં અમારાં પરાક્રમો દારૂથી ઉશ્કેરાએલાં મનાય છે. ૩ અર્થાત્ પ્રકૃતિ અને સ્વભાવના આ દોષ કુદરતે આપેલા કે ભાગ્યના ગ્રહથી પ્રાપ્ત થએલા હોય છે; અને તેને માટે તે માણસને દોષ દેવો ઉચિત નથી. આ વાત લોકો લક્ષમાં રાખતાં નથી.

એવાં સદ્‌વર્તન ગમે તેટલાં તેમનાં હોય, તોપણ તે બધાં એ એક ખાસ દોષથી લોકોના અભિપ્રાયમાં ભ્રષ્ટતા ગ્રહણ કરશેઃ નીચતાનો થોડોક અંશ ચીજની આખી સુંદરતાને નહિવત્ બનાવી તેની પોતાની નિંદા કરાવે છે.[1]

હોરેઃ—જુઓ, મહારાજ, એ આવે છે. (પ્રેત પ્રવેશ કરે છે).

હેમ્લેટઃ—દયાના દેવતાઓ અને ફિરસ્તાઓ અમારૂં રક્ષણ કરજો ! શાંતિ પામેલા આત્માનું તું કોઇ સ્વરૂપ હોય અથવા અસદ્‌ગતિને પામેલું કોઇ પ્રેત હોય, સ્વર્ગના પવનો તારી સાથે હોય યા નરકના ઝપાટા હોય, તારા વિચારો પાપી હોય અથવા દયાવાન હોય;–ગમે તે હો, પણ તું એવા શક પડતા રૂપે આવે છે કે હું તને બોલાવીશ જ; હું તને હેમ્લેટ, રાજા, પિતા, ડેન્માર્કના પાદશાહ કહી બોલાવીશઃ અરે, મને જવાબ આપ ! અજ્ઞાનતા અળગી કરવાના યત્નમાં મને ફાટી પડવા ન દે; પણ કહે કે તારા મૃત્યુ સમયે વિધિસહીત કબરમાં મૂકેલાં તારાં અસ્થિ પોતાનાં કફન–વસ્ત્ર ફાડીને શા માટે આમ બહાર રઝળે છે; જે કબરમાં શાંતિપૂર્વક તને મુકાએલો અમે જોયો છે તે કબરે પોતાનાં વજનદાર અને સંગેમરમરનાં ડાચાં ઉઘાડીને શા-માટે તને બહાર ફેંક્યો છે? ઓ મૃતદેહ, એવું શું કારણ છે કે [2]લશ્કરી પોશાકમાં બધાં આયુધ સહીત આ પ્રમાણે તું ચંદ્રની [3]આંખમીંચામણીની ફરીને મુલાકાત લઇ રાત્રીને બીહામણી બનાવે છે અને અમારા આત્માના અંતરપટમાં પણ ન સમજાય એવા ભીતિથી અમ મર્ત્યલોકનાં બેવકુફોની વૃત્તિઓને આમ ત્રાસદાયક રીતે ખળભળાવે છે? કહે, આનું શું કારણ છે? શામાટે? શું કરવું? (પ્રેત હેમ્લેટને નિશાની કરી બોલાવે છે.)

હોરેઃ—તમને એકલાને જ કાંઇક કહેવું હોય તેમ તેની સાથે જવા માટે તમને એ નિશાની કરે છે.

માર્‌ઃ—જુઓ, કેવા અનુનયથી કોઇ વધારે એકાંત જગાએ તમને લઇ જવા એ હાથથી નિશાની કરે છે. પણ તેની સાથે જશો નહિ.

---

૧ સર્વે ટીકાકારો કહે છે કે મૂળમાં આ વાક્ય અપભ્રષ્ટ છે, અને મૂળના શબ્દ માટે અનેક અનુમાન તેઓએ કર્યા છે. એકંદરે તાત્પર્ય એવું છે કે નીચતાનો થોડોક અંશ બીજી રીતે સર્વાંગ સુંદરતાની સાથે ભળી જઇ, જે દોષ તે અંશને ઘટે છે તે સુંદરતાને અપાવે છે. ૨ સ્ટીવન્સ કહે છે કે લશ્કરી પોશાકમાં પ્રેતને રંગભૂમિ ઉપર બતાવવામાં તાત્પર્ય એ છે કે તેથી વધારે ગંભીર અસર ઉત્પન્ન થાય, જો કે ડેન્માર્કમાં રાજાઓને તે પ્રમાણે દફન કરવાનો રીવાજ હતો. (ડેટન). ૩. વાદળાંથી ઢંકાએલો ચંદ્ર બહાર આવવા મથતો હતો. તેથી 'ચંદ્રની આંખમીંચામણી'. જુઓ ~~અમાસ~~ એમર્સનના નિબંધો.' પૃષ્ઠ ૩૧૮.

હોરેઃ—નહિ, બિલકુલ નહિ.

હેમ્લેટઃ—તે નથી બોલતું; ત્યારે હું તેની પાછળ જઇશ.

હોરેઃ—ન જાઓ, મહારાજ.

હેમ્લેટઃ—કાં ? શી બીક છે ? મારી જીંદગીની કિંમત એક ટાંકણીની હું ગણુતો નથી; અને મારો આત્મા કે જે તેના જેવો જ અમર વસ્તુ છે તેને એ શું કરવાનો છે ? ફરીને મને એ હાથનો ઇસારો કરે છે. હું પાછળ જઇશ.

હોરેઃ—મહારાજ તમને લલચાવીને મહાસાગર તરફ અગર પેલી ટેકરી કે જે સમુદ્ર ઉપર ઝઝુમી રહી છે તેના ભયંકર શિખર તરફ તમને એ લઇ જાય અને ત્યાં જઈ કોઇ એવું વિકાળ સ્વરૂપ એ ધારણ કરે કે જેથી કરીને તમારી વિચારશક્તિનું અધિરાજ્ય જતું રહે અને તમે ગાંડા થઇ જાઓ તો ! તેનો વિચાર કરોઃ તે જગા જ એવી છે કે જ્યાંથી હરકોઇ મનુષ્ય એટલા બધા વામ દરીઓ નીચે જુએ અને નીચે પાણીની લુવવતી ગર્જના સાંભળે એટલે તેના મગજમાં અન્ય કોઇ વિશેષ પ્રયોજન વિના પણ ઘાતક કલ્પના તે ઉપજાવે છે.

હેમ્લેટઃ—હજી ઇસારતથી એ મને બોલાવે છે. થા આગળ; હું તારી પાછળ આવું છું.

મારઃ—મહારાજ, નહિ જવાય તમારાથી.

હેમ્લેટઃ—આઘા રાખો હાથ.

હોરેઃ—અમારૂં કહ્યું માનો; નહિ જવાય.

હેમ્લેટઃ—મારૂં કિસ્મત પોકારે છે અને આ શરીરની દરેક નાની નસને નિમિયાના સિંહની નસ જેવી બળવાન બનાવે છે. હજી મને એ બોલાવે છે. છોડો મારો હાથ, ભાઇઓ; દેવના સમ, મને જે રોકશે તેને હું પ્રેત જ કરી નાખીશ. ખસો, કહું છુંઃ થા આગળ; હું પાછળ પાછળ આવું છું.

( પ્રેત અને હેમ્લેટ જાય છે. )

હોરેઃ—ઉશ્કેરાએલી કલ્પનાથી તે દીવાના બનતા જાય છે.

મારઃ—ચાલો આપણે પાછળઃ આ પ્રમાણે એમનું કહ્યું કરવું યોગ્ય નથી.

હોરેઃ—ચાલો પાછળ; આ શું થવા બેઠું છે ?

મારઃ—ડેન્માર્કના રાજ્યમાં કાંઇક પાપ પેઠેલું છે.

હોરેઃ—પ્રભુ કરે તે ખરૂં.

મારઃ—નહિ, ચાલો તેમની પાછળ. ( સૌ જાય છે. )

## પ્રવેશ ૫ મો:–સ્થળ: ચોકીના ચોગાનનો બીજો ભાગ.

( પ્રેત અને હેમ્લેટ પ્રવેશ કરે છે. )

હેમ્લેટ:—હજી મને તારે ક્યાં લઇ જવો છે? બોલ, હવે હું આગળ નહિ ચાલું.

પ્રેત:—બરાબર ધ્યાન રાખ.

હેમ્લેટ:—રાખું છું.

પ્રેત:—મારો વખત લગભગ ભરાઈ ચૂક્યો છે; પછી ગંધકમય અને તીવ્ર વેદનાકારક જ્વાળાઓને સ્વાધીન મારે થવાનું છે.

હેમ્લેટ:—અફસોસ, બિચારા પ્રેત !

પ્રેત:—મારી દયા ન કર; પણ જે વાત હું ઉઘાડી કરૂં તે ગંભીર લક્ષ રાખી સાંભળ.

હેમ્લેટ:—બોલ, હું સાંભળવા કટિ–બદ્ધ છું.

પ્રેત:—અને જ્યારે મારૂં સાંભળીશ, ત્યારે વેર લેવા પણ.

હેમ્લેટ:—હેં ?

પ્રેત:—હું તારા પિતાનું પ્રેત છું; અને રાત્રીએ અમુક કાળ ભમવાની, અને મારી જીવિત દશામાં કરેલાં દુષ્ટ પાપો બળીને સાફ થઇ જાય ત્યાં સુધી દિવસે જ્વાળામાં ભૂખે મરવાની શિક્ષા મને નિર્ણિત થઈ છે. મારા કારાગ્રહની ગુપ્ત વાતો જણાવવાની મને મનાઇ ન હોત તો તેની વાત હું તને કહેત કે જેના નબળામાં નબળા વર્ણનથી તારૂં પિત્ત અસ્તવ્યસ્ત થઇ જાત, તારૂં લોહી થંડુગાર થઈ જાત; તારી બંને આંખો તારાની માફક પોતાના ગગનમાંથી નીકળી પડત; તારા ઓળીને એકઠા કરેલા વાળ છૂટા પડી ચીડાએલી શાહુડીનાં પીછાંની પેઠે એકેએક ખડા થઇ જાત: પરંતુ આ સતત્ જ્વાળાની જાણ મૃત્યુ–લોકના માનવીના કર્ણ પર્યંત પહોંચવી ન જોઇએ. સાંભળ, સાંભળ, અરે સાંભળ ! જો તારા વહાલા પિતા ઉપર કદિ-પણ તારી મમતા હતી તો—

હેમ્લેટ:—ઓ ભગવાન !

પ્રેત:—તો તેના દુષ્ટ અને અતિ અધમ ખૂનનું વેર લે.

હેમ્લેટ:—ખૂન !

પ્રેત:—ગમે તેવા ઉશ્કેરાએલા સંજોગોમાં થએલું ખૂન દુષ્ટ તો છે જ; પણ આતો અતિ પાપીષ્ટ, વિલક્ષણ અને ઘાતકી છે.

હેમ્લેટ:—જલદીથી તે જણાવ કે જેથી પ્રેમના વિચારો અને ધ્યાન જેવાં ત્વરિત છે તેવી ત્વરિત પાંખોથી મારા વેરમાં હું તેને ધસડી જાઉં.

પ્રેતઃ—તું મને યોગ્ય જણાય છે; અને આ બાબતમાં જો તું ઉશ્કેરાય નહિ તો [1]લીથના કિનારા ઉપર ચેનથી ઉગતા પૂષ્ટ નીંદણીઆ છોડ કરતાં પણ વધારે મંદ તું ગણાય. હેમ્લેટ, હવે સાંભળ. લોકોને એમ જણાવ્યું છે કે હું બગીચામાં સૂતો હતો ત્યાં સાપ મને કરડ્યો. આ પ્રમાણે મારા મૃત્યુની બનાવટી વાતથી આખા ડેન્માર્કનો કાન હડહડતા જૂઠાણાથી છેતરાયો છેઃ પણ પ્રતાપી તરૂણ, હવે જાણ કે તારા પિતાને ડંખી જે સાપે તેનો જીવ લીધો છે તે અત્યારે રાજ્ય-મુગટ ધારણ કરે છે.

હેમ્લેટઃ—અરે મારા ભવિષ્ય-ભાખી આત્મા! મારો કાકો!

પ્રેતઃ—હા, તે ગોત્રગામી-વિષયી પશુએ, પોતાની અક્કલની જાદુગરીથી, પોતાને સહજ પ્રપંચી શક્તિઓથી—અરે પાપી અક્કલ અને શક્તિઓ કે જેમાં આમ ભોળવવાનું સામર્થ્ય રહેલું છે—ઉપરથી અત્યંત સદાચારી દેખાતી મારી રાણીની વૃત્તિને પોતાની નિર્લજ્જ વિષયેચ્છાને સ્વાધીન કરી લીધીઃ અરે હેમ્લેટ! એ કેવી બેવફાઇ! તેના વિવાહ સમયે કરેલી પ્રતિજ્ઞા જે અક્ષરશઃ પાળતો હતો એવો પ્રૌઢ ગૌરવયુક્ત મારો પ્રેમ છોડીને, એક કંગાળ પ્રાણી કે જેની કુદરતી શક્તિઓ મારી શક્તિઓ સાથે સરખાવતાં તુચ્છ છે તેના ઉપર મોહી ગઇ! પરંતુ સ્વર્ગીય રૂપે લંપટતા લલચાવે તોપણ જેમ સદાચાર કદિ ડગતો નથી, તેમ પવિત્રતાથી પ્રકાશતા ફિરસ્તાની સાથે સંબદ્ધ છતાં કામાસક્તિ સ્વર્ગીય બીછાનામાં નિમગ્ન રહીને વિષ્ટામાં વિહાર કરવાની જ. પણ, સબુર! મને લાગે છે કે પ્રભાતની ગંધ મને આવે છે. ટૂંકામાં મને કહી લેવા દેઃ બપોરના સમયે હમેશના રીવાજ મુજબ મારા બગીચામાં હું નિદ્રાધીન થયો હતો; આવા નિર્ભય વખતે તારો કાકો એક નાની શીશીમાં દુષ્ટ અબનુસનો રસ લઇને ચોરની પેઠે આવ્યો અને મારા કર્ણના દ્વારમાં આ રક્તપીતીઓ અર્ક એણે રેડયો; જેની અસર મનુષ્યના લોહી ઉપર એવી વિરોધી થાય છે કે પારાની માફક ત્વરિત ગતિથી શરીરના કુદરતી [2]દ્વાર અને ગલીઓમાં તે દોડવા માંડે છે, અને એકાએક જોર કરીને, દુધમાં તીવ્ર ખટાશ પડતાં બને છે તેમ, પાતળા અને તંદુરસ્ત લોહીને થીજાડી તેના ફોદેફોદા કરી નાખે છે. મને પણ એમ જ થયું, અને એકદમ-તુરત જ મારા આખા સુંવાળા શરીર ઉપર રક્તપીતીઆની માફક

---

૧ લીથ (વૈતરણી) નદીમાં મુઆ પછી મનુષ્યના જીવને ઝબોળવામાં આવે છે તેથી આગલા અનુભવોની તેની સ્મૃતિ જતી રહે છે. તેથી આ નદી 'વિસ્મૃતિની નદી' કહેવાય છે. ૨. અર્થાત્ નસો અને શિરાઓદ્વારા તેની ત્વરિત અસર થવા લાગી.

ગંદા અને સૂગ ચડી આવે એવા પોપડાવાળા ફોલ્લે ફોલ્લા ઉઠી આવ્યા. આ પ્રમાણે હું નિદ્રામાં હતો ત્યારે, ભાઇના હાથે જીંદગીથી, રાજ્ય–મુગટથી, રાણીથી એકદમ વિયુક્ત મને કરવામાં આવ્યો. મારા પાપના મ્હોર કાળે જ, મરણકાળની સામગ્રી અને વિધિ પામ્યા વિના, બીન તૈયાર, કોઇ પણ જાતનો હીસાબ [1]આપ્યા વિનાની સઘળી અપૂર્ણતાના મારે માથે બોજા સહીત, મને ફેંકી નાખ્યોઃ અરે ત્રાસજનક! અરે ત્રાસજનક! અત્યંત ત્રાસજનક! જો તારામાં કાંઇ પણ સ્વાભાવિક લાગણી હોય તો આ સહન ન કરીશ. ડેન્માર્કના બાદશાહી બીછાનાને પાપીષ્ટ ગોત્ર–ગમન અને વિલાસ–વૃત્તિનો પલંગ બનવા દઇશ નહિ. પરંતુ આ કામ પરિપૂર્ણ કરવામાં તારી માની વિરૂદ્ધ તારૂં મન બગાડીશ નહિ અને તેની સામે કાંઇ છળ કરીશ નહિ. તેને વીંધવાને અને ડંખવાને જે કાંટા તેની છાતીમાં છે તેમને અને પ્રભુને તેનો ન્યાય તું સુપ્રત કરજે. હું હવે એકદમ જાઉં છું! આગીઓ કીડો બતાવી આપે છે કે પ્રભાત નજીક છે; અને તેનો વ્યર્થ પ્રકાશ ફીક્કો પડતો જાય છેઃ સલામ! હેમ્લેટ, મને સંભારજે! (જાય છે.)

હેમ્લેટઃ—ઓ સ્વર્ગના સઘળા દેવતાઓ! ઓ પૃથ્વી! અને બીજું શું શું? નરકને પણ સામેલ કરૂં? અરે, જા! સબુર, સબુર, મારા હૃદય; અને તમે મારા સ્નાયુઓ, એકદમ વૃદ્ધ–ઢીલા ન થઇ જાઓ, પણ મજબુતીથી મને અક્કડ ધરી રાખો. તને યાદ રાખવું! હા, ગરીબ બિચારા પ્રેત, આ ખળભળી ગએલા ગોળામાં[2] જ્યાં સુધી યાદશક્તિ રહેશે ત્યાં સુધી તું યાદ જ રહેશે. તને યાદ રાખવું! અરે, સઘળી નિર્જીવ તુચ્છ નોંધો, યૌવન અને અવલોકન શક્તિએ તારવીને વીણી કાઢેલાં ગ્રંથોના સઘળાં સુંદર વાક્યો, સઘળી મોહક કલ્પનાઓ, ભૂતકાળે અંતઃકરણ ઉપર પાડેલી સઘળી છાપો,—એ બધાં મારા સ્મૃતિના પટમાંથી હું ભૂંસી નાખીશ; અને દરેક નકામા પદાર્થેથી અમિશ્રિત એવા મારા મગજના ગ્રંથ અને પુસ્તકમાં તારી આજ્ઞા જ માત્ર એકલી સજીવ રહેશેઃ હા, પ્રભુ! અરે અતિ દુષ્ટ સ્ત્રી! અરે હરામખોર, હસતા–પાપીષ્ટ લફંગા! મારી નોંધ–પોંથીઃ–લખી લેવું લાજમ છે કે, સ્મિત કરતો, હરહમેશ હસતો માણસ હરામખોર પણ હોઇ શકેઃ છેવટ એટલું તો સાચું કે ડેન્માર્કમાં એ વાત સંભવિત છેઃ (લખતાં લખતાં) તેથી, કાકા, તમે અહીં લખાઇ ગયા. હવે મને કહેલું તેઃ તે આમઃ–'સલામ! મને સંભારજે,' મેં તેની પ્રતિજ્ઞા કરી.

---

૧. અર્થાત્ પાપનો પસ્તાવો અને કબુલત કરી ઈશ્વરની ક્ષમા માગવાનો વખત પણ ન આપ્યો. ૨. માથામાં.

**માર:**
**હોરે:** }—( નેપથ્યમાં ) મહારાજ, મહારાજ.

**માર:**—( નેપથ્યમાં ) મહારાજ હેમ્લેટ.

**હોરે:**—(નેપથ્યમાં) પ્રભુ તેનું રક્ષણ કરો.

**હેમ્લેટ:**—એમજ હો ![1]

**હોરે:**—(નેપથ્યમાં) હો મહારાજ, અરે હો મહારાજ !

**હેમ્લેટ:**—અરે હો, પોરીઆ ! આવ, બચ્ચા, આવ.[2]

( હોરેશિયો અને મારસેલસ પ્રવેશ કરે છે. )

**માર:**—મારા કુળવંતા મહારાજ, શો પ્રકાર બન્યો છે ?

**હોરે:**—શા ખબર છે, મહારાજ ?

**હેમ્લેટ:**—અરે, ચમત્કારિક !

**હોરે:**—તે કહો, મહારાજ.

**હેમ્લેટ:**—નહિ, તમે તે કહી દો.

**હોરે:**—ના, મહારાજ, હું ન કહું. દેવના સમ.

**માર:**—અને હું પણ ન કહું, મહારાજ.

**હેમ્લેટ:**—વારૂ, ત્યારે; મનુષ્યનું હૃદય કદિ પણ એવું કલ્પે ? પણ તમે ગુપ્ત રાખશો ?

**માર: અને હોરે:**—પ્રભુના સમ ખાઇ કહીએ છીએ કે તે અમે ગુપ્ત રાખશું.

**હેમ્લેટ:**—ડેન્માર્કમાં એવો કોઇ હરામખોર નથી કે જે પક્કો લુચ્ચો ન હોય.

**હોરે:**—મહારાજ, અમને એટલું કહેવા આવવાને કબરમાંથી ઉઠીને આવેલા કોઇ પ્રેતની જરૂર નથી.

---

૧. ડેટન કહે છે કે ક્વાર્ટોમાં આ શબ્દો હેમ્લેટના મુખમાં મૂક્યા છે; ફોલિયોમાં તે મારસેલસના મુખમાં મૂક્યા છે, અને હોરેશિયોની પ્રાર્થના 'પ્રભુ તેનું રક્ષણ કરો'–તેના જવાબમાં મારસેલસનો આ ઉત્તર સ્વાભાવિક લાગે છે. હોરેશિયો હેમ્લેટને ફરી હાક મારે છે તેથી એમ જણાય છે કે તેણે અને મારસેલસે હેમ્લેટના 'એમજ હો' એ શબ્દો સાંભળ્યા નથી; તેથી તે શબ્દો જો હેમ્લેટના જ હોય તો હેમ્લેટે પણ હોરેશિયોની પ્રાર્થના સાંભળી ન હોય. તો પછી હેમ્લેટના મનમાં કાર્યનું ચિંતન થતું હોય તેના નિશ્ચય રૂપે જ હેમ્લેટે એવો ઉદ્ગાર કાઢેલો હોવો જોઇએ. ૨. બાજને પાછું બોલાવવાની ભાષા હેમ્લેટ અહીં વાપરે છે. હેમ્લેટના ચારિત્ર્યમાં અહીંથી જે ફેરફાર જોવામાં આવે છે તે સુજ્ઞ વાંચનારે લક્ષમાં રાખવા જેવો છે.

હેમ્લેટઃ—ખરૂં; તમે ખરૂં કહો છો, અને તેથી, હવે બિલકુલ સભ્યાચાર વિના, એકબીજાના હાથ મેળવી આપણે છૂટા પડીએ એજ વાત મને ઉચિત લાગે છે. તમારાં કામ અને ઇચ્છા પ્રેરે ત્યાં તમે જાઓ; કારણ કે દરેક માણસને પોતપોતાનાં કામ અને ઇચ્છા હોય છે—પછી તે જે હોય તેઃ અને હું તો, આ જુઓ, ભજન કરવા જઉં છું.

હોરેઃ—મહારાજ, આ તો ઉન્મત્ત અને ભ્રમણાત્મક વચનો છે.

હેમ્લેટઃ—તમને માઠું લાગે છે તેથી હું દિલગીર છુંઃ અંતઃકરણપૂર્વક; હા, ખરેખર, અંતઃકરણપૂર્વક.

હોરેઃ—મહારાજ, તેમાં કાંઈ અપમાન નથી.

હેમ્લેટઃ—હા, સંત પેટ્રીકના સમ, પણ તેમાં છે, હોરેશિયો, અને તે પણ ઘણું મોટું. આ દશ્ય ચમત્કારના સંબંધમાં એટલું હું કહું છું કે તે નિષ્કપટી પ્રેત હતું. અમારી વચ્ચે જે વાતચિત થઈ તે જાણવાની ઇચ્છા તમને થતી હોય તો તમને ઠીક લાગે તેવી રીતે તેને દબાવી દો, અને હવે, ભલા મિત્રો, તમે મિત્રો, વિદ્વાન અને સૈનિક છો, તો મારી એક ગરીબ અરજ માગી આપો.

હોરેઃ—મહારાજ, તે શી છે? અમે આપશું.

હેમ્લેટઃ—આજ રાત્રે તમે જે જોયું છે તે કોઇને કદિ કહેશો નહિ.

હોરેઃ અને મારઃ—મહારાજ, નહિ કહીએ.

હેમ્લેટઃ—નહિ, પણ સોગન ખાઓ.

હોરેઃ—મહારાજ, ખરેખર, હું નહિ કહું.

મારઃ—અને હું પણ, મહારાજ, ખરેખર, નહિ કહું.

હેમ્લેટઃ—મારી સમશેરના સોગન ઉપર.

મારઃ—મહારાજ, અમે એક વાર તો સોગન ખાધા.

હેમ્લેટઃ—પણ મારી સમશેરના, સમશેરના.

પ્રેતઃ—(નીચે જમીનમાં) ખા સોગન.

હેમ્લેટઃ—અહા, પોરીઆ! તું પણ એમ કહે છે કે? તું ત્યાં છે કે, પ્રમાણિક જીવડા? ચાલો—આ નીચે પેલો શું કહે છે તે તમે સાંભળો છો—સમ ખાવાનું કબુલ કરો.

હોરેઃ—કેમ સમ ખાઇએ તે કહો, મહારાજ.

હેમ્લેટઃ—આ તમે જે જોયું છે તે કદિ કોઇને ન કહેવુંઃ સમશેરના સમ ખાઇ કહો.

પ્રેતઃ—(નીચે) ખા સમ.

હેમ્લેટઃ—જ્યાં ને ત્યાં હાજર! ત્યારે અમે બીજે જઇશું. અહીં આવો, ગૃહસ્થો, અને આજે તમે જે સાંભળ્યું છે તે કદિ કોઇને ન કહેવું એવા સમ મારી સમશેર ઉપર તમારા હાથ રાખી ખાઓ.

પ્રેતઃ—( નીચે ) ખા સમ.

હેમ્લેટઃ—શાબાશ, ઘરડી ઘુંસ? આટલી ઝડપથી માટીમાં કામ કરી શકે છે? ફક્કડ આગેવાન![1] ભાઇઓ, અહીંથી પણ ચાલો બીજી જગાએ.

હોરેઃ—ઓ ભગવાન સૂર્યનારાયણ, આ તો અદ્‌ભુત રીતે અવનવું છે!

હેમ્લેટઃ—અને એટલા માટે અવનવા—અજાણ્યાની માફક તેને સત્કાર આપ. હોરેશિયો, તારી વિચારણાની કલ્પનામાં આવે તેના કરતાં વિશેષ વાતો આકાશ અને પૃથ્વીમાં છે. પણ જોઃ પ્રભુની દયાની ખાતર, આટલું કરઃ હુ ગમે તેવા વિચિત્ર રીતે વરતું, અને હવે પછી કોઈ વિચિત્ર વેશ ભજવવાનું મને યોગ્ય લાગે,–તો તેવે વખતે મને જોઇને આ પ્રમાણે તમારા હાથની અદબ વાળીને, અથવા માથું ધુણાવીને અથવા વહેમ પડે એવું કોઇ વચન બોલીને કે જેવું 'વારૂ, વારૂ, અમે સમજીએ છીએ' અથવા 'અમારી મરજી થાય તો અમે કહી શકીએ' અથવા 'બોલવાની જો અમારી ઇચ્છા હોય તો' અથવા તો 'આ સઘળું સમજાવી શકે એવા કોઇ હશે,' અથવા તો મારા સંબંધમાં તમે કાંઈ પણ જાણો છો એમ બતાવી આપે એવા કોઇ પણ સંદિગ્ધ ઇસારા કે અણસારા તમારે કદિ પણ કરવા નહિ. ખરે વખતે પ્રભુની દયા અને કૃપા તમારા ઉપર રહે માટે, આ પ્રમાણે નહિ કરવાના સમ ખાઓ.

પ્રેતઃ—( નીચે ) ખા સમ.

હેમ્લેટઃ—વ્યગ્ર થએલા પ્રેત, શાંતિ રાખ! શાંતિ રાખ!

( તેઓ તે પ્રમાણે સમ ખાય છે. )

થયું, ગૃહસ્થો. અત્યંત પ્રેમ સહીત હું મારી જાતને તમને ભળાવું છું[2] અને પોતાનો પ્રેમ અને મૈત્રી પ્રદર્શિત કરવા હેમ્લેટ જેવો ગરીબ માણસ જે કાંઇ કરી શકે તેમાં, પ્રભુની ઇચ્છા તો કાંઇ ઉણપ રહેશે નહિ. ચાલો આપણે સાથે અંદર જઇએ. અને હું વિનવું છું કે તમારી આંગળીઓ હમેશાં તમારા હોઠ ઉપર[3] રાખજો. સમયનું હાડકું સાંધામાંથી ખડી ગયું છે;

---

૧. 'આગેવાન'ને માટે જુઓ અમારૂં ઓથેલો નાટક પૃષ્ઠ: ૮૫.

૨ "મારો પ્રેમ જેવો તમારા ઉપર છે તેવો જ મારા પ્રત્યે તમારો પ્રેમ પણ થાઓ. એક બીજાની રજા લેવાનો આ વિનયી પ્રકાર છે." ( ડેટન. )

૩ "તમે જે જોયું છે તે સંબંધી તદ્દન ચૂપ રહેજો. હોઠ ઉપર આંગળી રાખવી એ ચૂપ રહેવાની નિશાની છે." ( ડેટન ).

અરે શાપિત હેષ કે તે સમું કરવા અર્થે મારો જ જન્મ થયો.[1] નહિ, આપણે સાથે જ જઇશું.

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો:—સ્થળ: પોલોનિયસના ઘરમાં એક ઓરડો.

( પોલોનિયસ અને રેનાલ્ડો પ્રવેશ કરે છે. )

**પોલો:**—રેનાલ્ડો, આ નાણું અને ઉપદેશ–વચનો એને આપજે.

**રેના:**—આપીશ, સાહેબ,

**પોલો:**—ગામમાં એનું વર્તન કેવું છે તે સંબંધી તેને મળ્યા પહેલાં તપાસ કરીશ તો તે બહુ [2]ડાહાપણભરેલું ગણાશે.

**રેના:**—સરકાર, મારો વિચાર પણ એ જ હતો.

**પોલો:**—અરે શાબાશ; બહુ સારું કહ્યું. જુઓ સાહેબ, પ્રથમ મારી વતી એટલી તપાસ કરજે કે પારીસમાં કેટલા ડેઇન લોકો રહે છે; તે કોણ કોણ અને કેવી રીતે રહે છે, તેમનાં ગુજરાનનાં સાધન શું શું છે, કેવા લતામાં તેઓ રહે છે, તેમની સોબત કેવી છે, અને કેવો ખરચ તેઓ રાખે છે; અને તેઓ મારા પુત્રને ઓળખે છે એમ ચતુર પ્રશ્નોથી આમ આડકતરી રીતે જાણી લીધા પછી, આ વિશેષ પ્રશ્નો છોડી દઇને મુદ્દાની વાતે આવજે. અને પછી ‘ હું તેના બાપને અને તેના મિત્રોને જાણું છું, કાંઇક એને પણ ઓળખું છું,’ એમ કહી જાણે જરી તરી ઓળખાણ હોય એમ વરતજે; સમજ્યો કે, રેનાલ્ડો?

**રેનાલ્ડો:**—જી હા, બહુ સારી રીતે.

**પોલો:**—‘ અને કાંઇક એને ઓળખું છું; પણ ’ તારે કહેવું કે ‘બહુ નહિ: પણ જે મારા મનમાં છે તે જ એ હોય તો, એ તો ઘણો ઉડાઉ છે; આવો આવો વ્યસની છે; ’ અને પછી તારી મરજી પડે તેવી બનાવટી

---

૧ સેમુર કહે છે કે “ સડી ગએલા સમયને પોતે સમું કરવાનો છે એ વાતનો શોચ હેમ્લેટને થતો નથી; પરંતુ એ ફરજ આવશ્યક રીતે જેને માથે આવી પડી છે એવો તે જન્મ્યો એ વાતનો એને શોચ થાય છે.’ (ડેટન). અર્થાત્ બગડી ગએલા સમયને સુધારવાની તો અવશ્ય જરૂર છે; પણ તે જો જન્મ્યો ન હોત તો બીજો કોઈ એ કરત જ. પણ તેનો જન્મ થતાં હવે તે ફરજ તેને માથે જ આવી પડી. ૨ “ ફુલણીઓ વૃદ્ધ માણસ રેનાલ્ડોની પ્રશંસા કરવામાં પોતાની જ પ્રશંસા કરે છે. ” ( ડેટન ).

વાતો તેના વિષે કહેજે; પણ એની આબરૂને ધક્કો પહોંચે એવાં તરકટ, અલબત્ત, ન ચલાવીશ; એ વાતનું ધ્યાન રાખજે; પણ સાહેબ, યુવાની અને છૂટના અતિ પરિચિત સામાન્ય સંગાથીઓ હોય એવા સ્વેચ્છાચારી, અનાડી અને સાધારણ ફેલ એના વિષે આરોપવામાં અડચણ નથી.

**રેના:**—જેમ કે જુગાર, સરકાર.

**પોલો:**—હા, અથવા તો મદ્યપાન, પટ્ટાબાજી, વારે ઘડીએ સોગન ખાવાનો કે લઢકણો સ્વભાવ; એવું એવું કહીશ તો ચાલશે.

**રેના:**—સરકાર, તેથી તો એમની આબરૂને હાનિ પહોંચે.

**પોલો:**—બેશક નહિ, કારણ કે દૂષણ ચડાવતી વખતે જ એવો સંભાર તેમાં તારે ભરવો કે તેમ ન થાય. તે બહારચલો છે એવી એકાદી કોઇ વિશેષ નિંદા તારે તેની કરવી નહિ એવું મારૂં તાત્પર્ય નથી; એના દોષોની વાત એવી ચતુરાઇથી તારે કરવી કે સ્વતંત્રતાનાં દૂષણ, તીખા-તોફાની સ્વભાવના ઝબકારા અને ઉછાળા, જેના હુમલાને અધીન સહુ કોઇ હોય છે એવું બીનકેળવાએલ લોહીનું અનાડીપણું,-તે સઘળાં હોય એમ દીસી આવે.

**રેના:**—પણ મારા સરકાર—

**પોલો:**—આ બધું શા માટે તમારે કરવું ?

**રેના:**—હા, સરકાર, એ જાણવાની મને ઇચ્છા થાય છે.

**પોલો:**—વાહ સાહેબ, મારી મતલબ આમ છે; અને મને લાગે છે કે તે ઠીક[1] યુક્તિ છે. જાણે કે કામ કરતાં કાંઇક બગડેલી વસ્તુ હોય તેમ મારા કુંવરની સહેજસાજ બદનામી તું કરીશ એટલે તારી સાથે વાત કરનાર માણસ, જેના મનનો તાગ તારે લેવાનો છે તે—જો, ખ્યાલ કર—જે તરૂણ ઉપર ઉપરોક્ત દોષોનું આરોપણ તું કરે છે તેને કદિ પણ એણે જોયો હશે તો ખાત્રી રાખ કે તારી ટીકા સાંભળીને 'મેહેરબાન સાહેબ' અથવા 'મિત્ર' અથવા 'ગૃહસ્થ' અથવા તો દેશના રીવાજ પ્રમાણે કે પુરૂષને સંબોધવા યોગ્ય એવા કોઇ વચનથી તેમાં અનુમોદન એ આપશે.

**રેના:**—વારૂ, સરકાર.

**પોલો:**—અને પછી તે કહેશે-કહેશે-હું શું કહેવા જતો હતો ? ઇશ્વરના સમ, હું કાંઇક કહેવા જતો હતો. ક્યાંથી પડતું રહ્યું ?

**રેના:**—'તે અનુમોદન આપશે' ત્યાંથી; 'મિત્ર અથવા એવું કાંઇક,' 'અથવા ગૃહસ્થ' થી.

---

૧ આ યુક્તિ કેવી સફળ થાય છે તે પરિણામે તું જો જે.

પોલો:—'અનુમોદન આપશે ત્યાંથી;' હા, શાબાશ; તે તને આમ ટેકો આપશે; 'એ ગૃહસ્થને હું ઓળખું છું; મેં તેને કાલે અથવા પેલે દિવસ, અથવા ફલાણે કે ઢીંકણે વખતે જોયો હતો; ફલાણા ફલાણાની સાથે; અને તમે કહો છો તેમ તે જુગાર રમતો હતો; ફલાણે વખતે મદ્યપાનની મિજલસમાં એશઆરામ કરતાં મેં એને પકડયો હતો; ફલાણે વખતે ટેનિસમાં એ લડી પડયો હતો.' સમજ્યો હવે?—જૂઠાનો ગલ આ સાચો દોષ પકડી લેશે અને આ પ્રમાણે વાંકાચુંકા અને આડા યત્નથી અમે ડાહ્યા અને દીર્ઘસુત્રી બુદ્ધિવાળાં માણસો આડી વાટ લઇ સીધી વાતે આવીએ છીએ. તેથી મારી સલાહના ઉપરોક્ત ભાષણ પ્રમાણે ચાલીને કુંવરની ચાલચલગત તારે જાણી લેવી. મારૂં તાત્પર્ય તો તું સમજ્યો ને?

રેના:—હા, સરકાર.

પોલો:—પ્રભુ તારૂં કલ્યાણ કરો; જા, સંભાળીને જજે.

રેના:—જી સરકાર!

પોલો:—તું પોતે પણ તેની ટેવોનું નિરીક્ષણ કરજે.

રેના:—કરીશ, સાહેબ.

પોલો:—અને પોતાનું ગાણું તેને આલાપવા દેજે.[1]

રેના:—ઠીક, સાહેબ.

પોલો:—જા, સંભાળીને જજે. (રેનાલ્ડો જાય છે.)

(ઓફેલિયા પ્રવેશ કરે છે.) કાં, કેમ ઓફેલિયા! શું છે?

ઓફે:—અરે બાપાજી, બાપાજી, હું એવી ભયભીત થઇ ગઇ છું!

પોલો:—પ્રભુની ખાતર, શેનાથી?

ઓફે:—બાપાજી, હું મારા ઓરડામાં શીવતી હતી ત્યાં હેમ્લેટ મહારાજ, સાવ ઉઘાડે ડગલે, માથે ટોપી વિનાના, પોતાનાં મોજાં કાદવથી ખરડાએલાં અને છૂટાં પડી તેમની ઘુંટી પર્યંત ઉતરી ગએલાં; પોતાના ખમીસ જેવા ફિક્કા; ઉસ્કેરાએલા અને થરથર કંપતા; અને દુઃખને જણાવતાં એવાં તો વિકળ ચક્ષુ સહિત કે જાણે હમણાં જ નરકમાંથી છૂટી ત્યાંના ત્રાસ વર્ણવવા આવ્યા હોય તેમ; તે મારી આગળ આવ્યા.

પોલો:—તારા પ્રેમમાં દીવાનો થઇ ગએલ?

ઓફે:—બાપાજી, તે હું નથી જાણતી; પણ ખરેખર મને લાગે છે કે એમજ હશે.

---

૧ અર્થાત્ વાતચિતમાં અનુકૂળ બની તેની પોતાની વાતો તેની જ પાસેથી કઢાવજે. બીજા પાઠ પ્રમાણે, અક્ષરશઃ અર્થ લેતાં: "સંગીત શીખવાનું જારી રાખવા એને કહેજે."

**પોલો**:—તેમણે શું કર્યું ?

**ઓફે**:—મારૂં કાંડું ઝાલી મને મજબુત તેમણે પકડી રાખી; પછી પોતાના આખા હાથની લંબાઇએ ઉભા રહીને અને પોતાનો બીજો હાથ આ પ્રમાણે પોતાના કપાળે રાખીને કેમ જાણે તેનું ચિત્ર આળેખતા હોય તેમ મારા મુખનું બારીક નિરીક્ષણ તે કરવા લાગ્યા. આમ તે ઝાઝો વખત જોઇ રહ્યા. છેવટે, મારો હાથ જરા હલાવીને અને આ પ્રમાણે પોતાનું મસ્તક ત્રણ વખત ઉંચું નીચું હલાવીને એવો તો દયાજનક, ગંભીર નિસાસો તેમણે નાખ્યો કે જાણે તેમનું આખું શરીર ભાંગી ભૂકે ભૂકા થઇ જતું હોય અને તેમનો પ્રાણ જતો હોય. પછી તેમણે મને જવા દીધી; અને પોતાના ખભા ઉપર પોતાનું માથું ફેરવીને આંખો વિના પોતાના રસ્તે જતા તેઓ જણાયા; કારણ કે તેમની સહાય વિના તેઓ બહાર ગયા, અને છેવટ પર્યંત તેમની નજર મારા ઉપર ચોંટી રહી.

**પોલો**:—ચાલ મારી સાથે. મહારાજને શોધી હું મળીશ. આ તો પ્રેમનો ઉન્માદ જ છે, જેનો પ્રચંડ વેગવાન સ્વભાવ પોતાનો જ નાશ કરે છે અને આ જગતમાં આપણા હૃદયમાં તીવ્ર દરદ કરતા કોઇ પણ મનોવિકારની પેઠે આપણી ઇચ્છાશક્તિને નિરાશાજનક ભયંકર કૃત્ય કરવા ઘણી વાર તે ઉશ્કેરે છે. હું દિલગીર છું. શું, હમણા હમણામાં કાંઇ તીવ્ર વેણ તેં એમને કહ્યાં છે ?

**ઓફે**:—ના, મારા બાપાજી: પણ તમારી આજ્ઞા પ્રમાણે એમના પત્રો મેં પાછા વાળ્યા છે અને મને મળવા આવવાની ના પાડી છે.

**પોલો**:—તેથી જ તે દીવાના બની ગયા છે. હું દિલગીર છું કે વધારે ધ્યાન અને સમજણથી મેં તેમને ઓળખ્યા નહિ. મને લાગ્યું કે એ તારી સાથે ચેડાં કાઢે છે અને તારી પાયમાલી કરવાનો તેનો ઇરાદો છે. પણ નખ્ખોદ જાઓ તે મારી શંકાશીલતાનું ! ખરેખર, યુવાનવર્ગમાં વિચારની ખામી હોવી જેમ સહજ છે તેમ અમારી અવસ્થામાં વધારે પડતા વિચાર કરી મત બાંધવા એ પણ સ્વાભાવિક છે. ચાલ, આપણે મહારાજ કને જઇશું: આ વાત જાહેર થવી જોઇએ; જે ભેદ ગુપ્ત રાખતાં, તે કહી દેવાની આપણી નાખુશીથી જે પ્રેમ ઉપજે તેના કરતાં તે વાતને છાની રાખતાં કદાચ વધારે હાનિ થાય.[1]

---

૧. "જે શુભ હેતુથી બનેલી હકીકત રાજા રાણીથી છાની રાખવા આપણે પ્રેરાઇએ, તે શુભ હેતુ તેઓ જાણે તોપણ જે લાભ આપણને થાય તેના કરતાં

## પ્રવેશ ૨ જો:—સ્થળ: કિલ્લામાં ઓરડો.

( રાજા, રાણી, રોઝનક્રાંઝ, ગીલ્ડનસ્ટર્ન, અને અનુચરો પ્રવેશ કરે છે. )

**રાજા:**—વહાલા રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન, તમે ભલે આવ્યા ! તમને મળવાને અમે ઘણા આતુર હોવા ઉપરાંત, તમારૂં કામ પડ્યાની જરૂરીઆતે તમને ત્વરાથી અત્ર બોલાવ્યા છે. હેમ્લેટની પ્રકૃતિની વિકૃતિ વિષે તમે કાંઇક સાંભળ્યું છે; એમજ કહેવું ઘટે છે, કારણ કે તેની બાહ્ય કે આંતર પ્રકૃતિ હતી તેને મળતી હવે રહી નથી. તેના પિતાના મૃત્યુ સિવાય એવું બીજું શું કારણ હોઇ શકે કે જેથી કરીને તે પોતે પોતાને આટલો બધો સમજી[1] શકતો નથી તેનો ખ્યાલ સુદ્ધાંત પણ મને આવી શકતો નથી. હું તમને બન્નેને વિનતિ કરૂં છું કે, નાનપણથી જ તમે તેની સાથે ઉછરેલા હોવાથી અને ત્યારથી તેના સ્વભાવ અને તરકીબથી વાકેફ હોવાને લીધે, થોડો વખત અમારા દરબારમાં રહેવાની મેહેરબાની તમે કરો; અને તમારી સોબતથી રમત ગમતમાં તેને પ્રેરી, અમે જે જાણતા નથી એવું જે કાંઇક એને આમ પીડે છે અને જેની અમને ખબર પડે તો તેનો ઉપાય અમે કરી શકીએ તે પ્રસંગવશાત્ એની કનેથી મેળવી અમને કહો.

**રાણી:**—સુજ્ઞ ગૃહસ્થો, તમારી પ્રશંસા એણે બહુ કરી છે; અને મને ખાત્રી છે કે એવા અન્ય કોઇ બે પુરૂષો હયાત નથી કે જેમનામાં તેની આસક્તિ તમારામાં છે તેથી વિશેષ હોય. અમારી આશાના લાભ અને સફળતાને વાસ્તે તમારો થોડો વખત ગાળવા જેટલાં સૌજન્ય અને શુભેચ્છા બતાવવાની કૃપા જો તમે કરો તો રાજાની સ્મૃતિમાં રહેવાને યોગ્ય ઉપકાર તમારી મુલાકાતથી થશે.

**રોઝ:**—અમારા ઉપર આપની કુલ સત્તા હોવાથી, પોતાની માનવંતી

---

પણ વધારે નુકસાન કદાચ આપણને થાય: ક્યારે? જ્યારે તેમને ખબર પડે કે આપણે જાણતા હતા છતાં તેમનાથી આ વાત આપણે છુપાવી છે ત્યારે. પોલોનિયસના વિચાર કેવળ સ્વાર્થી છે અને બીજાના સંબંધમાં પરિણામની કાંઈ પરવા તેને નથી.'' (ડેટન). રાઈટ અને ક્લાર્ક કહે છે: '' પ્રવેશના અંતે આવતી લીટીઓમાં પ્રાસની ખાતર અર્થનો ઘણી વાર ભોગ આપવામાં આવે છે. અહીં અર્થ આમ લાગે છે: ઓફેલિયા ઉપર હેમ્લેટનો જે પ્રેમ છે તેથી રાજારાણીને જે તિરસ્કાર ઉપજે તેના કરતાં તેના ગાંડપણની વાત જો છુપી રાખવામાં આવે તો તેથી વધારે શોચ થાય. છતાં પાછળથી રાણી તેમના લગ્ન થવામાં ખુશી છે'' એમ એ કહે છે. ૧ કે જેથી કરીને પોતાના પંડનું સઘળું જ્ઞાન જતું રહ્યું છે; બોલવા ચાલવાનું ઔચિત્ય તે બિલકુલ હવે સમજી શકતો નથી. ( ડેટન ).

ઇચ્છાઓ વિનતિ કરતાં આજ્ઞા રૂપે મહારાજ અને મહારાણી જણાવી શકે.

ગીલ્ડ:—પણ અમે તો આપના તાબેદાર જ છીએ, અને આપ જે ફરમાવો તે સંપૂર્ણ ખેંચથી કરવા માટે, અમારી સેવા મોકળે મને આપના ચરણમાં અમે ધરીએ છીએ.

રાજા:—ઉપકાર થયો, રોઝનક્રાંઝ અને સભ્ય ગીલ્ડનસ્ટર્ન.

રાણી:—ઉપકાર થયો, ગીલ્ડનસ્ટર્ન અને સભ્ય રોઝનક્રાંઝ. અને હું વિનવું છું કે મારા અત્યંત બદલાઇ ગએલા કુંવરને તમે હમણાં જ જઇ મળો. જાઓ તમારામાંથી કોઇક, અને આ ગૃહસ્થોને હેમ્લેટનો ભેટો કરી આપો.

ગીલ્ડ:—પ્રભુ કરે ને અમારી હાજરી અને સહવાસ તેમને આનંદ-જનક અને લાભપ્રદ થાય.

રાણી:—હા, ભાઇ, અસ્તુ.

( રોઝનક્રાંઝ, ગીલ્ડનસ્ટર્ન અને કેટલાક અનુચરો જાય છે. )

( પોલોનિયસ પ્રવેશ કરે છે. )

પોલો:—મારા કૃપાળુ મહારાજ, નોર્વે ગએલા એલચીઓ આનંદમાં પાછા ફર્યા છે.

રાજા:—હમેશાં તું સારા સમાચારનો પિતા જ થયો છે.

પોલો:—એમ જ, મહારાજ ! મારા કૃપાળુ ખુદાવિંદને હું ખાત્રી આપું છું કે મારા આત્માની પેઠે મારૂં કર્ત્તવ્ય પણ મારા પરમેશ્વર અને મારા દયાળુ મહારાજને અર્થે જ હું રાખું છું. અને મારી ખાત્રી છે—નહિ તો મુત્સદ્દીપણાનાં પગલાં કાઢવામાં મારૂં આ મગજ પ્રથમની પેઠે હવે કામ કરતું નથી એમ જ સમજજો—કે હેમ્લેટના ગાંડપણનું ખરૂં કારણ મારે હાથ આવી ગયું છે.

રાજા:—અરે તે કહે; હું તે સાંભળવા ઇંતેજાર છું.

પોલો:—એલચીઓની મુલાકાત આપ પ્રથમ લઇ લ્યો. મારા સમા-ચાર એ મોટી મીજમાનીમાં મેવારૂપ થશે.

રાજા:—તું પોતે જ તેમને અમારી હજુર લાવવાનું માન આપશે.

( પોલોનિયસ જાય છે. )

મારી વહાલી જરટ્રુડ, મને એ કહે છે કે તમારા કુંવરની પ્રકૃતિના વિકારનું ખરૂં કારણ એણે શોધી કાઢયું છે.

રાણી:—મૂળ વાત સિવાય તેનું અન્ય કારણ નથી તેનો મને સંશય નથી: તેના પિતાનું મૃત્યુ અને આપણાં અતિ ત્વરિત લગ્ન.

રાજા:—જે હશે તે, આપણે ચાળી કાઢશું.

( વોલ્ટીમંદ અને કોરનેલિયસને લઈ પોલોનિયસ પુનઃ પ્રવેશ કરે છે. )

આવો, મારા સન્મિત્રો ! વોલ્ટીમંદ, અમારા મિત્ર નોરવેના રાજા તરફથી શા ખબર છે ?

**વોલ્ટીઃ**—કુશળ સમાચાર અને શુભેચ્છાઓનો અતિ સુંદર સામો સત્કાર થયો. પ્રથમ મિલાપે, તેમનો ભત્રિજો જે લશ્કર જમાવતો હતો તે બંધ કરવા તેમણે માણસો મોકલ્યાં. તે તૈયારી પોલ લોકોની સામે થાય છે એમ તેમને લાગતું હતું; પણ જરી વધારે બારીક તપાસ કરતાં તેમને પણ લાગ્યું કે તે આપ નામદારની સામે થતી હતીઃ પોતાની માંદગી, વૃદ્ધાવસ્થા અને કમતાકાતને લીધે બીજાના હાથમાં આમ તે રમકડું બન્યા તેથી દિલગીર થઈને ફોરટિનબ્રાસને પકડવા તેમણે હુકમ કાઢ્યો; અને ટૂંકામાં, તે પણ તાબે થયોઃ નોરવેના રાજાએ તેને ઠપકો આપ્યો અને છેવટે તેના કાકા આગળ તેણે શપથ લીધા કે હવે પછી મહારાજની સામે પોતાનાં હથીઆર એ કદિ નહિ ઉંચકે, એટલે હર્ષના આવેશમાં વૃદ્ધ રાજાએ તેને ત્રણ હજાર ક્રાઉનની વાર્ષિક જાગીર આપી; પ્રથમ એકઠા કરેલા સિપાઈઓને લઈ પોલ લોકો ઉપર ચડી જવા એને પરવાનગી આપી; અને આ પત્રમાં લખ્યા પ્રમાણે (પત્ર આપે છે) આપને તેમણે વિનતિ કરી છે કે તેમાં લખેલી સહીસલામતી અને છૂટની શરતો સ્વીકારી આ ચડાઈને અર્થે તેનાં માણસોને આપના રાજ્યમાંથી શાંતિથી પસાર થવા દેવાની કૃપા મહારાજે કરવી.

**રાજાઃ**—અમને ઘણો સંતોષ થયો; અને વધારે યોગ્ય સમયે પત્ર વાંચી આ વાતનો વિચાર કરી અમે જવાબ આપશું. દરમ્યાન, તમે લીધેલા પરિશ્રમને માટે તમારો ઉપકાર અમે માનીએ છીએ; જાઓ, વિશ્રાંતિ લો; રાત્રે આપણે સાથે ખાણું લેશું. ચાલો, તમે આવ્યા તે ઘણું જ સારૂં થયું.

( વોલ્ટીમંદ અને કોરનેલિયસ જાય છે. )

**પોલોઃ**—આ કામનું પરિણામ સારૂં આવ્યું છે. મારા ખાવિંદ અને રાણી સાહેબ, રાજાનું ઐશ્વર્ય શું, કર્ત્તવ્ય એટલે શું, દિવસ દિવસ શા માટે, રાત્રિ રાત્રિ શા માટે અને કાળ કાળ શા માટે; તેનું વિવેચન કરવું તેમાં રાત્રિ, દિવસ અને કાળનો ક્ષેપ કરવા સિવાય બીજું કશું નથી. તસ્માત્, શાણપણનો આત્મા સંક્ષિપ્તતા હોવાથી અને લાંબુ ટાયલું ગાત્ર અને બાહ્ય શૃંગાર હોવાથી, હું ટૂંકામાં કહીશઃ આપના ઉદારચરિત કુમાર ગાંડા થયા છેઃ તેને હું ગાંડપણ કહું છુંઃ કારણ કે ખરા ગાંડપણની વ્યાખ્યા આપવી, એટલે ગાંડપણ એટલે ગાંડા થવા સિવાય અન્ય શું છે ? પણ તે વાત જવા દો.

**રાણીઃ**—વિશેષ હકીકત ઓછી કારીગીરિથી કહો.

**પોલો:**—બાઇ સાહેબ, હું પ્રતિજ્ઞાથી કહું છું કે હું કારીગીરિ જ વાપરતો નથી. એ ગાંડા થઇ ગયા છે એ વાત સાચી છે; એ વાત સાચી છે એ શોચનીય છે; અને શોચનીય છે એ ખરૂં છે. મૂર્ખાઇ ભરેલો અલંકાર: પણ તેને સલામ, કારણ કે કશી કારીગીરિ મારે વાપરવી નથી. ત્યારે હવે એ ગાંડા થઇ ગયા છે એ વાત આપણે સ્વીકારી લઇએ: અને હવે આ પરિણામનું કારણ અથવા તો કહો કે આ દોષનું કારણ શોધી કાઢવાનું બાકી રહે છે. કારણ કે આ પરિણામ કારણને લઇને દોષિત—અપૂર્ણ રહે છે; આ પ્રમાણે વાત છે અને બાકીની વાત આ પ્રમાણે. વિચાર કરો. મારે એક દીકરી છે—મારી છે ત્યાં સુધી મારે છે—જેણે પોતાના કર્ત્તવ્ય અને આજ્ઞાધિનતાની ખાતર, બરાબર લક્ષ કરો, આ મને આપ્યો છે: હવે તેમાંથી તર્ક કરો. ( પત્ર વાંચે છે. )

" દિવ્ય અને મારા આત્માની અધિદેવતા, અત્યંત રૂપ—રાજિત ઓફેલિયા "—એ નઠારો શબ્દ છે—હલકો શબ્દ છે. 'રૂપ—રાજિત' હલકો શબ્દ છે: પણ આગળ સાંભળો. આમ: ( વાંચે છે. ) "તેની સર્વોત્તમ શ્વેત[1] છાતીમાં—આ " વિગેરે.

**રાણી:**—આમ હેમ્લેટે તેને લખ્યું છે?

**પોલો:**—કૃપાળુ બાઇસાહેબ, જરા ધીરજ ધરો, બધું અક્ષરે અક્ષર હું વાંચીશ. ( વાંચે છે: )

[2]" સંશય કદાપિ કર, તો 'ગ્રહના પ્રકાશે;'
" સંશય કદાપિ કર, તો 'રવિ રોજ ફરતો;'
" સંશય કદાપિ કર, તો 'ઋત તે અનૃત;'
" પણ વે'મ પ્રેમ મુજનો કદિ ના કરીશ."

" ઓ વ્હાલી ઓફેલિયા, આ કવિતા લખવામાં હું કુશળ નથી. મારા

---

૧ ડટન કહે છે કે તે વખતે પ્રેમ—પત્રિકા વિગેરે પત્રો જેના ઉપર લખાય તે છાતી સરસા રખાતા હતા. તેથી પત્રમાં પણ એમ લખવાનો રિવાજ તે વખતે પડી ગયો હતો. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે આ પત્ર હમેશાં ઓફેલિયા પોતાની છાતી સરસો રાખશે એવી તેને આશા છે. ૨. ગ્રહો પ્રકાશે છે; પણ તે કદિ ન પ્રકાશતા હોય તો? એવો સંશય તારે કરવો હોય તો કરજે. સૂર્ય ફરે છે, પરંતુ તે પણ કદિ ન ફરતો હોય! એવો સંશય પણ તારે કરવો હોય તો કરજે. પૃથ્વી સૂર્યની આસપાસ નહિ, પણ સૂર્ય પૃથ્વીની આસપાસ ફરે છે એ ટૉલેમીના મતને અનુસરી શેકસપીઅરે એમ લખ્યું છે. વળી 'સાચું' તે કદિ જૂઠું હોય' એવો સંશય પણ તારે કરવો હોય તો કરજે. પણ મારો પ્રેમ તો દિવ્ય અને સાચો જ છે તેનો સંશય કદિ પણ કરીશ નહિ.

" નિસાસા ગણવાની મારામાં શક્તિ નથી: પણ તારા ઉપર મારો પ્રેમ
" અત્યંત છે. ઘણોજ અત્યંત છે એ માનજે. પ્રણામ.

લી.

[1]" જ્યાં સુધી આ યંત્ર તેને છે ત્યાં સુધી,
" તારો જ હમેશાં, અત્યંત વહાલી બાનુ."

" હેમ્લેટ."

મારી આજ્ઞા પ્રમાણે મારી દીકરીએ આ મને બતાવ્યો છે અને ઉપરાંત વિશેષ, કયે કયે વખતે, કેવી કેવી રીતે અને કઇ કઇ જગાએ એમણે અનુનય કર્યાં છે તે સઘળું મારા કર્ણને અર્પ્યું છે.

રાજા:—પણ એના પ્રેમનો સત્કાર એણે કેવો કર્યો છે?

પોલો:—મને આપ કેવો ધારો છો?[2]

રાજા:—નિમકહલાલ અને આબરૂદાર માણસ જેવો.

પોલો:—અને એ જ સિદ્ધ કરવા હું ખુશી છું. પણ જ્યારે આ તીવ્ર વેગવાન પ્રેમને પાંખો ઉપર ચડેલો મેં જોયો—અને મારે આપને કહેવું જોઇએ કે મારી પુત્રીએ મને કહ્યું તે પહેલાં પણ એ વાત મારા લક્ષમાં આવી હતી—ત્યારે એક ઢળતા મેજ કે નોંધપોથીની પેઠે હું વર્ત્યો હોત, અથવા મૂંગો અને ચૂપ રહીને મારા હૃદયને ઝોલું ખાવા દીધું હોત, અથવા તો ખાલી દૃષ્ટિથી એ પ્રેમ ઉપર હું જોઇ રહ્યો હોત તો આપ શું ધારત? આપ અને મારાં વાહાલાં મહારાણી સાહેબ—આપનાં પટ્ટરાણી જે અહીં છે તે શું ધારત? નહિ, પણ કામ કરવાની પ્રવૃત્તિ મેં આદરી અને મારાં યુવાન બાઇ સાહેબને આ પ્રમાણે ચેતવણી મેં આપી દીધી: " હેમ્લેટ મહારાજ રાજાના કુંવર છે; તારા સેતારાની બહાર છે; આ વાત થવી ન જોઇએ;" અને પછી તેને વર્તવાની સૂચના કરી કે એણે પોતાની જગાએ ભરાઇ બેસવું કે જેથી કુમાર તેને મળી શકે નહિ; એમના કોઈ દૂતને એણે મળવું નહિ; પ્રેમની કોઇ નિશાનીઓ એણે સ્વીકારવી નહિ: અને એ પ્રમાણે વર્તતાં મારી સલાહનાં ફળ એને મળ્યાં. અને પોતાના પ્રેમમાં આમ પ્રતિરૂદ્ધ થતાં, કુમાર—વાતને ટૂંકી કરતાં—ગમગીનીમાં પડયા; ત્યાંથી અપવાસમાં આવ્યા; ત્યાંથી ઉજાગરે; તેમાંથી મનની નબળાઇમાં; તેમાંથી મગજનો ભ્રમ થયો; અને આમ ક્રમે ક્રમે ઉતરતાં, તેમના જે ગાંડપણને માટે આપણે સઘળા શોકાતુર છીએ તે ગાંડપણમાં હવે એ ભ્રમિત છે.

---

૧ યંત્ર એટલે શરીર; અર્થાત્ જ્યાં સુધી તે જીવતો છે ત્યાં સુધી.
૨ ડેટન કહે છે કે આ પ્રશ્નમાં કાંઈક દીલગીરીયુક્ત ઠપકાની છાયા છે.

રાજાઃ—તે એમ જ છે એમ તમે ધારો છો ?

રાણીઃ—હોય, ઘણું સંભવિત છે.

પોલોઃ—કોઇ વખત એવો આવ્યો છે-અને તે જાણવા હું ખુશી છું-કે જે વખતે મેં નિશ્ચયથી કહ્યું હોય કે 'આમ આમ છે,' અને તે અન્ય રીતે પછી જણાયું હોય ?

રાજાઃ—મારા જાણવામાં તો નથી.

પોલોઃ—(પોતાનું માથું અને ખભા બતાવીને) જો આ વાતમાં પણ હું કહું છું તેમ ન હોય તો, આ અહીંથી લઇ લેજો. જો હકીકતો હોય તો તેના દોરથી, જો [1]મધ્યબિંદુએ સત્ય છૂપાએલું હોય તો ત્યાંથી પણ તે છૂપાએલા સત્યને હું શોધી કાઢીશ.

રાજાઃ—આ વાતની વધારે ખાત્રી આપણે કેમ કરવી ?

પોલોઃ—તમે જાણોછો કે આ ઓસરીમાં ચાર પાંચ કલાક એ કોઈવાર ટેલ્યા કરે છે.

રાજાઃ—હા, તેમ તો એ કરે છે.

પોલોઃ—એવે વખતે મારી દીકરીને હું તેમના પ્રત્યે છૂટી મૂકી દઇશ. આપ અને હું તે વખતે પડદા પછવાડે રહેશું. તેમના મિલાપનું નિરીક્ષણ કરજો. તેમનો પ્રેમ જો એના ઉપર ન હોય અને એ જ કારણે પોતાની બુદ્ધિમાંથી તેમનું પતન થયું ન હોય તો રાજ્યમાં સહાયક થવાનું છોડી ખેતર અને બળદો રાખી હું ખેડૂ થઇશ.

રાજાઃ—આપણે તેની ખાત્રી કરી જોશું.

રાણીઃ—પણ જુઓ, તે બિચારો દુર્ભાગી પણે વાંચતો વાંચતો આવે છે.

પોલોઃ—વહ્યાં જાઓ; હું આપને વિનવું છું કે આપ બન્ને અહીંથી જતાં રહો. હમણાં જ તેમને મળી હું બોલાવીશ. (રાજા, રાણી અને અનુચરો જાય છે.)

(વાંચતો વાંચતો હેમ્લેટ પ્રવેશ કરે છે.)

અરે, મને પરવાનગી આપોઃ મારા કૃપાળુ મહારાજ હેમ્લેટને કેમ છે ?

હેમ્લેટઃ—ઠીક છે, પ્રભુની કૃપા.

પોલોઃ—મહારાજ, મને ઓળખો છો ?

હેમ્લેટઃ—બહુ સારી રીતે; આપ માછલાં [2]વેચનાર છો.

---

૧. પૃથ્વીના મધ્યબિંદુએ. (ડેટન). ૨. ડેટન કહે છે કે ટીકાકારોએ અહીં અનેક તર્કો દોડાવી અર્થ સમજવાનો પ્રયત્ન કર્યો છે; પણ કોલેરિજ કહે છે તેમ સરળ અને સાદો અર્થ એ છે કે પોતાની ગુપ્ત વાત જાણવા માટે પોલોનિયસને મોકલેલો સમજી હેમ્લેટ તેને 'માછલાં વેચનાર' કહે છે. ડેટન એમ માને છે કે પોલોનિયસને ભમાવવા જ હેમ્લેટ આમ અર્થ વિનાનું બોલે છે.

પોલો:—હું નહિ, મહારાજ.

હેમ્લેટ:—ત્યારે આપ એવા પ્રમાણિક માણસ હો એમ હું ઇચ્છું છું.

પોલો:—પ્રમાણિક, મહારાજ!

હેમ્લેટ—હાસ્તો, સાહેબ; હાલના વખતમાં પ્રમાણિક થવું એ તો દશ હજારમાંથી વીણાએલા એક માણસ થવાતું છે.

પોલો:—એ વાત તો સાવ સાચી, મહારાજ.

હેમ્લેટ—કારણ કે મુએલા કુતરામાં જો સૂર્ય કીડા ઉપજાવતો હોય,[1] દેવ મડદાને ચૂમી લેતો હોવાથી—તમારે દીકરી છે કે?

પોલો:—છે, મહારાજ.

હેમ્લેટ:—તો તેને સૂર્યની ગરમીમાં હરવા ફરવા દેશો નહિ. ગર્ભાધાન આશિરવાદ છે; પણ તમારી પુત્રી કદાચ જે રીતે ધારણ કરે તે રીતે નહિ. દોસ્ત, તેનું ધ્યાન રાખજે.

પોલો:—(એક કોરે) શું કહો છો આનું? હજી મારી દીકરીની જ લલુતા; અને છતાં પ્રથમ એમણે મને ન ઓળખ્યો; હું માછલાં વેચનાર છું એમ એણે કહ્યું: બહુ આઘે,[2] બહુ આઘે તે વહી ગયો છે: અને ખરેખર, મારી યુવાનીમાં પ્રેમની પીડા મેં પણ ઘણી ભોગવી છે—લગભગ આવી. હું ફરીને એમને બોલાવીશ—મહારાજ, શું વાંચો છો?

હેમ્લેટ:—શબ્દો, શબ્દો, શબ્દો.

---

૧. અહીં પણ ડેટનની માન્યતા તો તેવી જ છે. "કોઈ સૂચવે છે તેમ, હેમ્લેટના અંતરમાંથી પસાર થતા કોઈ વિચારની સાથે આ અસ્પષ્ટ ભાષણનો સંબંધ હોય એ શક્ય છે; પણ મારા ધારવા પ્રમાણે તો, કાંઇક સમજાય તેવું અને કાંઇક ન સમજાય તેવું બોલીને હેમ્લેટ પોલોનિયસને પોતાના ગાંડપણના સંબંધમાં ભમાવવા જ માગે છે," અને તેમાં તે સફળ થાય છે; રાઈટ અને ક્લાર્ક કહે છે કે હેમ્લેટ જે પુસ્તક વાંચે છે તેમાંનું આ વાક્ય હેમ્લેટ માત્ર બોલી જાય છે. કોલેરિજ આમ સમજે છે: "જો સૂર્ય મુએલાં કુતરાંમાંથી ચેતન ઉપજાવી શકે છે, તો આ અરધા બેવકુફ (પોલોનિયસ) થી ઓફેલિયા જેવી સુંદર કન્યા સદ્‌ભાગ્ય ઉપજાવે તો તેમાં નવાઇ નથી." પરંતુ ડાઉડન આમ કહે છે: "પોતાને ડાહ્યો અને અનુભવી માનતો પોલોનિયસ ઓફેલિયાને એકાંતમાં રાખી તેનું રક્ષણ કરવા ધારે છે. તેથી હેમ્લેટ એમ કહેતો જણાય છે કે: અરે ડાહ્યા પુરૂષ, ખરૂં છે; જો સૂર્ય જેવો પવિત્ર દેવ પણ મુએલા કુતરામાં કીડા ઉપજાવે છે, તો પછી નિર્બળ મનુષ્યજાતનું તો શું પૂછવું? સ્ત્રીજાત ચપળ છે અને પુરૂષજાત હરામખોર છે; માટે, દોસ્ત, તારી દીકરીની સંભાળ રાખજે." ડાઉડનનો અર્થ વાસ્તવિક લાગે છે. ૨ પ્રેમમાં.

**પોલો:**—વાત શી છે, મહારાજ?

**હેમ્લેટ:**—કોની વચ્ચે?

**પોલો:**—આપ જે વાંચો છો તે શું છે એમ હું પૂછું છું.

**હેમ્લેટ:**—નિંદા, સાહેબ: કારણ કે આ નિંદાખોર લુચ્ચો અહીં કહે છે કે વૃદ્ધ પુરૂષોને ભૂરી દાઢી હોય છે, તેમના ચેહેરામાં કરચલીઓ હોય છે, તેમની આંખોમાંથી અંબરનો જાડો રસ અને આલુ વૃક્ષનો ગુંદર ઝરે છે; અને તેમનામાં અક્કલની પુષ્કળ ખામી હોય છે, અને સાથે સાથે તેમનાં ઢીંચણ ઘણા જ નબળાં હોય છે. આ બધું જો કે હું ઘણી મજબુત રીતે અને પ્રબળ રીતે માનું છું: તથાપિ આમ તે લખવામાં સજ્જનતા હું ધારતો નથી; કારણ કે સાહેબ, કાચબાની માફક જો તમે પાછા વળી શકો તો તમે પોતે મારા જેટલા જ વૃદ્ધ થઇ જાઓ.

**પોલો:**—( એક કોરે ) જો કે આ ગાંડપણ તો ખરૂં, છતાં તેમાં વ્યવસ્થા છે. મહારાજ, પવનથી આઘા આવશો?

**હેમ્લેટ:**—મારી કબરમાં.

**પોલો:**—ખરૂં; એ પણ પવનથી આઘા જવાનું. ( એક કોરે ) એમના જવાબ કદિ કદિ કેવા સગર્ભ હોય છે! ખૂબી કે જે ગાંડપણને ઘણીવાર સુઝી આવે છે તે ચિત્ત તબીઅત ઠેકાણે હોય ત્યારે એવી સરસ રીતે વાણીમાં પ્રસવ પામી શકતી નથી. હું એમને છોડી જઇશ અને તેમની અને મારી પુત્રીના મિલાપની યોજના હું એકદમ કરીશ.—મારા માનવંતા મહારાજ, ઘણી નમનતાઇથી હું આપની રજા લઉં છું.

**હેમ્લેટ:**—સાહેબ, મારી પાસેથી આપ લઇ શકો એવી કોઇ ચીજ નથી કે જેનાથી હું વધારે ખુશીથી વિખુટો પડું: મારી જીંદગી સિવાય, મારી જીંદગી સિવાય, મારી જીંદગી સિવાય.

**પોલો:**—સુખી રહો, મહારાજ.

**હેમ્લેટ:**—આ ટાયલા વૃદ્ધ બેવકુફો.

( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે: )

**પોલો:**—હેમ્લેટ મહારાજને શોધવા તમે જાઓ છો: પણે રહ્યા.

**રોઝ:**—સાહેબ, પ્રભુ આપને સલામત રાખે! ( પોલોનિયસ જાય છે. )

**ગીલ્ડ:**—મારા માનવંતા મહારાજ!

**રોઝ:**—મારા પરમ પ્રિય મહારાજ!

**હેમ્લેટ:**—મારા સર્વોત્તમ મિત્રો! કેમ છે, ગીલ્ડનસ્ટર્ન! અહો, રોઝનક્રાંઝ! ભલા ભાઇઓ, કેમ ચાલે છે?

રોઝ:—દુનિયાના ઠીક ઠીક પુત્રોની પેઠે.

ગીલ્ડ:—સુખી એટલા માટે કે અમે વિશેષ પડતા સુખીઆ નથી. ભાગ્યદેવીની ટોપીમાં તેની કલગીરૂપ અમે નથી.

હેમ્લેટ:—તેમ તેના ઉપાનના તળાં પણ નથી.

રોઝ:—એમાંથી એકે નહિ, મહારાજ.

હેમ્લેટ:—શા નવીન છે?

રોઝ:—દુનિયા પ્રમાણિક થઇ છે–સિવાય કાંઇ નથી, મહારાજ.

હેમ્લેટ:—ત્યારે તો ક્યામતનો દિન નજીક છે. પણ તમારા નવીન ખરા નથી: વિશેષ ખબર મને પૂછવા દો: મારા ભલા મિત્રો, ભાગ્યદેવીનો એવો શો અપરાધ તમે કર્યો છે કે તમને આ બંધીખાનામાં એ મોકલે છે?

ગીલ્ડ:—બંધીખાનું, મહારાજ!

હેમ્લેટ:—ડેન્માર્ક બંધીખાનું છે.

રોઝ:—તો પછી સારી[1] દુનિયા બંધીખાનું છે.

હેમ્લેટ:—મજાનું, જેમાં ઘણી ગાંડાની ઓરડીઓ, ઘણાં ભોંયરાં અને કારાગ્રહ છે, અને તેમાં ડેન્માર્ક ખરાબમાં ખરાબ છે.

રોઝ:—મહારાજ, અમને એમ નથી લાગતું.

હેમ્લેટ:—ત્યારે એટલું જ કે તમારા મનને એ બંધીખાનું નથી; કારણકે સારૂં યા નરસું મનની રૂખને લીધે જ તેવું થાય છે; મને તે બંધીખાનું છે.

રોઝ:—ત્યારે તો આપની મહદેચ્છા તેને તેવું બનાવે છે. આપના મનને માટે તે ઘણું સાંકડું છે.

હેમ્લેટ:—અરે પ્રભુ, જો મને સ્વપ્નાં આવ્યાં નહોત તો એક કાચલીમાં પણ રહીને હું પોતાને રાજા માનું.

ગીલ્ડ:—એ સ્વપ્નાનું નામ જ મહત્વાકાંક્ષા; કારણ કે મહત્વાકાંક્ષીઓની ખરી પુંજી સ્વપ્નાંની છાયા જ હોય છે.

હેમ્લેટ:—સ્વપ્નાં પોતે જ છાયા માત્ર હોય છે.

રોઝ:—ખરૂં છે, અને મહદેચ્છાને સ્વભાવે એવી વાયુમય અને વજન-રહિત હું માનું છું કે તે માત્ર છાયાની છાયા છે,

હેમ્લેટ:—ત્યારે આપણા ભીખારીઓ શરીર છે અને આપણા મહારાણાઓ અને પહોળા થઇને ફરતા શૂરવીરો ભીખારીઓની છાયા છે. દરબારમાં

---

૧ સારી=આખી. સુખમાં અને સ્વતંત્રતામાં ડેન્માર્કથી ચડીઆતો બીજો કોઇ દેશ દુનિયામાં નથી, અને જો ડેન્માર્કને બંધીખાનું કહીએ, તો પછી બધી દુનિયા જ બંધીખાનું કહેવાય.

જઇશું કે ? કારણ કે, મારી આશાના સમ, મારૂં મગજ દલીલ કરી શકતું નથી.

રોઝ: અને ગીલ્ડ:—અમે આપની સેવામાં રહેશું.

**હેમ્લેટ:**—બિલકુલ નહિ: મારા અન્ય ચાકરોની હારમાં હુ તમને ગણીશ નહિ; કારણ કે, તમને ખરૂં કહુ તો, ત્રાસદાયક રીતે મારી સેવા થાય છે. પરંતુ મિત્રતાના સામાન્ય માર્ગને અનુસરી હું તમને પૂછું છું કે આ એલસિનોરમાં આવવાનુ' તમારૂં પ્રયોજન શું છે ?

રોઝ:—મહારાજ, આપની મુલાકાત; બીજો કોઈ પ્રસંગ નથી.

**હેમ્લેટ:**—હું પણ ભીખારી કે આભાર માનવામાંય કંગાળ; પણ હું આપનો ઉપકાર માનું છું; અને ખાત્રીપૂર્વક, પ્રિય દોસ્તો, મારો ઉપકાર એક અધેલા જેટલો અતિ મોંઘો છે. તમને બોલાવ્યા નથી ? તમારી પોતાની વૃત્તિથી તમે આવ્યા છો ? તમારી પોતાની ઇચ્છાની આ મુલાકાત છે ? ચાલો, મારી સાથે અદલ રીતે વરતો; ચાલો, ચાલો; નહિ, બોલો.

ગીલ્ડ:—શું બોલીએ, મહારાજ ?

**હેમ્લેટ:**—ગમે તે, પણ મુદ્દાસર. તમને તેડાવ્યા છે. તમારી દૃષ્ટિમાં એક પ્રકારની કબુલત છે જે છૂપાવવાની તમારી સહજ વિનિતતામાં પૂરતી હોશીઆરી નથી: કૃપાળુ રાજાએ અને રાણીસાહેબે તમને તેડાવ્યા છે તે હું જાણી ગયો છું.

રોઝ:—શા ઉદ્દેશે, મહારાજ ?

**હેમ્લેટ:**—તે તો તમે મને શીખવો. પણ આપણી સોબતના હકથી, આપણા યૌવનના મેળથી, સતત સચવાએલા આપણા પ્રેમ–ભાવના બંધનથી, અને સિવાય વધારે ચતુર વક્તા જે પવિત્ર શપથો તમને આપી શકે તે સઘળાને વચમાં રાખી હું તમને વિનવું છું કે મારી સાથે સીધા અને પ્રમાણિક થાઓ: તમને તેડાવ્યા છે કે નહિ ?

રોઝ:—( ગીલ્ડનસ્ટર્નને એક કોરે ) તમારો વિચાર શો છે ?

**હેમ્લેટ:**—( એક કોરે ) હં, ત્યારે તો તમારા ઉપર મારી નજર છે— જો તમે મને ચાહતા હો તો મારાથી છેટા ન રહો.

ગીલ્ડ:—મહારાજ, અમને તેડાવ્યા છે.

**હેમ્લેટ:**—શા માટે ?–તે તમને હું કહીશ; જેથી મારી અટકળ તમારા પ્રકાશનને અટકાવશે અને રાજા રાણીની વાત ગુપ્ત રાખવાના તમારા સંકેતનાં પીછાં કંઈ કમી થશે નહિ. હમણા હમણામાં, કોણ જાણે કેવી રીતે મારો સઘળો આનંદ મેં ગુમાવ્યો છે; અંગ કસરતની સઘળી રીવાજી રમત ગમતો છોડી દીધી છે; અને ખરેખર મારો સ્વભાવ એવો ઉદાસ થઇ ગયો

છે કે આ સુંદર ઘટના—પૃથ્વી એક વેરાન ટેકરી જેવી મને ભાસે છે; આ અતિ ઉત્તમ ઘુમટ, વાતાવરણ,—લક્ષ રાખો—આ ઉપર ઝઝુમી રહેલું રોનકદાર આકાશ, સોનેરી પ્રકાશથી વિભૂષિત આ ભવ્ય છાપરૂં,—અરે તેમાં તો મને ધુમાડાના ગંદા અને ચેપી જમાવ સિવાય અન્ય કશું લાગતું નથી. કેવી કરામતનો કટકો મનુષ્ય છે! બુદ્ધિમાં કેવો ભવ્ય! આત્મશક્તિમાં કેવો અનંત! આકૃતિ અને હરવા ફરવામાં કેટલો યથાર્થ અને અદ્ભુત! ક્રિયામાં કેવો ફિરસ્તા જેવો! સમજ—શક્તિમાં કેવો દેવ જેવો! સૃષ્ટિનું સૌંદર્ય! પ્રાણીઓનો શિરતાજ! અને છતાં, કેવળ માટીનું આ પૂતળું મારે મન શું છે? પુરૂષને જોઇ મને આનંદ ઉપજતો નથી; નહિ, સ્ત્રીને જોઇને પણ નહિ, જો કે જરીક હસવાથી તમે એમ કહેતા જણાઓ છો.

રોઝ:—મહારાજ, મારા મનમાં એવું કશું નહોતું.

**હેમ્લેટ:**—ત્યારે "પુરૂષને જોઇ મને આનંદ ઉપજતો નથી" એમ જ્યારે મેં કહ્યું, ત્યારે તમે હસ્યા શા માટે?

રોઝ:—મહારાજ, મને એમ વિચાર આવ્યો કે જો પુરૂષને જોઇ આપને આનંદ ઉપજતો નથી તો પછી નાટકવાળાઓનો કેવો નબળો સત્કાર આપ કરશો. અમે તેમને રસ્તે મળ્યા હતા, અને આપની સેવા ઉઠાવવા તેઓ અહીં આવે છે.

**હેમ્લેટ:**—જે રાજાનો પાઠ કરે છે તેનો આદર થશે. એ નામદારને મારી ખંડણી મળશે. સાહસિક શૂરવીર પોતાની બુઠ્ઠી તલવાર અને ઢાલનો ઉપયોગ કરશે. પ્રેમીના નિસાસા વ્યર્થ જશે નહિ. ટીખળી માણસ પોતાનો પાઠ શાંતિમાં પૂરો કરશે. જેમનાં ફેફસાં હસવાને તૈયાર હશે તેમને વિદૂષક હસાવશે. નાયિકા પોતાનું અંતઃકરણ છૂટે મને બોલશે, અથવા તો અનનુપ્રાસ કવિતા કરવા તે લંગડાશે. કયા નાટકવાળા છે?

રોઝ:—[1]શેહેરના પેલા કરૂણ રસના ખેલાડીઓ કે જેમની કળામાં આપને રસ પડતો હતો તે.

**હેમ્લેટ:**—તેમને બહાર ફરવું કેમ પડે છે? આબરૂ અને લાભ બન્નેમાં તેમનું રહેઠાણ વધારે સારૂં હતું.

રોઝ:—મને લાગે છે કે હમણા હમણાની પેલી [2]નવીનતાને લઇને તેમને મનાઇ થઇ છે.

---

૧ 'શેકસપીઅરના સમયના પ્રેક્ષકો 'શેહેર' એટલે લંડન તુરત સમજી જતા.' ૨ સ્ટીવન્સ કહે છે કે હાસ્ય–રસ–પ્રધાન નાટકોમાં લોકોની અંગત નિંદા કરવાનો તેમનો રિવાજ પડી જવાને લીધે શેહેરમાં રહી નાટક ભજવવાની તે-

હેમ્લેટઃ—જ્યારે હું શેહેરમાં હતો ત્યારે જેવી તેમની ગણના થતી હતી તેવી જ તેમની ગણના હાલ પણ થાય છે ? હજી પણ લોકો તેમના પર તેવા જ ફિદા છે ?

રોઝઃ—નહિ; બેશક. લોકો તેવા ફિદા નથી.

હેમ્લેટઃ—તેનું શું કારણ ? તેઓને કાટ ચડવા માંડ્યો છે કે શું ?

રોઝઃ—નહિ જ; તેમનો પ્રયાસ તો ચાલતો હતો તેમ ચાલે જ છે; પરંતુ, હમણાં છોકરાં—નાનાં [1]બાજ—નો માળો ઉભો થયો છે, જે પોતાના ઝીણા ઉંચા સાદના શિખરેથી પાઠ કરે છે, અને તાળીઓના ગગડાટથી તેમને વધાવી લેવામાં આવે છે. આ છોકરાંઓ હાલ રસમ થઇ પડયાં છે, અને લોકો કહે છે તેમ [2]સામાન્ય રંગ—ભૂમિ ઉપર એટલો ગડબડાટ કરી મૂકે છે કે તલવાર રાખવાવાળા ઘણા જણા શાહુડીનાં આ પીછાંથી ડરી ત્યાં જવાની ભાગ્યે જ હિંમત કરે છે.

હેમ્લેટઃ—શું તેઓ છોકરાંઓ છે ? તેમને કોણ રાખે છે ? તેમને કેવું મહેનતાણું મળે છે ? ગાવા ઉપરાંત આ ધંધામાં વધારે પ્રવૃત્તિ તેઓ નહિ કરે ? સામાન્ય ખેલાડીઓની સ્થિતિએ જ્યારે તેઓ પહોંચશે,—અને જો તેમનાં [3]સાધનો વધારે સારાં નહિ હોય તો તેમ બનવું બહુ સંભવિત છે—ત્યારે તેઓ પછી એમ નહિ કહે કે તેમની આવવાની સ્થિતિ વિરૂદ્ધ તેમના મુખે આમ બરાડા પડાવવામાં તેમના લેખકોએ તેમને નુકસાન કર્યું છે ?

રોઝઃ—અરે, બંને પક્ષો આ બાબતમાં બહુ કરે છે; અને એક બીજાને ઉશ્કેરી વિવાદમાં તેમને લડાવી મારવામાં પ્રજા પણ કાંઇ પાપ ગણતી નથી. થોડો વખત તો એમ પણ ચાલ્યું કે, જો કવિ અને નટ આ બાબત ઝપાઝપીમાં ઉતરે નહિ તો કવિને વિષય બદલ કાંઇ પૈસા જ મળતા નહિ.

હેમ્લેટઃ—એમ પણ બન્યું છે ?

ગીલ્ડઃ—અરે, મગજની બહુ મારામારી ચાલી છે.

હેમ્લેટઃ—અને છોકરાંઓ તેમાં વિજય લઇ જાય છે ?

મને મનાઇ થઈ હતી. રાઇટ અને કલાર્ક કહે છે કે આ નવીનતા તે નીચે કહેલા છોકરાઓની જ હોવી જોઈએ. ૧. કેપલ કહે છે કે તેમની ઉત્સુકતાને લીધે અને પોતાના ગજા ઉપરાંત ઉંચે ઉડવાને લીધે છોકરાંઓને 'નાના બાજનો માળો' કહેવામાં આવ્યો છે. ૨ જ્યાં સામાન્ય પંક્તિના નટો જ નાટક ભજવતા હતા એવી રંગભૂમિ. ૩ જો પોતાનાં અન્ય સાધનોને લીધે કોઈ બીજા સારા ધંધામાં તેઓ લાગુ ન થાય તો.

**રોઝ:**—હાસ્તો, મહારાજ, તેઓ જ લઇ જાય છે. હરકયુલીઝને તેના બોજા સુદ્ધાંત.[1]

**હેમ્લેટ:**—એમાં બહુ નવાઈ નથી: કારણ કે મારો કાકો ડેન્માર્કનો રાજા છે અને જ્યારે મારા પિતાશ્રી જીવતા હતા ત્યારે જે લોકો એનો ચે'રો કરતા હતા તે લોકો અત્યારે તેની નાની છબી માટે વીશ, ચાળીસ, પચાસ કે સો [2]ડયુકેટ આપે છે. [3]લોહીનાસમ, જો તત્ત્વજ્ઞાન શોધી કાઢી શકે તો આમાં સ્વાભાવિકતાથી કાંઇક વિશેષ છે.

**ગીલ્ડ:**—આ નાટકવાળાઓ આવ્યા.

**હેમ્લેટ:**—ગૃહસ્થો, એલસિનોરમાં તમે ભલે આવ્યા. નહિ, ચાલો, મેળવો તમારા હાથ. સ્વાગતના અનુષંગી લોકાચાર અને વિવેક છે: તમારી સાથે આ વેશે મને વરતવા દો; નહિ તો કદાચ વિવેકના જે પ્રમાણથી હું નાટકવાળાઓ સાથે વરતું તે,—અને હું કહું છું કે તે બહારથી સુંદર દેખાવો જોઇએ—તમારા કરતાં સભ્યાચાર જેવો કદાચ વધારે લાગે: પણ મારા કાકા-પિતા અને કાકી-માતા છેતરાયાં છે.

**ગીલ્ડ:**—શામાં, મહારાજ ?

**હેમ્લેટ:**—હું માત્ર છેક વાયવ્ય કોણમાં જ ગાંડો છું. જ્યારે પવન દખણાદો વાય ત્યારે ભૈરી અને બાજનો ભેદ હું જાણી શકું છું.[4]

( પોલોનિયસ પુન: પ્રવેશ કરે છે. )

**પોલો:**—તમારૂં ભલું થાઓ, ગૃહસ્થો !

**હેમ્લેટ:**—સાંભળો ગીલ્ડનસ્ટર્ન; અને તમે પણ; દરેક કાને એક એક શ્રોતા; પેલું મોટું બાળક જે તમે પણ જુઓ છો તે હજી બાળકના વસ્ત્રમાંથી બહાર નીકળ્યું નથી.

---

૧ ગ્લોબ નામની નાટકશાળામાં શેકસપીઅર પોતાનાં નાટકો ભજવતો હતો. ગ્લોબ એટલે ગોળો. 'ગોળાને લઈ જતા હરકયુલીઝ'નું ચિત્ર આ નાટકશાળાનું નિશાન રાખવામાં આવ્યું હતું, તેનું અહીં સૂચન છે એમ સ્ટીવન્સ કહે છે. ૨. જુઓ: વેનિસનો વેપારી નાટક પૃ. ૧૪. ૩ જુઓ: 'ઓથેલો:' નાટક પૃષ્ટ. ૧ લું. ૩ ગીલ્ડનસ્ટર્ન અને રોઝનક્રાંઝ કાંઇક આનાકાની કરતા જણાય છે તેથી એમ કહે છે. ૪ ભૈરી જેવાં ભારે શરીરી પક્ષીઓને ઉડાડવામાં આવે ત્યારે વાતે પવને જઇ તેઓ ઉડી જાય છે.અને પાછાં આવતાં નથી. જુઓ, ઓથેલો નાટક પૃ. ૮૨. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે હું એક જ દિશામાં ગાંડો છું; બીજી બધી બાબતમાં હુશીઆર છું.

રોઝઃ—કદાચ એ દશાએ તે બીજી વખત આવ્યો હશે; કારણકે લોકો કહે છે કે વૃદ્ધ માણસ બેવડો બાળક હોય છે.

હેમ્લેટઃ—હું ભવિષ્ય ભાખું છું કે નાટકવાળાની મને ખબર આપવા એ આવે છે. જોજો ! [1]તમે બરાબર કહો છો, સાહેબ. સોમવારે સવારે; બરાબર એમ જ હતું.

પોલોઃ—મહારાજ, આપને નવીન ખબર આપવાના છે.

હેમ્લેટઃ—[2]મહારાજ, આપને નવીન ખબર આપવાના છે. જ્યારે રોશિયસ રોમમાં નાટકનો ખેલાડી હતો—

પોલોઃ—ખેલાડીઓ અહીં આવ્યા છે, મહારાજ.

હેમ્લેટઃ—બસ, બસ !

પોલોઃ—મારી આબરૂના સમ ખાઇ—

હેમ્લેટઃ—ત્યારે દરેક નટ પોતાના ગધેડા ઉપર બેસીને આવ્યો[3]—

પોલોઃ—દુનિયાના સૌથી સરસ ખેલાડીઓ છેઃ કરૂણરસ પ્રધાન, હાસ્યરસ પ્રધાન, ઐતિહાસિક, ગોપ–વિષયક, ગોપ–હાસ્ય–વિષયક, ઇતિહાસ–ગોપ–વિષયક, કરૂણ–ઇતિહાસ–વિષયક, કરૂણ–હાસ્ય–ઇતિહાસ–ગોપ–વિષયક, અવિભાજ્ય[4] પ્રવેશ, અથવા નિરંકુશ[5] કાવ્ય,–એ બધામાં કુશળ; સેનિકા[6] અતિ ભારેખમ અને પ્લોટસ અતિ તુચ્છ–હલકો થઇ શકે નહિ. લખાણના[7] નિયમમાં અને છૂટમાં તો તેઓ એક્કા જ છે.

---

૧. પોતાના વિષે જ તેઓ વાત કરતા હતા એમ પોલોનિયસ સમજી ન જાય માટે જાણી જોઇને હેમ્લેટ ભળતેભળતું બીજું જ તેના સાંભળતાં બોલે છે. (ડેટન.) ૨. પોલોનિયસની નકલ કરી હેમ્લેટ કહે છે કે પ્રથમ મારે જ નવીન ખબર આપવાના છે તે સાંભળો. (ડેટન). ૩. ડેટન કહે છે કે ઘણું કરીને કોઈ જૂના ગીતની આ લીટી છે. ૪. અર્થાત્ 'દેશ'ની એકતા જેમાં સચવાઈ હોય તેવાં નાટકો. (ડેલિયસ). ૫. જેમાં તેવી એકતા સચવાઇ ન હોય તેવાં નાટકો. (ડેલિયસ). ૬. વિશ્વવિદ્યાલયોમાં સેનિકા અને પ્લોટસનાં નાટકો તે વખતે વારંવાર ભજવવામાં આવતાં હતાં તેથી લોકો તે નામથી પરિચિત હતા. (રાઇટ અને કલાર્ક). ૭. ટીકાકારો કહે છે કે અહીં વાકયના પાઠમાં કાંઇક અશુદ્ધિ છે. ડેટન કહે છે કે એકંદરે અર્થ આમ છેઃ નાટકીય લખાણના નિયમોને તોડયા વિનાના અને તોડતાં હોય તે બન્ને પ્રકારનાં નાટકોમાં તેઓ કુશળ છે. રાઈટ અને કલાર્ક કહે છે કે પોલોનિયસના કહેવાનો કોઈ સ્પષ્ટ અર્થ અહીં બેસતો નથી અને કવિની ઈચ્છા પણ કદાચ એ જ હોય. તેઓ કહે છે કે એ વાકયનો અર્થ એમ પણ કરી શકાય કે નાટકમાં લખ્યા પ્રમાણે જ બરાબર બોલી શકે એવા તે છે અને વચમાં પોતાનું ઉમેરી દેવું હોય તો તેમાં પણ તે કુશળ છે.

**હેમ્લેટ:**—અરે ઇઝરાયલના ન્યાયાધિશ [1] જેફ્તા, કેવો ભંડાર તારી પાસે છે!

**પોલો:**—મહારાજ, તેની પાસે કેવો ભંડાર હતો?

**હેમ્લેટ:**—કેમ વળી—

હતી કન્યકા એક તેને; અતીશે,
રૂપાળી; ઘણો ચાહતો 'તો અને તે.

**પોલો:**—(એક કોરે) હજી મારી પુત્રીની જ રઢ!

**હેમ્લેટ:**—ખરૂં કે નહિ, વૃદ્ધ જેફ્તા?

**પોલો:**—મને જો તમે જેફ્તા કહેતા હો તો મારે એક કન્યા છે જેને હું ઘણો ચાહું છું.

**હેમ્લેટ:**—નહિ, તેને પગલે એ આવતું નથી.[2]

**પોલો:**—ત્યારે શું આવે છે, મહારાજ?

**હેમ્લેટ:**—કેમ, તે તો 'ભાગ્યવશાત્ પ્રભુ જાણે'—અને પછી તમે જાણો છો; 'બન્યું એમ, એવું બને તે ખરૂં; કે'—તે ભક્તિ-ગીતનો પ્રથમ છંદ તમને વિશેષ કહેશેઃ કારણ કે, જુઓ, પણે મારૂં અટકણ આવ્યું.

(ચાર પાંચ નટો પ્રવેશ કરે છે.)

ભાઇઓ, ભલે આવ્યા; સઘળા ભલે આવ્યા. તમને ખુશીમાં જોઇને હું ઘણો પ્રસન્ન થાઉ છું. ભલે આવ્યા, ભલા મિત્રો. અરે, મારો પુરાણો દોસ્ત! મેં તને છેલ્લી વખત જોયા પછી તારા ચેહેરાને વાડ ઉગી છે. ડેન્માર્કમાં મારી દાઢી પકડવા તું આવે છે? ઓહો, મારાં યુવાન બાઈ સાહેબ[3] અને શેઠાણી! મેરીના સમ, મેં આપને છેલ્લી વખત જોયાં તેના કરતાં આપ અત્યારે એક [4] લાકડાની એડી જેટલાં આકાશ નજીક વધારે ગયાં છો.

---

૧ જ્યારે ઈઝરાયલ લોકોમાં ન્યાયાધીશનું રાજ્ય હતું ત્યારે ન્યાયાધીશમાં એક જેફ્તા હતો. એમોનાઈટસ લોકોની સામે લડવા જતાં તેણે પ્રતિજ્ઞા કરી હતી કે જો તેમાં વિજય મળે તો ઘેર આવતાં જે વસ્તુ તેને પ્રથમ સામી મળે તેનું બળીદાન દેવને તે આપશે. તેની દીકરી જ તેનો સત્કાર કરવા આવતાં તેને પ્રથમ મળી અને તેનો તેણે ભોગ આપ્યો. (ડેટન) ૨ હેમ્લેટ અહીં શ્લેષમાં બોલે છે. તેના બે અર્થ થાય: (૧) તેમાંથી એવું ફલિત થતું નથી; અને (૨) ગીતમાં તેની પછી એવું આવતું નથી. પોલોનિયસ પ્રથમ અર્થ સમજી પ્રશ્ન પૂછે છે; હેમ્લેટ બીજા અર્થમાં જવાબ આપે છે. (ડેટન.) ૩ શેકસપીઅરના સમયમાં સ્ત્રીઓના પાઠ પુરૂષો કરતા હતા. ઇ. સ. ૧૬૧૦ માં ડેઝડિમોનાનો પાઠ પ્રથમ સ્ત્રીએ કર્યો. (રાઈટ અને કલાર્ક), ૪ વધારે ઉંચી દેખાવા સ્ત્રીઓ, વિશેષે કરીને વેનિસની સ્ત્રીઓ, પોતાના ઉપાન તળે લાકડાની એડીઓ પેહેરતી. રાઈટ અને કલાર્ક કહે છે કે તેમાં કોઈ કોઇ તો અરધો વાર જેટલી ઉંચી હતી.

પ્રભુ કરે ને આપનો અવાજ, નહિ ચાલતા [1]સોનાના સિક્કાની પેઠે, માંહેથી જ ફાટી ગયો ન હોય; ભાઇઓ તમે સઘળા ભલે આવ્યા, ફ્રેન્ચ બાજ ઉડાડનારાઓની પેઠે અમે તે હમણા જ જોશું,—જે કાંઇ જોયું કે તેના તરફ બાજ ઉડાડવું. હાલ ને હાલ અમે એક ભાષણ સાંભળશું. ચાલો, તમારા ધંધાનો સ્વાદ અમને ચખાડો. ચાલો. એક આવેશવાળું ભાષણ અમને સંભળાવો.

**પહેલો નટ:**—કયું ભાષણ, મહારાજ ?

**હેમ્લેટ:**—એક ભાષણ મારી આગળ તમને એક વખત બોલતાં મેં સાંભળ્યા છે, પણ તે કદિ ભજવાયું નથી; અથવા ભજવાયું હોય તો પણ એકથી વધારેવાર ભજવાયું નથી; કારણ કે મને સાંભરે છે તેમ તે ખેલ લોકોને પસંદ પડયો નહોતો: લોકોને માટે તે સૂક્ષ્મ ખોરાક હતો. પરંતુ મારા મત પ્રમાણે અને મારા કરતાં વધારે યોગ્યતાવાળા બીજાઓના મત પ્રમાણે તે ઉત્તમ ખેલ હતો. તેના પ્રવેશો સુવ્યવસ્થિત હતા; ઔચિત્ય જેટલી જ તેમાં ચતુરાઇ હતી. મને યાદ છે કે કોઈ એક જણાએ એમ કહ્યું હતું કે ચીજને સ્વાદિષ્ટ બનાવવા લીટીઓમાં મશાલો નહોતો, તેમ કર્તાને દાંભિકનું ઉપનામ અપાવે એવું કાંઇ પણ વાક્યોમાં નહોતું; પણ તે પ્રકારને એણે પ્રમાણિક—જેવો નિરોગી તેવો જ મનોહર—કહ્યો હતો. અને ભભકાદાર કરતાં ખરી રીતે ઘણો સુંદર. તેનું એક ભાષણ મને ખાસ કરીને ગમી ગયું છે. ડાઇડો અને ઇનિયસની એ કથા છે; અને પ્રાયમની કતલની વાત આવે છે એટલામાં ઘણું કરીને છે; જો તમારી સ્મૃતિમાં તે રહ્યું હોય તો આ લીટીથી બોલો: જોઉં, જોઉં.

[2]અતિ વીફરેલો પાયરસ—વકરેલ વાઘ સમાન જે,

ના, એમ નથી: પાઇરસથી તે શરૂ થાય છે.

અતિ વીફરેલો પાઇરસ[3]—શો વેષ એનો વર્ણવું ?

---

૧ અડીવાળા રૂપીઆની પેઠે ફાટી ગએલો સાદ ગાવામાં ચાલી શકતો નથી. ઉમરે પહોંચતાં માણસનો સાદ ઘણું કરીને ફાટી જાય છે તેનું અહીં સૂચન છે,

૨. છંદ હરીગીત. અહીંથી શરૂ થતા ચૌદ-પંદર છંદ મારા વિદ્વાન મિત્ર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે મારી વિનતિ સ્વીકારીને લખી આપ્યા છે તેને માટે હું તથા ગુર્જર વાચકવૃંદ તેમના ઉપકારી છીએ. ૩. લાકડાનો ઘોડો બનાવીને જે ગ્રીક શૂરવીરો ટ્રોય ગયા હતા તેમાં એકિલીઝનો પુત્ર પાઇરસ અથવા નિયોટોલેમસ પણ હતો. આ ઘોડાની અંદર તેઓ છૂપાયા હતા અને ટ્રોજનોને સમજાવી સાઈમને તે ઘોડો ટ્રોયમાં દાખલ કરાવ્યો. ઘોડાના પડખામાં એક બારી હતી તે સાઇમને રાતે ઉઘાડી તેમાંથી ગ્રીકોને બહાર કાઢયા; એટલે તેમણે શેહેરના દરવાજા ઉઘાડયા અને ગ્રીક લશ્કર શેહેરમાં પેઠું અને પછી ટ્રોય લૂટીને બાળ્યું.

શિર ટોપ કાળો; બખ્તરે છે કાળું એના હૃદય શું;
મોજાંય કાળાં; રૂપ કાળું કાળરાત્રિ સમું બન્યું. ૧
જે શસ્ત્રથી તુર્કી નાશકારીમાં લપાઈ રહેલ એ,
દારૂણ સજાઈ શસ્ત્રની તે સર્વ અંગ સજેલ છે.
એ સાવ શીહા ને બીહામણો ભોંય વધુ બીહામણા
હાથે નવા રંગાઈ દારૂણુતા તણી રહી નથી મણા. ૨
સંતાપિની સળગંત શેરી કેરી જ્યોતે પાતકી
માતા પિતા સુત ને સુતાની ઘાત ઘડતાં ઘાતકી
ઊડેલ ધારા રક્તની, તે આંચમાં સ્હેજે સૂકી
ગંઠાઈ તેનો રક્ત થર અતિ કારમો જામ્યો નકી. ૩
બાઝી ગયેલા લોહીનો એ હાથ જીવાડે જહીં
કાળાશ કાળી ભોંયની, તે શસ્ત્ર ગોઝારાં સજી
ક્રોધાગ્નિએ અતિ ધૂંધવાતો પાયરસ સેતાન શો
શોધંત પ્રાયમ પિતામહને આતસી ચશ્મે ધસ્યો. ૪

હવે આગળ બોલો.

**પોલો**:—પ્રભુ આજ્ઞા, મહારાજ, બહુ સરસ રીતે બોલ્યા, બરાબર ભાર દઈને અને જોઈએ તેવી રીતે જ.

પેહેલો નટ:—

ત્યાં તો જુએ છે શું? પિતામહ ગ્રીક સૈનિક સાથને
હણવા ઊગામે ખડ્ગ ઘાએ ટૂંકડે નિજ હાથ જે,
કહ્યું ના કરી થઈ બેવફા પડતાં શું તે પડી જાય છે;
હરીફાઈમાં નબળાઈની લહી પાયરસ તક ધાય છે. ૫
વીંઝે હવામાં ક્રોધ શું તલવાર તે પ્રાયમ પ્રતિ
સમશેરના એ સુસવાટે ને ઝપાટે હડબડી
ઘા વાગવાની ફામમાં વણસાન તમ્મર ખાઈને
ડોસો પડયો જ્યાં પાયરસ ઊભો ખડગ ઊગામીને. ૬
પ્રાયમ પડંતા કડડધૂબ થયો અવાજ બીહામણો,
તેણે કરીને પાયરસ અતિ ચકિત સ્તબ્ધ બની ગયો.
રૂપેરી શિર ખાંડું પડંતું રહ્યું ઝલાઈ પળ કંઈ
ને ચિત્રવત દિઙ્મૂઢ શત્રુની બાંહ્ય થિર થંભી રહી. ૭
તનમન તણી વૃત્તિ પ્રવૃત્તિથી હોય ન્યારો જ્યમ કઈ,
તેવી વિધે તે ક્યાં સુધી નિષ્ક્રિય તદન ઊભો તહીં.

પણ જ્યમ મચ્યા તોફાન એકાએક વા પડી જાય છે,
હાલે ન વાદળ પાંગળાં, આકાશ શાંત જણાય છે, ૮
ને જગત મરી ગયું હોય તેવી છાય ચુપકી, તે ક્ષણે
બ્રહ્માંડને શતખંડ કરતી ગર્જના ધન ગડગડે;
ગાજી ઊઠે ત્યમ ભૂત વેરનું પાયરસના અંતરે,
ને લોહી ચૂતા ખડ્ગથી તૂટી પડે ડોસા શિરે. ૯

ઘા ઉપર કચ્ચરઘાણ ઘા કેરા સપાટા શું કહું ?
[1]સાઇક્લોપ્સ બખ્તર માર્સ કેરૂં અભેદ્ય ઘડતો જોઉં હું.
દુશ્મન પડે તે બખ્તરે ઘા ઘોર ઘણ કેરા કરે.
એ દેવતાઇ વજ્ર ઘા એ આનાં તોલ ન અંતરે. ૧૦

અફસોસ, જોઈ શું રહો? સુર ! ઝુંટી લો અધિકાર ને
વંઠી ગએલી ભાગ્યદેવીને કરો જગપાર ને
એ સ્વર્ગની વારાંગનાને પાપીઓના નરકમાં
હડસેલી દો કરી ભાગ્યચક્રતણા અનંત ચુરેચુરા. ૧૧

**પોલો:**—આ તો ઘણું લાંબું છે.

**હેમ્લેટ:**—તમારી દાઢીની પેઠે એ પણ હજામને ત્યાં જશે. ભાઇ, આગળ ચલાવ. એને તો ફારસ કે હલકી વાત જોઇએ છે, અથવા તો એ ઉંઘે છે. ચાલ આગળ, હેક્યુબાએ આવ.

**પેહેલો નટ:**—પરંતુ—
આ સથરવથર સ્વરૂપ રાણી આવતાં જોયાં તમે.

**હેમ્લેટ:**—'સથરવથર સ્વરૂપ રાણી' ?

**પોલો:**—તે મજેનું છે. 'સથરવથર સ્વરૂપ રાણી' સરસ છે.

**પેહેલો નટ:**—
જ્યાં જોઇએ સરપેચ ત્યાં કંઇ ચીંથરૂં બાંધેલ છે;
ને રાજ-વસ્ત્રો બદલ ભયમાં હાથ આવી ચડેલ તે
[2]બહુપ્રસવશિથિલ સૂકલ શરીરે કામળી વીટેલ છે. ૧૨

ધાયે ઊઘાડે પાય આકુળવ્યાકુળાં ગભરાટમાં.
આંખેથી આગ બૂઝાવનારા ધોધ ચાલે આંસુના.

---

**૧ સાઈક્લોપ્સ નામના દાનવો યુરેનસ ( આકાશ ) અને જી ( પૃથ્વી )-ના પુત્રો હતા અને દેવો અને શૂરાઓના કવચ બનાવવામાં વલ્કનના મદદગાર હતા. ૨ હેક્યુબાને પ્રાયમથી બાવન સંતાન થયાનું કહેવાય છે.**

આવી દશામાં માનવી જે મહારાણીને જુએ,
તે ભાગ્યદેવી ઉપર કયમ પસ્તાળ પાડયા વણ રહે ? ! ૧૩
દીઠી હશે દેવે દશા એ ને હશે ચીસે સુણી
પ્રાયમ તણી માટી ચુંથ્યાની કમકમાટીની તક તણી;
ને માનવીનાં દુઃખ પ્રત્યે જો ન જડ તેઓ હશે,
તો થઈ આવ્યું હશે જ દુઃસહ દુઃખ દૈવી ઉર વિશે; ૧૪
ને અગ્નિ ઝરતાં [1]તરસ લીધે દેવતાઈ લોચને
ભીંજાઈ બંધાયાં હશે કરૂણા તણા મુક્તાકણે. ૧૫

**પોલો:**—જુઓ, એમના ચહેરાનો રંગ કેવો બદલાઇ ગયો અને એમની આંખમાં આંસું આવ્યાં તે. મેહેરબાની કરીને હવે બંધ કરો.

**હેમ્લેટઃ**—સારૂં છે; બાકીનું હમણાં હું તારે મુખે સાંભળીશ. મારા મેહેરબાન, આ નાટકવાળાના ઉતારાનો સારો બંદોબસ્ત કરાવશો? તેમની સારી બરદાશ થાય એ વાત લક્ષમાં રાખજો. કારણ કે તેઓ જમાનાના સારસંગ્રહ અને ટૂંકી તવારીખરૂપ છે. તમારા જીવતાં તમારો ખરાબ હેવાલ એ આપે તેના કરતાં મુઆ પછી તમારો ખરાબ મૃત્યુ લેખ લખાય તે વધારે સારૂં એમ સમજજો.

**પોલો:**--મહારાજ, તેમની યોગ્યતા પ્રમાણે હું તેમનો સત્કાર કરીશ.

**હેમ્લેટઃ**--અરે પ્રભુ ! ભલા આદમી, તેથી વધારે સારી રીતે. જો દરેક માણસનો સત્કાર તેની યોગ્યતા પ્રમાણે કરવામાં આવે તો કોણ ફટકાથી મુક્ત રહેશે ? તમારી આબરૂ અને દરજ્જા પ્રમાણે તેમને સાચવો. તેમની યોગ્યતા જેટલી થોડી, તેટલી તમારી ઉદારતાની વધારે શોભા. તેમને અંદર લઈ જાઓ.

**પોલો:**—ચાલો, સાહેબો.

**હેમ્લેટઃ**—મિત્રો, જાઓ એની પાછળ, અમે તમારૂં નાટક કાલે જોઈશું. ( પોલોનિયસ અને પ્રથમ નટ સિવાય બધા જાય છે ) પૂરાણા મિત્ર, હું કહું તે સાંભળઃ ગોન્ઝેગોનું ખૂન તું ભજવી શકીશ ?

**પેહેલો નટઃ**—હા, મહારાજ.

**હેમ્લેટઃ**—કાલે રાતે તે અમે જોશું. કાંઇ જરૂર હોય તો, હું દશ પંદર લીટી લખીને ભાષણમાં મૂકીશ. તે તૈયાર કરી તમે ભજવી શકશો, નહિ વારૂ ?

**પેહેલો નટઃ**—હા, મહારાજ.

---

[1] તરસ એટલે ક્રોધ.

**હેમ્લેટઃ**—બહુ સારૂં. પેલા અમીરની પાછળ જાઓ; અને તેનું ઉપહાસ નહિ કરવાની સંભાળ રાખજો. ( પ્રથમ નટ જાય છે ) મારા ભલા મિત્રો, રાત્રી પર્યંત હું તમને છોડી જઇશ. એલસિનોરમાં તમે ભલે પધાર્યા.

**રોઝઃ**—મારા કૃપાળુ મહારાજ !

**હેમ્લેટઃ**—હા, આવજો. તમારા ઉપર પ્રભુની નજર રહો.

( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન જાય છે ).

હવે હું એકલો છું. અરે હું કેવો હરામખોર ગામડીઓ ગુલામ છું ? આ એક નાટકનો નટ માત્ર એક કલ્પિત કથામાં, મનોવિકારની કલ્પનામાં, તેની પોતાની અંતઃકરણની વૃત્તિને એવી તદ્રુપ કરી શકયો કે તેથી કરીને તેનો ચેહેરો ફિકકો પડી ગયો, આંખોમાં અશ્રુ વહેવા લાગ્યાં, શિકલમાં વિકળતા આવી, કંઠ ગદગદિત થઇ ગયો, અને તેની વૃત્તિને અનુરૂપ તેના આખા શરીરની ચેષ્ટાઓ થવા લાગી એ કેટલું અદ્દભુત ! ! અને તે સઘળું કશાને માટે નહિ ! હેકયુબાને માટે ! આ હેકયુબા તેની શી સગી, અથવા હેકયુબાનો તે શો સગો કે તેને માટે તે આમ અશ્રુ સારે ! મનના ક્ષોભનું મારે જે પ્રયોજન અને હેતુ છે તે જો તેને હોય, તો તે શું કરે ! તો તો એ રંગભૂમિને અશ્રુમાં ગરકાવ કરી દે, અને કમકમાટી ઉપજાવે એવા ભાષણથી શ્રોતાના મનને તે વીંધી નાખે, પાપીઓને ગાંડા જ કરી દે, નિર્દોષના દિલમાં ભય ઉપજાવે, અજ્ઞાનીઓને ગભરાવી વ્યાકુળ કરે, અને આંખ અને કાનની શક્તિઓને મુંઝવી એ ચકિત કરી નાખે.

છતાં સુસ્ત અને મંદ બુદ્ધિનો હરામખોર હું, ઘોરતા આદમીની પેઠે, કર્ત્તવ્યના વિચારમાં ભાનરહિત બની, મારા નિશ્ચયને સરી જવા દઉં છું અને કાંઇ કહી શકતો નથી: અરે જે રાજાની સઘળી મિલ્કત અને તેની અત્યંત પ્રિય જીંદગીનું અધમ રીતે નિકંદન કરવામાં આવ્યું તે રાજાની ખાતર પણ નહિ ! હું બાયલો છું ? મને હરામખોર કોઇ કહે છે ? મારૂં માથું કોઇ ભાંગી નાખે છે ? મારી દાઢી ખેંચી કોઇ મારા મુખ પ્રતિ ઉડાડે છે ? મારૂં નાક ઝાલી કોઇ મને ખેંચે છે ? રગે રગે હું જૂઠો છું એમ કોઇ કહે છે ? કોઇ મને આમ કહેવા કે કરવા તત્પર છે ? અહા, પ્રભુના જખમના સમ, જો કોઇ એમ કરે તો તે અપમાન મારે સહન કરી લેવું જોઇએ; કારણ કે હું કબુતરના કાળજાવાળો જ છું અને જુલમને કડવો ઝેર જેવો બનાવે એવા પાણીની જ મારામાં ખામી છે; અથવા તો અત્યાર પહેલાં આખા દેશની સમળીઓને આ ગુલામની નીચ માટીથી મારે પુષ્ટ બનાવવી જોઇતી હતી: ક્રૂર, લંપટ હરામખોર ! દયાહીન, દ્રોહી વિ-

ષયી ! અમાનુષી હરામખોર ! અરે, વેર !—

વાહ, હું પણ કેવો ગધેડો છું ! આ તો મોટું પરાક્રમ, કે જેનું ખૂન થયું છે એવા વહાલા પિતાનો પુત્ર જે હું, આકાશ અને નરકથી મારા વેરમાં પ્રેરાએલો હું, એક રાંડની માફક શબ્દોથી મારા હૃદયને મોકળું કરૂં છું અને રાંધણીઆરી પુંશ્ચલીની પેઠે, ભાંડવામાં જ તત્પર રહું છું !

અરે, જા ! છીહ ! મારા મગજ, ચંચળ બન ! મેં એવું સાંભળ્યું છે કે નાટક જોવા બેઠેલા પાપી પ્રાણીઓના જીવાત્મા ઉપર પ્રવેશની ખાસ ચતુરાઇથી એટલી બધી અસર થઇ છે કે તેથી પોતાનાં પાપકર્મ તેમણે તુરત જ જાહેર કરી દીધાં છે. કારણ કે ખૂનને જો કે જીભ હોતી નથી, તથાપિ અત્યંત ચમત્કારિક સાધન વડે તે પોકારી ઉઠશે. મારા કાકાની સમક્ષ મારા પિતાના ખૂન જેવું કાંઇક આ ખેલાડીઓ કને હું ભજવાવીશ: તેની મુખમુદ્રા હું નીહાળીશ; ઠેઠ એના હૃદયમાં જે હશે તેની પરીક્ષા હું કરી જોઇશ: જો સ્હેજ પણ એ કમકમી જાય, તો પછી મારો રસ્તો મને સુઝેલો જ છે. જે પ્રેતને મેં જોયું તે કદાચ સેતાન હોય, અને સેતાનમાં મનોહારી રૂપ ધારણ કરવાની શક્તિ હોય છે; હા, અને કદાચ મારી નબળાઇ અને મારી ગમગીનીના સાધન દ્વારા મારૂં સત્યાનાશ વાળવાનું સાધન મને પોતાને જ એ બનાવતું હોય, કારણ કે એવા પ્રેત ઉપર તેની સત્તા બહુ હોય છે; આના કરતાં વધારે નિશ્ચયાત્મક કારણો મારે જોઇએ: નાટક એવી વસ્તુ છે કે જેનાથી રાજાનું અંતઃકરણ હું પકડી કાઢીશ.

( જાય છે. )

---

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો:—સ્થળ: કિલ્લામાં એક ઓરડો.

( રાજા, રાણી, પોલોનિયસ, ઓફેલિયા, રોઝનક્રાંઝ, અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે. )

**રાજા:**—તોફાની અને ભયંકર ઘેલછાથી શાંતિના તેના સઘળા દિવસોને સતાવતી આ મુંઝવણમાં તે શામાટે રહે છે તે વિષે, યુક્તિ પ્રયુક્તિથી કાંઇ પણ તેની પાસેથી તમે મેળવી શકતા નથી ?

**રોઝ:**—પોતે ઘેલા થયા લાગે છે એમ એ પોતે પણ કબુલ કરે છે; પણ તેનું કારણ કોઇ પણ પ્રકારે કહેતા નથી.

**ગીલ્ડ:**—તેમ તેમના મનનો પાર અમને પામવા દેવા તે આતુર પણ

જણાતા નથી, પણ તેમની ખરી સ્થિતિની કાંઇ કબુલત કરાવવા અમે મ-થીએ છીએ ત્યારે ચતુર ઘેલછાથી તે તેથી છેટાછેટા ભાગે છે.

**રાણી:**—તમારો સત્કાર એણે સારો કર્યો ?

**રોઝ:**—તદ્દન સજ્જનની માફક.

**ગીલ્ડ:**—પણ પરાણે પરાણે થતો હોય તેવો.

**રોઝ:**—[1]પ્રશ્ન પૂછવામાં કોશરીઆ; પણ અમે પૂછીએ તો જવાબ ઘણા મોકળા મનના.

**રાણી:**—કાંઇ રમતગમત કાઢી તેનું મન જાણવાનો પ્રયાસ તમે કરી જોયો ?

**રોઝ:**—બાઈ સાહેબ, એવું બન્યું કે કેટલાક નાટકવાળાઓ અમને રસ્તામાં મળ્યા હતા તેમના વિષે અમે તેમને વાત કરી, અને એ સાંભળતાં એમને એક પ્રકારનો આનંદ ઉપજતો જણાયો. તેઓ દરબારમાં આવ્યા છે, અને હું ધારૂં છું તે પ્રમાણે, આજ રાતે તેમની સમક્ષ ખેલ કરવાનો હુકમ પણ તેમણે એમને આપી દીધો છે.

**પોલો:**—એ વાત તદ્દન સાચી છે. અને આપ નામદારોએ તે સાંભ-ળવો એવી વિનતિ તેણે મને કરી છે.

**રાજા:**—ઘણી ખુશીથી, અને તેની વૃત્તિ એમ ઢળેલી છે એમ સાંભ-ળીને મને ઘણો સંતોષ થાય છે. સૂજ્ઞ ગૃહસ્થો, [2]એની ધારને તીક્ષ્ણતર બ-નાવજો, અને આ આનંદો દ્વારા તેના હેતુએ તેને પ્રેરજો.

---

૧ આગલા પ્રવેશમાં આપણે વાંચ્યું છે તેમ હેમ્લેટ પ્રશ્ન પૂછવામાં કો-શરીઓ નથી; ઉલટા એણે ઘણા પ્રશ્નો પૂછ્યા છે, અને ગીલ્ડનસ્ટર્ન અને રોઝન ક્રાંઝનો જવાબ મોકળા મનનો નહોતો. ( ડેટન ). વોરબરટન એટલા માટે સૂચવે છે કે પાઠ અહીં આમ જોઈએ: 'જવાબમાં કોશરીઆ, પણ પૂછવામાં મોકળા મનના.' આ પાઠની સામે ડેટન એમ દલીલ કરે છે કે જો એની કનેથી કાંઇ જવાબ માગવામાં જ આવ્યો નહોતો તો પછી તેને તેમાં કોશરીઆ કહી ન શકાય. મેલોન અને બીજા ટીકાકારો 'પ્રશ્ન પૂછવો' એટલે 'વાતચીત કરવી, સંવાદમાં ઉતરવું' એવો અર્થ કરે છે, અને શેક્સપીઅરના નાટકોમાં તેનો એવો અર્થ થઇ શકે છે. પણ હેમ્લેટે વાતચિત તો ખુબ કરી હતી. રાઈટ અને કલાર્ક કહે છે: "ખરૂં જોતાં કોઈ ખુલાસો યથાર્થ નથી. રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન-ના યત્ન તદ્દન નિષ્ફળ નીવડયા હતા, અને હેમ્લેટ જ બધી વાતચિત કરતો હતો. કદાચ પોતાના મિલાપનો ખરો હેવાલ આપવાનો તેમનો ઇરાદો નહોતો."

૨. એની વૃત્તિની ધારને વધારે તીક્ષ્ણ કરવી કે પોતાનું રહસ્ય જણાવવા એને વધારે વધારે ઉશ્કેરવો ?–એ શંકા પડતી વાત છે. પછીના વાક્યથી પાછલો અર્થ ઘટતો જણાય છે. ( ડેટન ).

રોઝ:—અમે તેમ કરશું. ( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન જાય છે. )

રાજા:—મીઠી જરટ્રુડ, તમે પણ અમને છોડી જાઓ. કારણ કે અમે ખાનગી રીતે અહીં હેમ્લેટને તેડાવ્યો છે, એટલા માટે કે તે જાણે અનાયાસે બનતું હોય તેમ ઓફેલિયાને એ મળે: તેનો પિતા અને હું પોતે-યોગ્ય ગુપ્ત શ્રોતાઓ—એવી રીતે ઉભા રહેશું કે તેઓ અમને ન દેખે પણ અમે તેમને જોઇએ; કે જેથી કરીને તેને જે આમ સહન કરવું પડે છે તે એના પ્રેમની પીડાને લીધે છે કે નહિ તે એના વર્તન ઉપરથી અમે યથાર્થ રીતે જાણી શકીએ.

રાણી:—આપની આજ્ઞાને હું અધીન છું. અને તારા સંબંધમાં, ઓફેલિયા, હું એમ જ ઇચ્છું છું કે હેમ્લેટના ઉન્માદનું માંગલિક કારણ તારાં ઉત્તમ સૌંદર્ય હોય; કે જેથી કરીને હું આશા રાખું છું તેમ તારા સદ્‌ગુણો તમને બન્નેને આબરૂ ભરી રીતે, તેની પૂર્વ-સ્થિતિએ તેને પુનઃ આણે.

ઓફે:—બાઇ સાહેબ, હું ઇચ્છું છું કે એમ બને. [ રાણી જાય છે. ]

પોલો:—ઓફેલિયા, તું આમ આવ. કૃપાળુ, કૃપા કરીને આવો આપણે અહીં ગોઠવાઇ જઇએ. ( ઓફેલિયાને ) આ પુસ્તક વાંચ્યા કર, કે જેથી કરીને પ્રવૃત્તિના એવા દેખાવથી તું એકલી જ છે એમ લાગે. જે વાતના આપણે ઘણીવાર અપરાધી થઇએ છીએ અને તે અતિ સિદ્ધ છે,— તે આ છે કે ભાવિક મુખમુદ્રા અને ધાર્મિક બાહ્યાચરણથી ખુદ સેતાનનાં જેવા હેતુઓ ઉપર પણ આપણે મીઠું પડ ચડાવીએ છીએ.

રાજા:—( સ્વગત ) અરે, તે સાવ સાચું છે. તે કથન મારા અંતઃકરણને કેવો સખત ફટકો મારે છે! મારા અત્યંત દાંભિક શબ્દોના પ્રમાણમાં જેવું મારૂં કૃત્ય છે તેના કરતાં, ગુલાબી રંગથી શણગારેલા વેશ્યાના ગાલ જે વસ્તુમાં તે સહાયક થાય છે તેની સાથે સરખાવતાં વધારે કુરૂપ નથી. અરે ભારે બોજા!

પોલો:—તેના પગલાં હું સાંભળું છું: મહારાજ, ચાલો આપણે એક કોરે થઇ જઇએ. ( રાજા અને પોલોનિયસ જાય છે. )

( હેમ્લેટ પ્રવેશ કરે છે. )

હેમ્લેટ:—[1]રહેવું કે ન રહેવું: એ જ પ્રશ્ન છે. ક્રૂર ભાગ્યના ગોફણના ગોળાઓ અને તીરો સહન કરવાં એ મનના વિચારમાં શ્રેષ્ઠતર છે, કે

---

૧. જીંદગીમાં ગમે તેટલાં દુ:ખ પડે તે સહન કરીને જીવવું કે આત્મઘાત કરીને તેમાંથી છૂટવું? પણ આત્મઘાત કરતાં દુ:ખમાંથી છૂટાય કે કેમ? એટલી જ વિચારવાની વાત છે.

દુઃખના દરીઆ સામે શસ્ત્રો ઉચકી તેમની સામે થઇ અંત આણુવામાં? મરવું: ઉંઘવું: વિશેષ નહિ; અને ઉંઘથી હૃદયનું દર્દ અને હજારો હૃદયના ધક્કા કે જેમનો આ માટીને વારસો છે તેમનો અંત આપણે આણીએ છીએ એમ કહેવું, એટલી જ પરિપૂર્ણતા ભાવિક રીતે ઇચ્છવાની છે. મરવું, ઉંઘવું. કદાચ સ્વપ્ન વશ થવા: અહા, એજ પંચાત છે; કારણ કે આ નશ્વર જાળને આપણે અળગી કરી નાખીએ ત્યારે મૃત્યુની તે નિદ્રામાં કેવાં કેવાં સ્વપ્નો આવે તેના વિચારથી આપણે અટકી જવું પડે છે: તે વિચાર જ માથે ગુજરતા ગજબને એટલી લાંબી જીંદગીવાળો બનાવે છે. કારણ કે જો માત્ર એક નાની સરખી કટારથી માણુસ પોતે પોતાનો છૂટકો કરી શકતો હોય તો પછી [2]કાળના સપાટા અને ફિટકાર, જુલમીનો અન્યાય, મગરૂર માણુસનું તીવ્ર અપમાન, તિરસ્કૃત પ્રેમની પીડાઓ, ન્યાયની [3]ઢીલ, સત્તાની ઉચ્છંખળતા, અને સહનશીલ ગુણવાનને નાલાયકની જે લાતો પડે છે તે, કોણુ સહન કરે? જો મુઆ પછી 'કંઇક' ની ધાસ્તી ન હોત, તે અકળિત દેશ કે જેના સીમાડામાંથી કોઇ મુસાફર પાછો ફરતો નથી તે જો નિશ્ચય-વૃત્તિને મુંઝવી, કોઇ અજાણી પીડામાં દોડી જવા કરતાં જે દુઃખો આપણે માથે પડે છે તે આપણી પાસે સહન કરાવતો ન હોત, તો શ્રમિત જીંદગીમાં પરસેવાથી ઝેબઝેબ બની તેના બોજાથી કેવળ કચરાઇ જવાનું કોણુ સહન કરત? આમ આપણી વિચારશક્તિ આપણુને બધાને બીરૂ જ બનાવે છે, અને દૃઢતાનો કુદરતી રંગ ધાસ્તીના ફિક્કા પ્રક્ષેપથી આમ નિબંળ બની જાય છે; અને મહાન્ ઉચ્ચાશય અને પ્રબળ ઉર્મિના સાહસિક કાર્યો આ દરકારને લીધે પોતાના પ્રવાહથી વિમુખ બની 'કૃતાર્થ કૃતિ' નું નામ ખોઇ બેસે છે. પણુ ચૂપ! સુંદર ઓફેલિયા! દેવી, તારી પ્રાર્થનાઓમાં મારાં પાપની સ્મૃતિ રહો![4]

ઓફે:—કૃપાળુ મહારાજ, આજ ઘણા દિવસથી આપની પ્રકૃતિને કેમ છે?

હેમ્લેટ:—હું નમ્રતાથી તમારો ઉપકાર માનું છું. ઠીક છે, ઠીક છે, ઠીક છે.

ઓફે:—મહારાજ, મારી પાસે આપનાં આપેલાં સંભારણાં છે, જે

---

૧ આ નશ્વર દેહ. ૨. ફરનેસ કહે છે: આ દુઃખો ગણાવવામાં શેક્સપીઅર પોતેજ નથી બોલતો શું? જૉન્સન કહે છે તે પ્રમાણે આ દુઃખો એવાં નથી કે જે રાજકુમારને ખાસ કરીને સાંભરી આવે. (ડેટન). ૩. લંડનનો કોટવાલ હેવીસ કાંઈક મુશ્કેલીમાં આવ્યો હતો, અને તેના કામનો અંત આવ્યો તે પહેલાં ફિકર અને દુઃખથી તે મરી ગયો હતો. (રાઇટ અને કલાર્ક). ૪ તારી પ્રાર્થનાઓમાં મારાં પાપની ક્ષમા માગવી ભૂલીશ માં.

આપને પાછાં સોંપવા હું લાંબા વખતથી ઇંતેજાર છું. કૃપા કરી, તે હવે પાછાં લો.

હેમ્લેટ:—નહિ, હું નથી લેતો; મેં તમને કદિ કાંઇ આપ્યું નથી.

ઓફે:—મારા માનવંતા મહારાજ, આપ સારી રીતે જાણો છો કે આપે તે આપ્યાં છે; અને તે પણ, તે ચીજોને વધારે મૂલ્યવાન બનાવે એવા મીઠા શ્વાસભરિત શબ્દો સહીત: તેમનો સુગંધ ગયો, તો તે હવે પાછો લો; કારણ કે જ્યારે દેનાર દયાહીન નીવડે, ત્યારે કિંમતી ભેટો કુલીન મનને કિંમતરહીત થઇ જાય છે. આ રહી તે, મહારાજ.

હેમ્લેટ:—અહહહ ! તું સજ્જન છે ?

ઓફે:—મહારાજ !

હેમ્લેટ:—તું રૂપાળી છે ?

ઓફે:—એટલે ? !

હેમ્લેટ:—એટલે એટલું જ કે જો તું સજ્જન અને રૂપાળી હોય તો તારી સજ્જનતાએ તારા રૂપની સાથે કાંઈ વેપાર કરવો નહિ.

ઓફે:—મહારાજ, [1]રૂપનો વેપાર સજ્જનતા સિવાય બીજા કશાની સાથે વધારો સારો હોઇ શકે ?

હેમ્લેટ:—હા, ખાત્રીથી; કારણ કે રૂપને પોતાના જેવા રૂપમાં ફેરવવાનું સામર્થ્ય જેટલું સજ્જનતામાં છે તેના કરતાં સજ્જનતા જે વસ્તુ છે તેનું વધારે ત્વરાથી દૂતીમાં રૂપાંતર કરવાની રૂપમાં વધારે શક્તિ છે. આ વાત એક સમયે ન સમજાય તેવી ભાસતી હતી; પણ હમણાં સમય તેની સાક્ષી પૂરે છે. એક સમયે મારો પ્રેમ તારા ઉપર હતો.

ઓફે:—ખરેખર, મહારાજ, તમે મને એમ મનાવ્યું હતું.

હેમ્લેટ:—મારૂં કહેવું તારે માનવું જોઇતું નહોતું; કારણ કે આપણી પુરાણી ઓલાદમાં[2] પવિત્રતાનો અંત:પ્રવેશ એટલો થઇ ન શકે કે તેની ગંધ પણ ન રહે: તારા ઉપર મારો પ્રેમ કદિ નહોતો.

ઓફે:—તો હું વધારે છેતરાણી.

હેમ્લેટ—મઠમાં જઇ સાધ્વી થઇ જા. પાપીઓને ઉત્પન્ન કરનાર તારે શા માટે થવું જોઇએ ! હું પોતે ઠીક ઠીક સજ્જન માણસ છું: પરંતુ છતાં હું પોતાને એવી વાતોનો અપરાધી માની શકું એમ છું કે મારી માતાને

---

૧. સ્ત્રીની અકકલથી ઓફેલિયા વાકયના શબ્દો ઉલટાવી પૂછે છે કે સૌંદર્યનો સંબંધ સદાચાર સિવાય બીજા કોની સાથે વધારે લાભદાયક હોય ? (ડૅટન). ૨. જન-સ્વભાવ મૂળે જ પાતકી છે. માણસ ગમે તેવો સદાચારી હોય પણ આ મૂળ પાતકનો ગંધ તેનામાંથી કેવળ નષ્ટ થઇ શકે નહિ.

પેટે હું જન્મ્યો નહોત તો ઠીક. હું ઘણો મગરૂર, કિન્નાખોર, મહત્વાકાંક્ષી છું; વિચારમાં આવી શકે, કલ્પનામાં આકાર આપી શકાય, અથવા વખત જતાં આચરી શકાય તે કરતાં પણ વધારે પાતકોમાં તત્પરતાવાળો હું છું. પૃથ્વી અને આકાશની વચ્ચે પેટે [1]ચાલતા મારા જેવા પ્રાણીઓનું દુનિયામાં શું કામ છે? આપણે બધા કેવળ શઠ છીએ, બધા; કોઇનો ભરોસો રાખીશ નહિ. તું તારે રસ્તે મઠમાં જા. તારો બાપ કયાં છે?

**ઓફે:**—ઘેર, મહારાજ.

**હેમ્લેટ**—બારણાં બંધ કરી એને ઘરમાં પૂરાઇ રહેવા દે, કે જેથી કરીને પોતાના ઘર સિવાય બીજે કયાંઇ એ બેવકુફી કરે નહિ. પ્રણામ.

**ઓફે:**—અરે પ્રિય દેવતાઓ, એની સહાયે આવો!

**હેમ્લેટ:**—જો તું પરણે જ, તો પેહેરામણીમાં આ પીડા હું તને આપું છું: બરફના જેવી પવિત્ર અને હીમના જેવી શુદ્ધ તું હઇશ, તથાપિ લોકાપવાદથી તું બચીશ નહિ. જા, મઠમાં પહોંચી જા; પ્રણામ, અથવા, તારે પરણવું જ પડે, તો બેવકુફને પરણજે; કારણ કે શાણા પુરૂષો તો સારી રીતે સમજે છે કે તમે તેમને કેવાં વિરૂપ [2]પ્રાણીઓ બનાવો છો. જા, મઠમાં; અને તે પણ જલદીથી. પ્રણામ.

**ઓફે:**—અરે આકાશી શક્તિઓ, તેનું મગજ ઠેકાણે આણો!

**હેમ્લેટ:**—તમારા ચેહેરા તમે[3] ચિત્રો છો, તે પણ મેં સાંભળ્યું છે, સારી રીતે; પ્રભુએ તમને એક ચેહેરો આપ્યો; તમે તમારે માટે બીજો રચો છો. તમે વિષયી નાચ નાચો છો, તમે કેડ મરડી ચાલ ચાલો છો, તમે કાલું કાલું બોલો છો, અને પ્રભુનાં પ્રાણીઓને આડાંતેડાં નામ આપો છો, અને તમારી સોદાઇને અજ્ઞાનતાનું રૂપ બનાવો છો. ચલ, હવે હું તે ચાલવા દેવાનો નથી; તેણે મને ઘેલો કર્યો છે. અલી, હવે વધારે વિવાહ આપણે નહિ જોઇએ. જે કયારના પરણી ચૂક્યા છે તે બધા, [5]એક સિવાય, જીવતા

---

૧ ભયંકર પેટે ચાલનારાં પ્રાણીઓની માફક પૃથ્વી ઉપર પેટે ચાલે અને લોભ રાખે સ્વર્ગનો-એવા મારા જેવાં કંગાલ પ્રાણીઓની શી જરૂર છે? (ડેટન)
૨ આ સંબંધી લોક વિચારને માટે, જુઓ ઓથેલો નાટક, પૃષ્ઠ. ૧૦૪.
૩ બઇરાંઓ ગુલાબી રંગની છાંટથી ચેહેરાને ગુલાબ જેવા દેખાવડા કરે છે તેનું અહીં સૂચન છે. ૪. પ્રેમમાં અથવા લાડઘેલાં બની પ્રભુનાં પ્રાણીઓને તમે ખોટાં નામ આપો છો અને અજ્ઞાનતામાં એમ કરો છો એવો ખોટો ડોળ કરો છો. (રાઇટ અને કલાર્ક). ૫. ઓફેલિયા ન સમજે, પણ આપણે તો સમજીએ છીએ કે હેમ્લેટ પોતાના કાકાની વાત અહીં કરે છે.

રહેશે. બાકીના જેવા છે તેવા રહેશે. જા, મઠમાં જા. ( જાય છે. )

**ઓફે:**—અરે, કેવું શ્રેષ્ઠ મન અહીં ઉંધું વળી ગયું છે ! મુત્સદ્દીની નજર, વિદ્વાનની જીભ્હા, શૂરવીરની તલવાર, સુંદર રાજ્યની આશા અને ગુલાબ, રસમનો અરીસો અને આચરણનો નમુનો, સઘળા પ્રેક્ષકોનો પ્રેક્ષિત, તે સાવ, સાવ, ઘેલો ! અને સ્ત્રીઓમાં અત્યંત આશાભગ્ન અને દુર્ભાગી હું, તેના સંગીતમય પ્રેમાલાપના મધનું પાન કરનારી હું, તે શ્રેષ્ઠ અને અતિ ઉચ્ચ બુદ્ધિને, વગાડયે બેસુર અને કર્ણ-કઠોર થએલા ઘંટાના જેવી જોઉં છું; ઉઘડેલી યુવાનીનાં અપ્રતિમ આકાર અને સૌંદર્ય ઘેલછાથી નાશ થએલાં જોઉં છું: અરે, મારૂં દુર્ભાગ્ય, મેં શું શું જોયું અને હવે હું શું જોઉં છું.

( રાજા અને પોલોનિયસ પુન: પ્રવેશ કરે છે. )

**રાજા:**—પ્રેમ ! નહિ, તેના મનની વૃત્તિ એ દિશામાં વહેતી નથી. અલબત્ત, તે જે બોલ્યો તે કાંઇક મેળ વિનાનું હતું, તથાપિ તેમાં ઘેલછા જેવું કાંઇ નહોતું. તેના અંતરના અંતરપડમાં કાંઇક છે, જેને લીધે તે વિષાદમય બની અંદર ને અંદર શેકાયા કરે છે, અને એ વિષાદ સેવાઇને જ્યારે બહાર દેખાશે ત્યારે તેથી કોઇક ભય ઉપજશે એવી ધાસ્તી મને રહે છે; જે અટકાવવા ત્વરિત નિશ્ચયથી મેં આમ ઠરાવ્યું છે: આપણી વિસ્મૃત ખંડણી માગવા ત્વરાથી તે ઇંગ્લાંડ જશે. કદાચ, દેશ, દરીઆ અને પ્રેક્ષણીય વસ્તુઓની ભિન્નતાને લીધે, તેના હૃદયમાં ભરાઇ બેઠેલું આ કાંઇક કે જેને લીધે તેનું મગજ આમ ભમી ગયું છે તે ત્યાંથી ખસી જશે. તેમાં તમારો શો મત છે ?

**પોલો:**—ઘણું મજેનું: પણ હું તો હજી એમ માનું છું કે તેની ગમગીનીનું મૂળ અને પ્રારંભ અનાદર પામેલા પ્રેમમાંથી ઉત્પન્ન થયાં છે. કેમ, ઑફેલિયા ? હેમ્લેટ મહારાજે તને જે કહ્યું તે અમને કહેવાની જરૂર નથી; અમે સઘળું સાંભળ્યું છે. મહારાજ, આપની ઇચ્છામાં આવે તેમ ભલે કરો; પણ જો આપને યોગ્ય લાગે તો નાટક પૂરૂં થયા પછી તેમની માતુ:શ્રી મહારાણી સાહેબને એકાંતમાં તેની ગમગીનીનું કારણ એને પૂછવા દો; સીધે સીધું તે કારણ કહેવાની ફરજ એને પાડવા દો; અને આપને માન્ય હોય તો તેમની વાતચીત સાંભળવા હું નજીક સંતાઇ રહીશ. જો તેમને એનો ભેદ માલમ ન પડે તો પછી એને ઇંગ્લાંડ મોકલજો; અથવા તો આપના ડાહાપણને સર્વોત્તમ જણાય ત્યાં એને પૂરી રાખજો.

**રાજા:**—એમ જ થશે; મોટાની ઘેલછા નજરવિનાની ન રહેવી જોઇએ.

( સઘળા જાય છે. )

## પ્રવેશ ૨ જો:—સ્થળ: કિલ્લામાં એક ઓરડો.

[1]હેમ્લેટ:—મેહેરબાની કરીને, મેં તમને બોલી બતાવ્યું તેમ, જાણે જીભમાંથી એની મેળે સરી પડતું હોય તેમ, તે ભાષણ બોલો. પણ તમારા ઘણા ખેલાડીઓ કરે છે તેમ જો તમે મોટા ઘાંટા પાડીને બોલો, તો પછી શેહેરનો સાદ પાડનાર મારી લીટીઓ બોલે તે વધારે સારૂં. વળી તમારા હાથથી હવાને વધારે પડતી વીંઝશો નહિ, આ પ્રમાણે; પણ બધું ધીમે ધીમે ઉપયોગમાં લેજો; કારણ કે વિકારના ધોધમાં, તોફાનમાં—અને કહો કે—વંટોળીઆમાં પણ નિયમ સાચવી રાખતાં તમારે શીખવું જોઇએ, કે જેથી કરીને તે વિકારમાં પણ સફાઇ આવે. અરે, વિકારના કોઇ ઉછાળાને મારી ફોડીને ચૂરેચૂરા કરી નાખતો, ફાડીને તેના ચીંથરેચીંથરાં કરી નાખતો, નાટકશાળાના છેક છેલ્લા વર્ગના પેલા પ્રેક્ષકો કે જેઓ માત્ર ન સમજાય તેવા મૂંગા પ્રયોગો અને ઘોંઘાટને જ લાયક હોય છે તેમના કાનને ફોડી નાખતો કોઈ લઠ્ઠ, કાળા વાળની કૃત્રિમ બાબરી પહેરેલા ગામડીઆને એમ બોલતાં જ્યારે હું સાંભળું છું ત્યારે ઠેઠ મારા જીવને ઘણું લાગી આવે છે. [2]ટરમેગંટનો પાઠ વધારે પડતો ભજવવા માટે એવાને હું તો ફટકા મરાવું. જુસ્સામાં તે [3]હેરોડને પણ ટપી જાય છે. કૃપા કરીને, તેથી અલગ રહેજો.

પ્રથમ નટ:—આપ નામદારને તેની હું ખાત્રી આપું છું.

હેમ્લેટ:—તેમ, બોલવામાં અતિ રાંક પણ ન થવું; પણ તમારી પોતાની અક્કલને તમારો ઉસ્તાદ બનવા દેજો. શબ્દને અનુરૂપ અભિનય અને અભિનયને અનુરૂપ શબ્દ, કરવો. તેમાં કુદરતની મર્યાદા તમે ઓળંગી ન જાઓ એટલી જ ખાસ સંભાળ રાખવી; કેમકે કોઇ પાઠ એમ વધારે પડતો કરવો એ ભજવવાના ઉદ્દેશથી વિરૂદ્ધ છે; અને તે ઉદ્દેશ પ્રથમ અને હાલ, એવો હતો અને છે કે જાણે કુદરતને આરસી ધરવી; સદ્‌ગુણને પોતાનું સ્વરૂપ,

૧ કોલરિજ કહે છે: ખેલાડીઓની સાથે હેમ્લેટનો આ સંવાદ, પોતે વસ્તુની ખીલવણી કરતો જાય છે દરમ્યાન કેવા ભિન્ન ભિન્ન રંગો પ્રવેશમાં પૂરતો જાય છે તે શેક્સપીઅરની શક્તિનું અતિ મનોરંજક દૃષ્ટાંત છે. ૨. એવું મનાય છે કે આ નામની પ્રતિમાને સેરેસેન લોકો પૂજતા. પ્રાચીન નીતિ–ખેલોમાં આ પાત્રનો પ્રવેશ વારંવાર કરાવવામાં આવતો હતો અને બહુ તોફાની સ્વભાવનું પાત્ર એને દર્શાવવામાં આવતું હતું. હાલ એ શબ્દનો અર્થ 'તોફાની, વઢકણી સ્ત્રી' થાય છે. (ડેટન). ૩ હેરોડ તેના ક્રોધના વેગ અને જુસ્સાને માટે મશહુર હતો. ઉપરોક્ત નીતિ–નાટકોમાં એ પાત્રનો પ્રવેશ પણ કરાવાતો હતો. (ડેટન.)

તિરસ્કાર-યોગ્ય વસ્તુઓને તેમનું પ્રતિબિંબ, અને કાળનાં શરીર અને અવસ્થાને તેનાં આબેહુબ સ્વરૂપ અને પ્રતિમા જ, બતાવવાં. હવે આ વધારે પડતું કે ઓછું પડતું થાય તો તેથી જો કે અણસમજુ તો હસીને રાજી થાય, પણ વિવેકી તેથી ખિન્ન થયા વિના રહે નહિ, જેના એકનો અભિપ્રાય પેલા બીજાઓથી ભરેલી આખી નાટકશાળાના કરતાં તમારી માનીનતામાં વધારે કિંમતી ગણાવો જોઇએ. અરે, પોતાનો પાઠ કરતા ખેલાડીઓ મેં જોયા છે, અને બીજાને તેમનાં વખાણ કરતાં સાંભળ્યા છે, અને તે પણ મ્હોં ફાટતે,-કે જેમના ઉચ્ચાર,-ધર્મની નિંદા હું નથી કરતો,-ખ્રિસ્તિઓના જેવા ન હોઇ શકવાથી અને તેમની ચાલવાની ઢબ ખ્રિસ્તિની, વિધર્મીની કે માણસની પણ ન થઈ શકવાથી, એવા આડંબરથી તેઓ ચાલતા અને બરાડા પાડતા કે મને તો એમ જ થઇ આવતું કે કુદરતના કોઇ શિખાઉઓએ તેમને રચ્યા હશે અને તે પણ સારી રીતે નહિ—એવી ખરાબ રીતે તેઓ મનુષ્યની નકલ કરતા હતા.

**પ્રથમ નટ:**—સાહેબ, એ બાબતમાં હું આશા રાખું છું કે અમારી મંડળીએ ઠીક સુધારો કર્યો છે.

**હેમ્લેટ:**—અરે, ઠામુકો જ સુધારો તેમાં કરો. અને તમારો વિદુષકનો પાઠ જે કરતા હોય તેમને કહેજો કે તેમને માટે જે લખાએલું હોય તેથી કાંઇ પણ વિશેષ તેઓ ન બોલે: કારણ કે તેમાંથી કેટલાક એવા હોય છે કે જે મૂર્ખ શ્રોતાઓની કાંઈક સંખ્યાને હસાવવા પોતે જ હસે છે; જો કે દરમ્યાન, ખેલની કોઇ અગત્યની વાતને ધ્યાનમાં લેવાની હોય છે: એ ઘણું ખરાબ છે, અને જે વિદુષક એમ કરે છે તે અત્યંત તિરસ્કારપાત્ર કીર્ત્તિનો લોભી છે એમ તેથી જણાય છે. જાઓ, તમે તૈયાર થાઓ. ( નટો જાય છે. )

( પોલોનિયસ, રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે. )

કાં, કેમ, મારા સાહેબ ! રાજાજી આ ખેલ જોશે કે ?

**પોલો:**—રાણીજી પણ જોશે, અને તે હમણાં જ.

**હેમ્લેટ**—ખેલાડીઓને ઉતાવળ કરવા કહો. ( પોલોનિયસ જાય છે. ) તમે બન્ને તેમને ત્વરા કરવામાં મદદ કરશો ?

**રોઝ: અને ગીલ્ડ:**—કરશું, મહારાજ. ( બન્ને જાય છે ).

**હેમ્લેટ:**—અરે, હો ! હોરેશિયો. ( હોરેશિયો પ્રવેશ કરે છે. )

**હોરે:**—આપની સેવામાં આ રહ્યો, મીઠા[1] મહારાજ.

**હેમ્લેટ:**—હોરેશિયો, મારા વ્યવહારમાં જો કોઇ પણ પ્રમાણિક માણસ

1 શેકસપીઅરના સમયમાં એમ બોલવાનો પ્રકાર સાધારણ હતો. (ડેટન.)

મને મળ્યો હોય તો તે તું જ છે.

**હોરેઃ**—અરે, મારા પ્રિય સરદાર;—

**હેમ્લેટ**—નહિ, હું ખુશામત કરૂં છું એમ ન ધાર. તું કે જેને પોતાના અન્નવસ્ત્રને માટે પોતાના સુશીલ સ્વભાવ સિવાય અન્ય કોઇ મામલત નથી તેનાથી કઇ પદવી પ્રાપ્ત કરવાની હું આશા રાખું વારૂ ? ગરીબની ખોટી સ્તુતિ શા માટે થવી જોઇએ ! નહિ, [1]સાકરીઆ જીભ મૂર્ખ-દંભને ભલે ચાટે, અને જ્યાં લટપટની પછવાડે લાભ આવતો હોય ત્યાં ઘૂંટણનાં [2]આજ્ઞાવર્તી ચણીઆરાં ભલે વાંકા ચૂંકાં વળે. સાંભળે છે કે ? જ્યારથી મારો પ્રિય આત્મા પોતાની પસંદગીનો ધણી થયો અને માણસ માણસનો ભેદ ઓળખી શકવા લાગ્યો, ત્યારથી તેની પસંદગી તારા ઉપર જ ચોંટી છે; કારણ કે સઘળું સહન કરવામાં જે કાંઇ સહન કરતો નથી, ભાગ્યના ઠોંસા અને પ્રત્યુપકારને સમાન ઉપકારથી જેણે સ્વીકાર્યાં છે એવા માણસ જેવો તું રહ્યો છે-વર્ત્યો છેઃ અને જેના લોહીના ઉછાળા અને વિવેક-બુદ્ધિ એવી સુઘડ રીતે મિશ્ર થયાં હોય છે કે ભાગ્યની મરજીમાં આવે તેમ વગાડવા તેની આંગળીઓની બંસી જે બનતા નથી તેજ માણસોને ધન્ય છે ! વિકારનો ગુલામ ન હોય તેવો માણસ મને લાવી આપ, અને તને રાખું છું તેમ તેને મારા હૃદયની મધ્યમાં, મારા અંતરના અંતરપડમાં હું આસન આપીશ.-બસ, બહુ થઈ ગયું. રાજાની સમક્ષ આજ રાતે નાટક થવાનું છે; મારા પિતાશ્રીના મૃત્યુ પરત્વે જે હકીકત મેં તને કહી છે તેને મળતો એક પ્રવેશ તેમાં આવે છે. હું તને વિનવું છું કે જ્યારે તે ભાગ ભજવાતો તું જુએ, ત્યારે તારા અંતઃકરણની સઘળી વૃત્તિઓને એકચિત્ત કરીને મારા કાકાનું નિરિક્ષણ તું કરજેઃ એક ભાષણ સાંભળતાં જો તેનો ગુપ્ત ગુનો બહાર પડી ન જાય તો જે પ્રેત આપણે જોયું તે શાપિત છે, અને મારી

---

૧ સાકર જેવી જીભથી ખુશામતીઆં માણસો બેવકુફ બડેખાંઓની ખુશામત ભલે કરે, અને પોતાને લાભ મળવાની આશા હોય ત્યાં લટપટવેડા કરી ભલે નમે. ૨. માલીકનો હુકમ થાય ત્યારે નમવામાં તત્પર. મૂળમાં Pregnant શબ્દ છે. જોન્સન તેનો અર્થ અહીં 'ત્વરિત, તૈયાર, તત્પર' કરે છે, નેર્સ તેનો અર્થ 'યુક્તિબાજ, પ્રપંચી, છળથી ભરપૂર' એવો કરે છે. રાઇટ અને ક્લાર્કે અહીં ઉપર ઉતાર્યો છે તે અર્થ ઠીક લાગે છે. ૩. પ્રેમાર્દ્ર મૈત્રીના ઉત્સાહમાં ઘસડાઇ, માણસ માણસની વચ્ચે બંધાએલા સ્નેહની વાસ્તવિકતા અને સરળતાને ઘટિત ન લાગે એવાં પ્રબળતર વચનો બોલાઇ જવાય છે એમ હેમ્લેટને લાગ્યું કે તુરત જ તે અટકી જાય છે એ જ, લાગણીની બાબતમાં શેક્સપીઅરના કુદરતી ઔચિત્યની ખરેખરી ખૂબી છે, એમ ક્લાર્ક કહે છે.

કલ્પનાઓ [1]વલ્કનની કોડ જેવી દૂષિત છે. ધ્યાનપૂર્વક તેને જોજે; કારણ કે મારી આંખો તેના ચેહેરા ઉપર હું ચોડી રાખીશ, અને પછી એની વર્ત્તણુક પરત્વે આપણે ભેગા થઇ વિચાર કરશું.

હોરે:—ઠીક, મહારાજ; નાટક ચાલતું હોય દરમ્યાન જો કોઇ ચોરી એ કરી જાય અને તે હું પકડી ન પાડું, તો તે ચોરીનો જુમ્મેદાર હું.

હેમ્લેટ:—તેઓ નાટક જોવા આવે છે; [2]સુસ્ત જેવા મારે દેખાવું જોઇએ; જગા મેળવીને બેસી જા.

( રાજ-સવારી; વાદ્યનો નાદ: રાજા, રાણી, પોલોનિયસ, ઓફેલિયા, રોઝનક્રાંઝ, ગીલ્ડનસ્ટર્ન ઈત્યાદિ પ્રવેશ કરે છે. )

રાજા:—ભાઇ હેમ્લેટનો નિર્વાહ કેમ ચાલે છે?

હેમ્લેટ:—ફક્કડ, આકીનપૂર્વક. કાકીડાનું [3]ખાણું ચાલે છે. વચનથી ઠાંસેલો હું હવા ભખું છું: મરઘલાંને તમે એમ પોષી નહિ શકો.

રાજા:—હેમ્લેટ, આ ઉત્તરમાં મારે લેવા દેવા નથી; આ શબ્દો મારા નથી.

હેમ્લેટ:—નહિ, મારાય હવે નથી. ( પોલોનિયસને ) સાહેબ, તમે કહો છો કે તમે વિશ્વ-વિદ્યાલયમાં એક વખતે પાઠ ભજવ્યો હતો?

પોલો:—લીધો હતો, મહારાજ; અને સારો ખેલાડી ગણાયો હતો.

હેમ્લેટ:—શેનો પાઠ લીધો હતો?

પોલો:—જૂલિયસ સીઝરનો; કેપિટલમાં મારૂં ખૂન થયું હતું અને બ્રુટસે મને માર્યો.

---

૧ લુવારની કોડ જેવી કાળી-દુષ્ટ. વલ્કન ( વિશ્વકર્મા ) દેવોનાં બખ્તર બનાવી આપતો. માર્સ [ લડાઈના દેવ ] નું અવેધ્ય કવચ તેણે બનાવ્યું હતું. ૨. મૂળમાં અહીં Idle શબ્દ છે અને તેનો અર્થ કેટલાક ટીકાકારો 'ગાંડો, ભ્રમિત' એવો કરે છે. પણ ડેટન કહે છે તે પ્રમાણે, પોતાનું પણ નિરિક્ષણ થાય છે એવી શંકાવાળો હેમ્લેટ તે શંકાને આડે રસ્તે દોરવા વિચાર કરે એ સ્વાભાવિક છે, તેથી તે એમ કહે છે કે આ બધામાં મને રસ પડતો નથી એવા મારે દેખાવું જોઇએ, કે જેથી કરીને આ મારી જ યોજના છે એમ રાજાને ન લાગે. ૩. એવાં નાનાં જીવડાં ઉપર કાકીડો પોતાનો નિર્વાહ કરે છે કે તેથી લોકમાન્યતા એવી હતી કે તે હવા ભખીને રહે છે. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે મારો ખોરાક વચનો છે, જે હવાના કરતાં વિશેષ સત્વવાળાં નથી; તેથી કાકીડાની માફક હું હવા ઉપર જ જીવું છું; કાકીડા અને મારાં જેવાં પ્રાણીઓને એવા ખોરાક ઉપર તમે નોભાવી શકશો, પણ તે ખોરાક મરઘાંઓને પુષ્ટિકારક તમને માલમ નહિ પડે [ ડેટન. ]

**હેમ્લેટઃ**—એવા સુંદર વાછડાને ત્યાં ઝબે કરવો એ તેનો જંગલી પાઠ હતો. નાટકવાળાઓ તૈયાર છે કે ?

**રોઝઃ**—હા, મહારાજ, તેઓ આપની રજાની જ રાહ જુએ છે.

**રાણીઃ**—ચાલ, મારા વહાલા હેમ્લેટ, મારી પાસે બેસ.

**હેમ્લેટઃ**—ના સુરા માજી, અહીં વધારે આકર્ષક ધાતુ છે.

**પોલોઃ**—( રાજાને ) ઓ–હો ! આપના લક્ષમાં આવ્યું કે ?

**હેમ્લેટઃ**—બાઇ, આપના ખોળામાં પડું કે ?

( ઓફેલિયાના પગ આગળ પડીને. )

**ઓફેઃ**—ના, મહારાજ.

**હેમ્લેટઃ**—એટલે આપના ખોળામાં માથું રાખું ?

**ઓફેઃ**—મહારાજ, આપ આનંદમાં છો.

**હેમ્લેટઃ**—કોણ, હું ?

**ઓફેઃ**—હાસ્તો, મહારાજ.

**હેમ્લેટઃ**—અરે પ્રભુ, આપના નાચ–ગીતનો રચનાર. આનંદમાં રહ્યા સિવાય પુરૂષે બીજું શું કરવું ? કારણ કે જુઓ, મારાં માજી કેવાં આનંદી છે અને મારા પિતાજી આ બે કલાકની અંદર જ મરી ગયા.

**ઓફેઃ**—નહિ, તેને બેથી બમણા મહીના થયા, મહારાજ.

**હેમ્લેટઃ**—એટલું બધું થયું ? **નહિ** ત્યારે તો, [1]પિશાચ કાળું ભલે **પેહેરે**, કારણકે મને તો કિમતી કાળો પોશાક જોઇશે. અરે દેવતાઓ ! બે મહીના પેહેલાં મુઆ, અને હજી તેની વિસ્મૃતિ નહિ ? ત્યારે મોટાં માણસની સ્મૃતિ તેની જીંદગી કરતા અરધું વર્ષ વધારે જીવે એવી આશા છે. પણ ત્યારે, મેરીના સમ, એણે દેવળો બંધાવવા જોઇએ; નહિ તો, ' કારણ કે

---

૧. આ વાકય પરત્વે ટીકાકારો એકમત નથી. મૂળમાં black ( કાળું ) અને A suit of sables ( કાળો પોશાક ) શબ્દો છે. વોરબરટન અને સ્ટૅાન્ટન વાકયમાં સેહેજ ફેરફાર કરી આમ અર્થ કરે છેઃ ' મને કાળો પોશાક જોઇએ તે પેહેલાં પિશાચને કાળો પોશાક પેહેરવા દો, ' અને તેમ કહી હેમ્લેટ શોકનો ઝભ્ભો અહીં ફેંકી દે છે. કેટલાક A suit of sables શબ્દોથી કાળી કિનારી વાળો કિંમતી પોશાક સમજે છે, જે મોટાં માણસો પેહેરે છે. ડેટન કહે છે કે કદાચ અર્થ આમ છેઃ જો મારા પિતાની સ્મૃતિ બે મહીના જેટલી લાંબો વખત રહી છે, તો પિશાચ પણ રિવાજી શોક પાળે તે ઠીક, કારણ કે હું પણ ઘણો ખરો તેના પોશાકના રંગ જેવા જ રંગનો પોશાક પેહેરીને તેમની સ્મૃતિને માન આપીશ. ' વળી તે કહે છે ' વધારે શકય તો વળી એ છે કે પોતાનું બોલ્યું સમજાય એવો હેમ્લેટનો ઇરાદો જ નહોતો. '

ઓ, કારણકે ઓ, દુલદુલ ઘોડો ગયો છે 'ભૂલાઇ,' એવો જેનો સ્મૃતિ–લેખ છે તે દુલદુલ ઘોડાની સાથે એ પણ વિસ્મૃતિ ભોગવશે.

( કાષ્ઠ–વાદ્યો વાગે છે. મૂંગો–પ્રવેશ શરૂ થાય છે. )

( પ્રેમમાં લસબસ બનેલાં એક રાજા અને એક રાણી પ્રવેશ કરે છે. રાજા રાણીને અને રાણી રાજાને ભેટે છે. રાણી ઘુંટણીએ પડી રાજા ઉપર પોતાના પ્રેમનો એકરાર કરે છે. તેને ઉભી કરી રાજા તેની ડોક ઉપર પોતાનું માથું નાખે છે; પુષ્પોના કિનારા ઉપર તે સૂઈ જાય છે. તેને સૂતેલો જોઈને રાણી ત્યાંથી જાય છે. તુરત જ કોઇક આવે છે: તેનો રાજમુગટ લઇ લે છે અને ચૂમે છે, અને રાજાના કાનમાં ઝેર રેડી જતો રહે છે. રાણી પાછી આવે છે; રાજાને મરી ગયો જાણી ઘણો આક્રંદ કરે છે. ઝેર દેનાર માણસ બે ત્રણ ધંધાદારી શોક-ધારીઓને લઇ ફરી આવે છે અને રાણીની સાથે શોચ કરતો દેખાય છે. શબને લઇ જવામાં આવે છે. ઝેર દેનાર બક્ષીસો આપી રાણી પ્રત્યે પ્રેમ કરે છે. થોડો વખત રાણી નાખુશ અને અપ્રસન્ન જણાય છે, પણ છેવટે તેના પ્રેમનો સ્વીકાર તે કરે છે. ) ( બધા જતા રહે છે. )

**ઓફે:**—આનો શો અર્થ, મહારાજ ?

**હેમ્લેટ:**—મેરીના સમ, આમાં કાંઇ ગુપ્ત અનાચાર છે; કાંઇક દુષ્ટતા છે.

**ઓફે:**—કદાચ આ તમાસો નાટકનું વસ્તુ સૂચવે છે.

( નાંદી પ્રવેશ કરે છે. )

**હેમ્લેટ:**—આ જણથી આપણે વાકેફ થશું: નાટકવાળાઓ વાતને ગુપ્ત રાખી શકતા નથી; બધું તેઓ કહેશે.

**ઓફે:**—આ તમાસાનો માયનો પણ તે કહેશે !

**હેમ્લેટ:**—હાસ્તો, અથવા હરકોઇ તમાસો તમે તેને બતાવો તેનોય; તમને બતાવતાં શરમ ન આવે, તો તેનો અર્થ તમને કહેતાં એને શરમ આવવાની નથી.

**ઓફે:**—તમે ખરાબ છો, તમે ખરાબ છો: હું નાટકમાં લક્ષ રાખીશ.

**નાંદી:**—દયા હોય જો આપની, તો છે સઘળું સેહેલ,
ધીરજથી સુણવો ઘટે, જે આ છે અમ ખેલ. ( જાય છે. )

**હેમ્લેટ**—આ તે નાંદી કે વીંટીનો [2]મુદ્રા–લેખ ?

---

૧. આપણા દુલદુલ ઘોડાને મળતું એક પાત્ર તેમના પ્રાચીન એક નાચ (Morris dance) માં તેઓ લાવતા: વખત જતાં આ ઘોડાની આકૃતિ લાવવી છોડી દઈને માણસ એકલાને તેઓ લાવતા; તેથી કરીને લોકમાં એનું ગીત પ્રચલિત થયું હોય એમ જણાય છે. ઉપલી લીટી આ ગીતની એક લીટી અથવા ટેક છે. (જુઓ ડેટન). ૨ ઘણીવાર ટૂંકી કવિતામાં વીંટી ઉપર લેખ કોતરવામાં આવે છે તે.

ઓફે:—ટૂંકો છે, મહારાજ.

હેમ્લેટ:—સ્ત્રીના પ્રેમ જેવો.

( બે નટો પ્રવેશ કરે છે, રાજા અને રાણી. )

નટ-રાજા—જ્યારથી પ્રેમે આપણાં હૃદયને અને [1]હાઇમેને આપણા હાથને અત્યંત પવિત્ર સાંકળથી આપણને અરસપરસ જોડયાં છે ત્યારથી વરુણ દેવનાં ખારાં [2]પ્રક્ષાલન અને પૃથ્વી દેવીની વર્તુલાકાર ભૂમિની આસપાસ સૂર્ય-દેવનો રથ પૂરેપૂરા ત્રીશ વખત ફર્યો છે અને માગી લીધેલા પ્રકાશથી ત્રીશના બાર ગણા ચંદ્રો પૃથ્વીની આસપાસ બારના ત્રીશ ગણા વખત ફરી ચૂકયો છે.

નટ-રાણી:—આપણા પ્રેમની પરિસમાપ્તિ થાય તે પહેલાં એટલાં બધાં પરિક્રમણ સૂર્ય અને ચંદ્ર આપણને પુનઃ ગણાવે ! પણ, બળ્યો તે દુઃખનો દિન ! હમણા હમણામાં તમે એવા વિરક્ત, આનંદથી અને તમારા પૂર્વવર્તી ભાવથી એટલા દૂર તમે રહો છો કે મને તમારી ચિંતા થાય છે. તથાપિ, જો કે મને શંકા થાય છે, પણ તેથી, મારા નાથ, તમારે કાંઇ અસ્વસ્થતા પોતાને થવા દેવી નહિ: કારણ કે સ્ત્રીઓનાં ધાસ્તી અને પ્રેમ પ્રમાણમાં હોય છે; કાંતો બન્નેમાં શૂન્ય અને કાંતો બન્નેમાં અત્યંત: હવે મારો પ્રેમ કેવો છે તે તો તમને સાબીત થઇ ચૂકયું છે; અને જેવું મારા પ્રેમનું પરિમાણ છે, તેવું જ મારી બીકનું છે: જ્યાં પ્રેમ મોટો હોય છે, ત્યાં નાનામાં નાની શંકા પણ બીક બને છે: જ્યાં નાની બીકો મોટી થાય છે, ત્યાં મોટો પ્રેમ વૃદ્ધિંગત થાય છે.

નટ-રાજા—ખરેખર, પ્રિયતમા, મારે તને છોડી જવું પડશે અને તે પણ ટૂંકા અરસામાં. મારી ચંચળ કર્મ-શક્તિઓએ તેમનો વ્યાપાર કરવો તજી દીધો છે: અને તું આ સુંદર દુનિયામાં માનવતી અને પ્રેમ-પૂજિત બની પાછળ રહીશ: અને કદાચ મારા જેવો જ માયાળુ બીજો સ્વામી તું—

નટ-રાણી—અરે, બળો બાકીનું ! એવો પ્રેમ મારા અંતરમાં જરૂર દ્રોહ જ હોવો જોઇએ. બીજા ધણીમાં હું શાપિત હોઉં ! પ્રથમ ધણીને જે જીવથી મારી નાખે છે તે સિવાય કોઇ બીજો ધણી કરતી નથી.

હેમ્લેટ—( સ્વગત ) કડવું ઝેર, કડવું ઝેર.

નટ-રાણી:—જે હેતુઓથી બીજું લગ્ન થાય છે તેમાં લાભની નીચ ગણુત્રીઓ જ હોય છે, પ્રેમના કોઇ વિચાર નથી હોતા:

૧ લગ્નનો દેવ. ૨ સમુદ્ર. ડેટન કહે છે કે અહીં જાણી જોઇને દાંભિક ભાષા વપરાઇ છે.

અન્ય ધણી જો સેજમાં મુજને ભેટી શકે,
પ્રથમ ધણીને મેં જ તો માર્યો તે જ તકે.

**નટ-રાજા:**—વધાં વેણ પાળીશ તું હું તો તે માનીશ;
પણ માનવના નિશ્ચયો ! તું તો તે વિસરીશ.
[1]નિશ્ચય મનના સમજીએ સ્મૃતિ તણા ગુલામ;
આરંભે શૂરા બહુ, શંક્તિ જોર તમામ.
અપક્વ ફળ સમ આ ઘડી વળગે વૃક્ષે તેહ,
પણ પાકી રહેતાં, ખરે ! વણશ્રમ પડશે એહ.
[2]જે દેણામાં કોઇનો નથી પહોંચતો હક્ક
નિજ વિણ: તેની વિસ્મૃતિ-એ તો આવશ્યક.
ઉર્મિના આવેશમાં કરી પ્રતિજ્ઞા જે;
થતાં અંત આવેશનો; ક્યાં હેતુ તે રે' ?
[3]પ્રચંડ શોક કે હર્ષ પણ-કરે નષ્ટ નિજ દેહ;
ને તેની સાથે જશે કર્યા નિશ્ચયો જેહ.
જે હરખે બહુ હર્ષથી, તેવો તે રડશે;
હરખ શોકના આંતરે ઝીણું પડ બહુ છે.
[4]સંસારે સ્થાયી નથી; નથી વિલક્ષણ તેમ,
ભાગ્ય બદલતાં જો કદિ બદલી જાયે પ્રેમ.
[5]પ્રેમ ભાગ્યને દોરતો, કે દોરતું ભાગ્ય ?

૧ કોઈ માણસે આપણું શ્રેય કર્યું હોય તેની સ્મૃતિના આવેશમાં આપણે પ્રતિજ્ઞાઓ કરીએ છીએ; તેથી મનના નિશ્ચયોનો આધાર સ્મૃતિ ઉપર હોય છે. કરીએ ત્યારે નિશ્ચયો બહુ આકરા હોય છે; પણ તે બધું જોર શંક્તિ હોય છે; કારણ કે સ્મૃતિ જતાં નિશ્ચયો પણ જતા રહે છે. અપક્વ અને પક્વ ફળની વચ્ચે કાળનો જે ભેદ હોય છે તે કાળ બધું વિસરાવી દે છે. ૨ નિશ્ચયો એક પ્રકારનું દેણું છે, અને જે દેણામાં માત્ર દેવાનો જ હક રહે છે, અર્થાત્ તેની ઉઘરાણી કોઈ કરે એમ નથી હોતું, તે દેણાની વિસ્મૃતિ આવશ્યક-અનિવાર્ય છે; ન માગે તો પણ દેણું ચૂકવવા જાય એવાં મનુષ્યો તો વિરલ હોય છે; આવેશમાં કરેલી પ્રતિજ્ઞા આવેશ જતાં કોણ પાળે છે ! ૩ પ્રચંડ શોક અને હર્ષ પોતાના વેગમાં જ નાશ પામે છે; અને તે વખતના કરેલા નિશ્ચયો પણ તેમની સાથે જ જાય છે. અતિ શોક અને અતિ હર્ષ એક બીજાને પગલે ચાલ્યાં આવે છે. જે રડે તે હસે અને હસે તે રડે. શોક અને હર્ષની વચ્ચે બહુ ઝીણો પડદો છે. ૪ અને સ્થાયી શું છે ? આ સંસાર-સૃષ્ટિ-દુનિયા-વિશ્વ પણ સ્થાયી નથી. તો બિચારા પ્રેમનું શું ગજાું ? ભાગ્ય બદલતાં તે બદલે તો તેમાં વિલક્ષણતા શી ? ૫ પ્રેમ અને ભાગ્ય કિંવા પ્રારબ્ધનો જ્યાં ઝઘડો જામે ત્યાં કોની સત્તા વધારે હોય છે ?

પ્રશ્ન સિદ્ધ કરવા તણો હજી રહ્યો છે લાગ.
મોટાની પડતી થયે આશ્રિત ચાલ્યા જાય;
નાનો પદવી પામતાં શત્રુ મિત્રો થાય.
[1]અને ભાગ્યની ઉપરે હજી પ્રેમ-આધાર;
જો નથી જોતા મિત્ર તો ખામી ન તેની લગાર.
અને કોઇ નીજ તંગીમાં નાણે પોકળ મિત્ર;
તો તુરત જ તે ભાઇ પણ શત્રુ બને ખચિત.

પરંતુ, મેં જ્યાં શરૂ કર્યું છે તેને અનુરૂપ અંત આણવા,—આપણી વૃત્તિઓ અને પ્રારબ્ધો એવાં વિરૂદ્ધ વરતે છે કે આપણી યોજનાઓ વારંવાર ઉંધી વળી જાય છે. આપણા વિચારના માલીક આપણે હોઇએ છીએ; તેમનાં પરિણામ આપણા કબજામાં બીલકુલ નથી હોતાં: તેથી બીજો ધણી તું નહિ કરે એમ તું ભલે માને; પણ પ્રથમ સ્વામી ગત થયો એટલે તારા તે વિચાર પણ ભલે નષ્ટ થાય.

**નટ-રાણી:**—જો વિધવા થયા પછી હું ફરીને સોહાગણ થાઉં, તો ધરતી મને અન્ન ન દેજો અને [2]આકાશ મને પ્રકાશ ન દેજો ! [3]દિવસ અને રાત્રી મારા વિલાસ અને શાંતિ બંધ કરી દેજો ! મારી આશા અને આસ્થા સઘળી નાઉમેદ થજો ! બંધીખાનામાં વૈરાગીનું ખાણું મને મળજો ! જે કાંઇ સારૂં હું ઇચ્છું તેને, આનંદના ચેહેરાને શુષ્ક-નિરસ કરી શકે એવી દરેક વિઘ્નકર વસ્તુ મળજો અને તેનો નાશ કરજો ! અહીંઆ અને હવે પછી સતત્ કલેશ મારી પછવાડે થજો !

**હેમ્લેટ:**—હવે જો એ પોતાનું વચન તોડે તો ?

**નટ-રાજા:**—ઘણા આકરા સમ ખાધા. ઘડીક અહીં મને છોડી જા. મારો જીવ અકળાઈ ગયો છે, અને આ કંટાળેલા દિવસને નિદ્રાથી વ્યતીત કરવાની ઇચ્છા થઇ છે. (નિદ્રાધીન થાય છે).

---

એ પ્રશ્નનો નિર્ણય અદ્યાપિ પર્યંત થઈ શકયો નથી. દુનિયામાં તો ઉગતા સૂર્યને સર્વ પૂજે છે. ૧. તેથી તો એમ જણાય છે કે જો માણસ ભાગ્યશાળી હોય તો તેનો પ્રેમ સૌ ચાહે છે. જે માણસને પોતાની સ્થિતિના બળે મિત્રોની જરૂર ન હોય તેને જ પુષ્કળ મિત્રો હોય છે. અને પોતાની દુર્દશામાં જે દંભી મિત્રને નાણવા જાય તો તેનો તે મિત્ર પણ શત્રુ બની જાય છે. આમ દુનિયાનો રંગ છે, તેથી:

પ્રેમ પરખવો સેહેલ છે, નિભાવવો મુશ્કેલ;
ત્રિકમ-ત્રિયા પતિવૃત્તા, બની ગઈ પણ છેલ.

૨. અર્થાત્ હું આંખે આંધળી થજો. ૩. દિવસના વિલાસ જજો અને રાત્રીની શાંતિ-ઊંઘ જજો.

**નટ–રાણીઃ**—નિદ્રા તારા મગજને ઝુલાવજો, અને આપણા બેની વચ્ચે કોઇ આપદા કદિ ન પડજો ! (જાય છે.)

**હેમ્લેટઃ**—બાઈ, આ ખેલ તમને કેવો લાગે છે ?

**રાણીઃ**—મને લાગે છે કે બાઇ વધારે પડતી પ્રતિજ્ઞા કરે છે.

**હેમ્લેટઃ**—અરે, પણ તે પોતાનું વચન પાળશે.

રાજાઃ—તેના વસ્તુની તમને ખબર છે ? તેમાં કાંઇ પાપ તો નથી ને ?

**હેમ્લેટઃ**—નારે ના, તેઓ માત્ર વિનોદ કરે છે; વિનોદમાં ઝેર દે છે; તેમાં પાપ શેનું ?[1]

રાજાઃ—નાટકનું નામ શું છે ?

**હેમ્લેટઃ**—મૂષક–યંત્ર. મેરીના સમ. કેવી રીતે ? અલંકારિક રીતે. આ નાટક વિયેનામાં થએલા એક ખૂનની આબેહુબ પ્રતિકૃતિ છેઃ ગોન્ઝેગો રાજાનું નામ છેઃ બેપટિસ્ટા, તેની સ્ત્રી; તે હમણાં જ તમે જોશોઃ દગલબાજીનું કામ છે ! પણ તેથી આપણે શું ? આપ નામદારના અને અમારા આત્મા જે નિર્દોષ છે તેમને તેથી લાગતું વળગતું નથી. વ્યથિત થતું ટટ્ટુ ભલે ભારથી સોસવાયા કરે; આપણી ડોક દુઃખતી નથી. (લ્યુસિયેનસ પ્રવેશ કરે છે.) રાજાનો ભત્રિજો આ લ્યુસિયેનસ છે.

**ઓફેઃ**—મહારાજ, તમે [2]ધ્રુવા–ગાનારની બરોબરી કરો તેવા છો.

**હેમ્લેટઃ**—જો હું પૂતળાંને ગેલ કરતાં જોઉં તો તમારી અને તમારા આશકની વચ્ચે શું ચાલે છે તે સમજાવી શકું.

**ઓફેઃ**—સારૂં અને નરસું, કાયમ.

**હેમ્લેટઃ**—એવી જ રીતે તમારા વર તમારે ગ્રહણ કરવા જોઇએ. શરૂ કર, ખૂની; ચેહેરાની દુષ્ટ ચેષ્ટાઓ કરવી તજી દે અને શરૂ કર. ચાલોઃ [3]કા કા કરતો કાગડો વેર લેવા બરાડા પાડે છે.

**લ્યુસિઃ**—દુષ્ટ વિચાર, તત્પર હાથ, ઔષધીઓ યોગ્ય, અને વખત અનુકૂળ; તક પણ સહાયક, બીજું કોઇ જોતું નથી; મધરાતે એકઠા કરેલા ભાજીપાલાના બનાવેલા, [4]હેકેટના નામથી ત્રણ વખત ઉતારેલા, ત્રમણા ઝેરી

---

૧. રાજા પૂછે છે કે નીતિમાં વાંધા ભરેલું હોય એવું કાંઈ નાટકમાં તો નથી ને ? સારાં માણસો આગળ ભજવી શકાય એવું તે છે ? હેમ્લેટ 'પાપ' એટલે 'ગુનો' સમજી જવાબ આપે છે કે આતો નાટક છે; તેમાં ખરેખર ઝેર આપવાનું નથી, એટલે તેમાં ગુનો કે પાપ થતું નથી. ૨. Chorus. ૩. સિમ્પસન કહે છે કે ત્રીજા રિચર્ડના નાટકની બે લીટીઓનું આ હાસ્યજનક એકીકરણ છે. ૪. સ્વર્ગમાં ફીબ [ચંદ્ર], પૃથ્વીમાં ડાએના અને નરકમાં હેકેટ, એમ ત્રણ રૂપે મનાતી

તું વિષ, તારાં સ્વાભાવિક જાદુગરી અને ભયંકર ગુણુ તંદુરસ્ત જીંદગીને એકદમ છીનવી લ્યો. ( સૂતેલાના કાનમાં ઝેર રેડે છે. )

**હેમ્લેટઃ**—તેની રાજ્ય-પદવી લેવા બગીચામાં તેને એ ઝેર દે છે. એનું નામ ગોન્ઝેગો છે; વાત બહાર આવી છે અને ફાંકડી ઇટાલીયન ભાષામાં લખાએલી છે; હવે ગોન્ઝેગોની સ્ત્રીનો પ્રેમ ખૂની કેવી રીતે મેળવે છે તે તમે જોશો.

**ઓફે:**—રાજાજી ઉઠે છે.

**હેમ્લેટઃ**—કેમ ખોટા અગ્નિથી બ્હી ગયા !

**રાણીઃ**—મારા નાથને કેમ છે ?

**પોલોઃ**—બંધ કરો નાટક.

**રાજાઃ**—લાવો બત્તીઃ ચાલો.

**સઘળાઃ**—બત્તી, બત્તી, બત્તી.

( હેમ્લેટ અને હોરેશિયો સિવાય બધા જાય છે. )

**હેમ્લેટઃ**—[1]હૃદય વીંધાતાં હરિણુ ગાભરૂં છો દૂર જઇને રડતું રે';
નર કુરંગ નહિ વ્યથિત મનમાં, રમી કુદીને નાચ્યે તેઃ
કોઇ જાગે–કોઇ સુએ એમ તો આ દુનિયામાં ચાલે છે.

[2]સાહેબ, બીજાં બધાં ભાગ્ય આ મૂર્તિથી કેવળ વિમુખ થાય તો-પણ, આ અને પીછાંનો ઢગલો અને ફક્કડ બનાવેલા મારા ઉપાન ઉપર ત્રોવેન્સનાં બે મોટાં ગુલાબ, નાટકવાળાઓની મંડળીમાં મને ભાગ મેળવી ન આપે, સાહેબ ?

**હોરેઃ**—અરધો ભાગ.

**હેમ્લેટઃ**—હમ તો આખો લેયગેઃ કારણ કે—

---

ગ્રીક પૂરાણની આ દેવતા હતી. એક ઘોડાનું, એક કૂતરાનું, એક સિંહનું, એમ ત્રણ માથાં એને હતાં, અને કૂતરાં, મધ અને કાળાં ઘેટાંનું એને બળિદાન અપાતું.

૧ ડેટન કહે છે કે મૂળમાં આ કોઈ પ્રાચીન ગીતનો કટકો છે; અને પોતાની યોજના સફળ થએલી જોઇ હર્ષના આવેશમાં હેમ્લેટ તે ગાય છે, અને ખાસ કરીને ચાલતા પ્રસંગને તે લાગુ પડે છે એમ સમજવાનું નથી. ડેટનના આ અભિપ્રાયમાં કેટલે અંશે સંમત થવું તે વાંચનારની મુનસફી ઉપર છે. ૨. શેક્સપીઅરના વખતમાં રંગભૂમિ ઉપર પીંછાઓ બહુ પહેરાતાં હતાં. (ડેટન) હ્રોન નદીના મુખ આગળ આવેલા ફ્રાન્સના પ્રોવેન્સમાં મોટાં ગુલાબ થાય છે. અહીં ઉપાન ઉપર ટાંકેલા તેવાં મોટાં કૃત્રિમ ગુલાબ. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે નાટક લખવાની મારી આવી શક્તિ અને તેની સાથે ફક્કડ પોશાક હોય તો હું સરસ નાટકવાળો થઈ શકું.

અરે [1]દામના મિત્ર પ્રેમલા ! ઇંતેખાબ જાણે સંધો,
આ રાજ્યનો ઇંદ્ર લૂટાયો—ત્યાં માલે છે મોરલીઓ.

હોરે:—પ્રાસ તો મેળવવો' તો.[2]

હેમ્લેટ:—અરે ભાઇ હોરેશિયો, પ્રેતનું કથન એક હજાર મોહોરોનું હું ગણીશ. જોયું ને ?

હોરે:—ઘણી સારી રીતે, મહારાજ.

હેમ્લેટ—ઝેરની વાત થઇ ત્યારે ?

હોરે:—મારી નજર તેમના ઉપર બરાબર હતી.

હેમ્લેટ:—અ—હા ! ચાલો, જરા સંગીત ! ચાલો, વાંસળીઓ !

રાજાને જો ગમે નહિ રે હાસ્ય-રસની નાટય-કથા,
અરે, પછી તેમાં શું કહેવું ?—નથી જ ગમતી તેવી કથા.

ચાલો, જરા સંગીત !

[ રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન ફરી પ્રવેશ કરે છે, ]

ગીલ્ડ:—કૃપાળુ મહારાજ, એક શબ્દ કહેવાની કૃપા કરીને રજા આપો.

હેમ્લેટ:—સાહેબ, આખો ઇતિહાસ.

ગીલ્ડ:—રાજાજી, સાહેબ—

હેમ્લેટ:—હા, સાહેબ, તેનું શું ?

ગીલ્ડ:—નાટકમાંથી ઉઠયા પછી તેમની પ્રકૃતિ ચમત્કારિક રીતે અ-સ્વસ્થ થઇ છે.

હેમ્લેટ:—મદ્યપાનથી, સાહેબ ?

ગીલ્ડ:—ના, મહારાજ, મને લાગે છે કે પિત્તના પ્રકોપથી.

હેમ્લેટ:—તો તે ખબર તેમના હકીમને આપવામાં આપની અક્કલની વધારે શોભા ગણાય; કારણ કે હું તેમને રેચ આપીશ તો તેમના પિત્તનો પ્રકોપ કદાચ બહુ વધી જાય.

ગીલ્ડ:—કૃપાળુ મહારાજ, કાંઇક રીતે વાત કરો અને યદ્વાતદ્વા બોલી જે કામે આવ્યો છું તેને વેડફી ન નાખો.

---

૧ સરકેશિયાના આ બે યુવાન દામન અને પીથિયસની વચ્ચે ગાઢ મૈત્રી હતી. રાજા ડાયોનિશિયસે દામનને દેહાંત દંડની સજા કરી, ત્યારે પીથિયસને જામીન આપી પોતાની મિલ્કત વિગેરેની વ્યવસ્થા કરવા ઘેર જવાની તેણે રજા મેળવી. દામનને આવતાં ઢીલ થઈ અને પીથિયસને મારવા વધ-સ્થાને લઈ ગયા. પણ દામન વખતસર પહોંચી ગયો અને પોતાના મિત્રને બચાવ્યો. તેમની આવી ગાઢ મૈત્રીથી ચકિત થઇ રાજાએ બન્નેને માફી આપી. ૨ ગદ્ધો કે ખંધો એવો કાઇ અનુપ્રાસ તો મેળવવો ' તો.

હેમ્લેટ:—હું શાંત છું, સાહેબ. વદો.

ગીલ્ડ:—અંતરમાં ઘણો જ કલેશ પામીને આપનાં માતુઃશ્રી રાણી સાહેબે મને આપની પાસે મોકલ્યો છે.

હેમ્લેટ:—આપ ભલે પધાર્યા.

ગીલ્ડ:—નહિ, કૃપાળુ મહારાજ, આ વિનય યોગ્ય પ્રકારનો નથી. નિરોગી પ્રત્યુત્તર આપવાની કૃપા જો આપ કરશો તો આપની માતુઃશ્રીની આજ્ઞા હું નિવેદન કરીશ; નહિતો આપની ક્ષમા માગી, મારા પુનઃ ગમનથી મારા કાર્યનો અંત આવશે.

હેમ્લેટ:—સાહેબ, મારાથી બની શકતું નથી:

ગીલ્ડ:—શું, મહારાજ?

હેમ્લેટ:—આપને નિરોગી પ્રત્યુત્તર આપવાનું; મારી અક્કલ વ્યાધિ-ગ્રસ્ત છે; પણ, સાહેબ, મારાથી બની શકશે તેવો પ્રત્યુત્તર આપની સેવામાં હાજર રહેશે; અથવા તો, આપ કહો છો તેમ, કહો કે મારી માતુઃશ્રીની સેવામાં: માટે, થયું હવે; આપને કહેવું હોય તે કહો. મારી માતુઃશ્રી, તમે કહો છો કે—

રોઝ:—ત્યારે તે આમ કહે છે: આપની વર્તણુકથી ચકિત બની તેઓ વિસ્મય પામ્યાં છે.

હેમ્લેટ:—અરે અદ્દ્ભુત દીકરો કે જે માને એમ ચકિત કરી શકે છે! પણ આ માના વિસ્મયને પગલે બીજો કોઇ ઉત્તર—ભાગ નથી? આપી દો.

રોઝ:—આપ શયન કરવા જાઓ તે પેહેલાં તેમના ખાનગી ઓરડામાં આપની સાથે વાત કરવા તેઓ ઇચ્છા રાખે છે.

હેમ્લેટ:—દશ ગણી અમારી મા હોય તો પણ તે આજ્ઞા અમે પાળશું! [1]અમારી સાથે તમારે કાંઇ વિશેષ વેપાર છે?

રોઝ:—મહારાજ, એક વખત અમારા ઉપર આપનો પ્રેમ હતો.

હેમ્લેટ:—અને હજી પણ છે, આ ખીસાકાતરૂ અને ચોર હાથના સમ.

રોઝ:—મારા કૃપાવંત સરદાર, આપના પ્રકૃતિ—વિકારનું કારણ શું છે? આપનાં દુઃખ આપના મિત્રોને જણાવવાની ના કહો, તો તેમાંથી મુક્ત થવાનાં દ્વાર નિઃસંશય આપ પોતે જ બંધ કરો છો.

હેમ્લેટ:—સાહેબ, મને અભ્યુદયની ખામી છે.

રોઝ:—જ્યારે ડેન્માર્કની ગાદીના આપના વારસામાં રાજાનું પોતાનું વચન છે ત્યારે તે કેમ હોઇ શકે?

---

૧ ડેટન કહે છે કે અહીં હેમ્લેટ જાણે પોતે જ રાજા હોય એવી ભાષા વાપરે છે.

હેમ્લેટઃ—ખરૂં, સાહેબ; પણ 'ઘાસ ઉગે છે, [1]દરમ્યાન'—એ કહેવત કાંઇક બેસ્વાદ છે. ( વાંસળીઓ લઈ ખેલાડીઓ ફરી પ્રવેશ કરે છે. ) અરે વાંસળીઓ ! જોઉં એક. જરા એકાંતમાંઃ—જાણે કે કોઇ પાશલામાં મને ધકેલવો હોય તેમ મારો પત્તો લેવા મારી વાંસે તમે કેમ લાગ્યા છો ?

ગીલ્ડઃ—અરે, મારા સરદાર, જો મારી ફરજ વધારે પડતી હિંમતવાન થતી હોય તો મારો પ્રેમ વધારે પડતો કઢંગો છે.[2]

હેમ્લેટઃ—તે બરાબર મને નથી સમજાતું. આ વાંસળી વગાડશો ?

ગીલ્ડઃ—મહારાજ, મને નથી આવડતું.

હેમ્લેટઃ—હું વિનવું છું.

ગીલ્ડઃ—ખરૂં કહું છું; મને નથી આવડતું.

હેમ્લેટઃ—હું અરજ કરૂં છું.

ગીલ્ડઃ—મહારાજ, મને તેના સુરની ખબર પડતી નથી.

હેમ્લેટઃ—એ તો જૂઠું બોલવા જેટલું સેહેલું છે. તમારી આંગળીઓ અને અંગુઠાથી આ છીદ્રોની વ્યવસ્થા કરો; તમારા મ્હોંનો શ્વાસ તેમાં ભરો; અને તેમાંથી ઘણું જ સુંદર સંગીત નીકળશે. જુઓ આ ચાવીઓ છે.

ગીલ્ડઃ—પણ તેમાંથી રાગનો મેળ કાઢતાં મને આવડતું નથીઃ મારામાં તે આવડત નથી.

હેમ્લેટઃ—વારૂ, જુઓ ત્યારે, કેવી નાલાયક વસ્તુ તમે મને લેખો છો ! મને બજાવવાની તમારી ઇચ્છા છે; મારી ચાવીઓ તમે જાણતા જણાઓ છો; મારા ભેદનું રહસ્ય તમારે ખેંચી કાઢવું છે; મારા મંદમાં મંદ સુરથી ઉંચામાં ઉંચા મારા સુરપર્યંત મારામાંથી અવાજ કઢાવવાનો તમારો વિચાર છેઃ અને આ નાના વાદ્યમાં ઘણું સંગીત છે, ઉત્તમ અવાજ છે, છતાં તમે તે કઢાવી શકતા નથી. લોહીના સમ, મને બજાવવો આ વાંસળીના કરતાંય તમે સેહેલો ધારો છો ? તમારે જે વાદ્ય મને કહેવું હોય તે કહો, પરંતુ જો કે મારી ચાવીઓને તમે છંછેડી શકશો, પણ તમે મને બજાવી શકવાના નથી.

( પોલોનિયસ પ્રવેશ કરે છે. )

---

૧. 'દરમ્યાન બેવકુફ ઘોડો ઘણીવાર ભૂખે મરે છે' એમ આ સંપૂર્ણ કહેવત છે. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે આશામાં ને આશામાં મારૂં જીવતર પૂરૂં થાય એ વિચાર મને રૂચિકર થતો નથી. ૨. ડેટન કહે છે તે પ્રમાણે આ વાક્યના બે અર્થ થાયઃ એક તો, મારી ફરજ બજાવતાં હું વધારે પડતું કરૂં છું એમ જો લાગતું હોય તો તે કઢંગો દેખાવ મારા પ્રેમને લીધે થાય છે; બીજો, જ્યારે મારે માથે એવી ફરજ નાખવામાં આવી છે કે જેમાં હું થઈ શકું તેના કરતાં વધારે હિમતવાન થવાની મારે જરૂર છે, ત્યારે જે પ્રેમ તે ફરજ બજાવવા મને પ્રેરે છે તેનો ઉત્સાહ મને આમ કઢંગો બનાવે છે.

પ્રભુ તમારૂં કલ્યાણ કરો, સાહેબ !

**પોલો**:—મહારાજ, રાણીસાહેબ આપ સાથે વાત કરવા ઇચ્છા રાખે છે અને તે હમણાં જ.

**હેમ્લેટ**;—પેલું ઉંટ જેવું લગભગ લાગતું વાદળું તમે જુઓ છો ?

**પોલો**:—પ્રભુ–ભોજનના સમ, તે ઉંટ જેવું જ છે.

**હેમ્લેટ**:—મને લાગે છે કે તે નોળીઆ જેવું છે.

**પોલો**:—તેની પીઠ નોળીઆના જેવી છે.

**હેમ્લેટ**:—અથવા તો સુસરી[1] જેવું ?

**પોલો**:—સુસરીના જેવું ઘણું જ.

**હેમ્લેટ**:—ત્યારે તો મારી માતાજી કને હું હમણાં જ આવીશ. (સ્વગત) માળા મને ઠેઠ બનાવે છે. હમણાં જ આવીશ.

**પોલો**:—એમ કહીશ.

**હેમ્લેટ**:—હમણાં સેહેલાઇથી કહેવાય છે. ( પોલોનિયસ જાય છે. )

મિત્રો, જાઓ તમે. ( હેમ્લેટ સિવાય બધા જાય છે. )

જ્યારે કબરસ્તાનનું મુખ વિકસિત થતું હોય છે અને નરક પોતે આ દુનિયા પ્રત્યે ચેપી શ્વાસના દમ કાઢતું હોય છે એવો રાત્રીનો આ ડાકણીઓ સમય જ છેઃ અત્યારે હું ઉનું લોહી પી શકું અને જેને જોતાં દિવસ થરથરી જાય એવું ક્રૂર કૃત્ય કરી શકું. સબુર ! મારી મા પાસે જઉં. અરે હૃદય, તારી પ્રકૃતિ ખોઇશ નહિ; આ દૃઢ છાતીમાં નીરોના[2] આત્માને કદિ પેસવા દઇશ નહિ. નિર્દય હું ભલે થાઉં, પણ અમાનુષી નહિ. ખંજરના જેવાં વેણ કહીશ, પણ તે વાપરીશ નહિ; આ બાબતમાં મારી જીભ[3] અને આત્મા બગવેશી થજો; મારાં વેણથી તે ગમે તેટલી ચીરાઇ જાય, પણ તેના[4] ઉપર કાયદાની છાપ મારવાનું કદિ કબુલતો નહિ, મારા આત્મા. ( જાય છે. )

૧ વ્હેલ ( whale ) નામનું જળચર પ્રાણી. ૨ નીરો રોમનો શેહેનશાહ હતો અને તેની માને બહુ ક્રૂર રીતે એણે મારી નાખી હતી. ૩ ડેટન સમજાવે છે: ‘આ બાબતમાં મારો આત્મા મારી જીભ પ્રત્યે બગવેશી થાઓ, અર્થાત્, મારા શબ્દોમાં સંમતિ આપતો દેખાતો મારો આત્મા તેમને કૃતિમાં મૂકવાની કબુલત ન આપજો.’ પરંતુ, પુનરૂક્તિ થવા ઉપરાંત, જીભ કેમ બગવેશી થાય છે ? એ આ ખુલાસાથી સમજાતું નથી. મૂળમાં તે બન્ને બગવેશી થાઓ એમ કહ્યું છે. ૪ રાઇટ અને કલાર્ક કહે છે કે હેમ્લેટ અહીં માતૃ-હત્યાથી થરથરી જાય છે. ડેટન આમ સમજાવે છે: ગમે તેવો સખત ઠપકો હું

## પ્રવેશ ૩ જો: સ્થળ: કિલ્લામાં એક ઓરડો.

( રાજા, રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે. )

**રાજા:**—મને તે ગમતો નથી, તેમ તેની ઘેલછાને નિરંકુશપણે ભટકવા દેવી એ વાત અમને સલામત પણ નથી. માટે તમે તૈયારી કરો; હું તમારૂં આજ્ઞા–પત્ર હમણાં જ મોકલી આપીશ, અને તમારી સાથે તે ઇંગલાંડ જશે જ; તેની ઘેલછાને લીધે જે જોખમ અમને હર કલાકે એટલું બધું નજીક ઉત્પન્ન થાય છે તે અમારી પરિસ્થિતિનો નિર્વાહ કદિ સહન ન પણ કરે.[1]

**ગીલ્ડ:**—અમારો બંદોબસ્ત અમે પોતે જ કરી લેશું: જે અનેક જનોનાં જીવન અને પોષણનો આધાર આપના ઉપર રહેલો છે તેમને ક્ષેમકુશળ રાખવાની આપની કાળજી અત્યંત પવિત્ર અને ધાર્મિક છે.

**રોઝ:**—મનની સઘળી શક્તિ અને બચાવનાં સાધનો વડે ભયથી પોતાનું રક્ષણ કરવાની ફરજ કોઈ છૂટી અને છૂટી છવાઇ વ્યક્તિની પણ છે; પણ જે ઘણાના જીવનનો આધાર અને વિસામો છે તેનામાં તે વૃત્તિ તો બહુ વિશેષ હોવી જોઇએ. [2]રાજશ્રીનું મૃત્યુ એકલું મરતું નથી; પણ, જળ–ભ્રમરીની પેઠે, પોતાની આસપાસ જે હોય તેને પણ પોતાની સાથે એ ખેંચી જાય છે: ઉંચામાં ઉંચા પર્વતના શિખર ઉપર ગોઠવેલું એ તો એક જબરૂં ચક્ર હોય છે, જેના વિશાળ આરામાં નાની નાની ચીજો ખાંચ પાડી મજબુત બેસારેલી અને મેળવેલી હોય છે: અને તે જ્યારે પડે છે, ત્યારે તેની સાથે જડેલો દરેક નાનો પદાર્થ, તેના સંબંધમાં આવેલી દરેક નાની વસ્તુ, તે પ્રચંડ વિનાશમાં સહકારી બને છે. રાજાનો નિઃશ્વાસ કદી એકલો નથી નીકળતો, પણ સાર્વત્રિક હાય હાયનો પોકાર હોય છે.

---

એને આપું, પણ કૃત્યથી તે શબ્દોને સાબીત કરવાનું, અર્થાત્ તેનું ખૂન કરવાનું, મન જે થઇ આવે છે તે વૃત્તિને અધીન હું ન થજો. ડેટન કહે છે કે હેમ્લેટને પોતાની માને મૃત્યુની સજા કરવાનો વિચાર પણ આવે છે એ વાતથી ટીકાકારોએ ઘણો ગુસ્સો જણાવ્યો છે; પરંતુ રાજાને તો મારવો જ છે એવો વિચાર આવતાં પ્રેતની આજ્ઞા સ્ફુરી આવે છે અને રાણીને મારવી નહિ એ વિચાર-સંગતિ તેને આવે છે, જો કે હવે હેમ્લેટને ખાત્રી થઈ છે કે રાજાના દુષ્કૃત્યથી રાણી પણ વાકેફ હતી.' ૧ ઇંગ્લાંડમાં હેમ્લેટને મારી નાખવાનો હતો એ પ્રપંચી યોજનાથી રોઝ. અને ગીલ્ડ. વાકેફ હતા એ આમાંથી આવશ્યક રીતે બિલકુલ ફલિત થતું નથી. તેને વેગળો કરવો છે, એટલું તો તેઓ અલબત્ત જાણતા હતા; પણ તેથી વિશેષ પોતાનું રહસ્ય રાજા તેમને જણાવે એ ભાગ્યે જ સંભવિત છે. ( ડેટન. ) ૨ રાજા મરે છે ત્યારે એકલો મરતો નથી.

**રાજા:**—આ ત્વરિત મુસાફરીએ જવાની તૈયારી કરશો; કારણ કે આ ભય કે જે હમણાં છૂટે પગે ચાલે છે તેના ઉપર અમે અંકુશ મેલશું જ.

**ગીલ્ડ: અને રોઝ:**—અમે ત્વરા કરશું. (બન્ને જાય છે).

( પોલોનિયસ પ્રવેશ કરે છે. )

**પોલો:**—તેની માને ઓરડે તે જાય છે: અને એ પ્રયોગ સાંભળવા હું પડદા પછવાડે સંતાઇ રહીશ. રાણીજી તેને ઉધડો જ લેશે તેની મને ખાત્રી છે. અને, આપે કહ્યું તેમ—અને તે ડાહાપણપૂર્વક [1]બોલાયું હતું—કુદરત તેમને પક્ષપાતી કરે છે; તેથી મા ઉપરાંત કોઇ વિશેષ શ્રોતાએ છૂપાઇને તેમનું સંભાષણ સાભળવું યોગ્ય છે. મારા ખાવિંદ, આપ સુખી રહો: આપ શયન કરવા પધારશો તે પેહેલાં આપની સેવામાં હું આવી જઇશ અને હું જાણીશ તે કહી જઇશ.

**રાજા:**—વહાલા ઉમરાવ, ઉપકાર થયો. (પોલોનિયસ જાય છે.)

અરે, મારૂં પાપ દુર્ગંધ મારે છે; આકાશ પર્યંત તે ગંધાય છે. તેના ઉપર ભાઇના ખુનનો પ્રાથમિક મોટામાં મોટો [2]શાપ છે. પ્રાર્થના હું કરી શકતો નથી, જો કે મરજી તો નિશ્ચયાત્મક ઇચ્છા જેવી તીવ્ર થાય છે. મારા પ્રબળ નિશ્ચયને તેથી પણ વધારે પ્રબળ મારૂં પાપ પરાભવ પમાડે છે; અને બે કામ જેને સુપ્રત થયાં છે એવા માણસની પેઠે, કયું પ્રથમ શરૂ કરવું તેના વિચારમાં હું ખોટી થાઉં છું, અને એય ચૂકું છું. ધારો કે આ શાપિત હાથ ભાઇના લોહીથી ખરડાઇ બહુ જાડો થઇ ગયો છે; તો તેને ધોઇને બરફના જેવો શ્વેત બનાવવા પૂરતી વર્ષા દયાળુ અંતરિક્ષમાં નથી શું? ગુનાની સીકલ સન્મુખ ખડી થઇ તેને ડરાવી દેવા સિવાય બીજા શા કામમાં દયા આવે છે? પતિત થયા પેહેલાં પાપની કલ્પના કરાવી આપણને તેથી અટકાવવા, અને પતિત થયા તો તેની ક્ષમા અપાવવી—આ એવડા પ્રભાવ સિવાય પ્રાર્થનામાં સાફલ્ય શું છે? ત્યારે હું આશાવંત થઇશ; મારો દોષ ગત કાળનો છે. પણ, અરે, કેવા પ્રકારની પ્રાર્થના મને કામમાં આવશે? 'મારા ઘોર ખૂનની ક્ષમા કર'? તે તો બને નહિ; કારણ કે જેને માટે મેં ખૂન કર્યું—મારો રાજ્ય-મુગટ, [3]મારી પોતાની તૃષ્ણા, અને મારી રાણી—તે ફળો તો હજી મારા ભોગવટામાં છે. કોઇને ક્ષમા મળે અને ગુનાના લાભ

૧. "પોલોનિયસની પોતાની આ સૂચના હતી, જેનું માન મુત્સદ્દીની રીત પ્રમાણે એ રાજાને આપે છે." (મોબરલી, ડેટનમાંથી). ૨ 'કેઇનને દીધેલો શાપ.' (ડેટન) ૩ 'મારી તૃષ્ણાની તૃપ્તિ' (ડેલિયસ, ડેટનમાંથી). 'રાજ્યમુગટ કે જે મેળવવાની મારી તૃષ્ણા હતી તે.' (ડેટન)

પણ એ રાખે ? આ દુનિયાના ભ્રષ્ટ ચીલામાં ગુનાના સુવર્ણ-ખચિત હાથ કદિ ન્યાયને એક કોરે હડસેલી દે છે અને પાપી લૂટ પોતે જ ન્યાયને ખરીદી આપે છે એવું ઘણી વાર જોયું છે: પણ ઉપર એમ ચાલતું નથી; ત્યાં કાંઈ ઢાંકપીછોડો થઈ શકતો નથી; ત્યાં તો કૃત્ય તેના ખરા સ્વરૂપમાં ખડું થાય છે, અને આપણા દોષોની સન્મુખ જ આપણે પોતાને પૂરાવો આપવાની ફરજ પડે છે. ત્યારે શું ? શું રહે છે ? પશ્ચાતાપ શું કરી શકે છે તે કરી જોઉં. તે શું ન કરી શકે ? પણ કોઇ જ્યારે પશ્ચાતાપ જ કરી ન શકે ત્યાં તે શું કરી શકે ? અરે કમબખ્ત દશા ! અરે મૃત્યુ સમ કાળા હૃદય ! અરે ચોંટેલા જીવ, જે વિરક્ત થવાના ફાંફાં મારતાં વધારે વધારે રાગી થાય છે ! સહાય કરો, ફિરસ્તાઓ ! પ્રબળ યત્ન કરો ! નિષ્ઠુર ઘુંટણો, દંડવત્ કરો; અને પોલાદની દોરીઓવાળા હૃદય, તુરતના જન્મેલા બાળકના સ્નાયુઓ જેવું નરમ થા ! સઘળું કદાચ સુધરી આવે. (એકાંતમાં જઇ ઘુંટણીએ પડે છે.)

(હેમ્લેટ પ્રવેશ કરે છે.)

હેમ્લેટ:—હમણાં તે કરવાનો લાગ છે, અત્યારે તે પ્રાર્થના કરે છે; અને હમણાં તે હું કરીશ. અને તે સ્વર્ગે જાય; અને એમ મારૂં વેર લેવાયું—તે જ વિચારવાનું છે. એક હરામખોર મારા પિતાને મારી નાખે છે; અને તેને વાસ્તે, તેનો એકનો એક પુત્ર જે હું તે એ જ ચંડાળને સ્વર્ગે મોકલું છું. અરે, આ તો ભાડું અને પગાર, વેર નહિ. મારા પિતાને ભર્યે [1]પેટે જ, એકાએક એણે પકડયો હતો—[2]વસંતમાં ખીલેલા મો'રની માફક બધાં પાપો પૂરેપૂરાં ઉઘડયાં હતાં ત્યારે જ. અને તેનો હીસાબ કેવો ઉભો થયો હશે તે તો પ્રભુ સિવાય બીજું કોણ જાણે ? પણ આપણા વિચાર અને માન્યતા પ્રમાણે તો તે ઘણો ભારે છે: અને જ્યારે પોતાના આત્માની શુદ્ધિ આ હરામખોર કરે છે અને આમ આ દુનિયા છોડી જવા માટે તે તૈયાર અને યોગ્ય છે તે વખતે તેને પકડવામાં મારૂં વેર ત્યારે લેવાય છે ? નહિ જ ! મ્યાન થા પાછી, તલવાર ! અને વધારે ભયાનક-ઘોર તકની ખબર રાખ. જ્યારે તે દારૂ પી સૂતો હોય, અથવા તો ક્રોધાવિષ્ટ થયો હોય, અથવા તો ગોત્રગમનના બીછાનામાં ઇશક ખેલતો હોય, જુગારમાં, ખોટા સમ ખાવામાં કે કોઇ એવા કામમાં તે હોય કે જેમાં ભવતરણનો કાંઈ ગંધ ન હોય; તે વખતે તેને સૂવારી દેવો કે જેથી કરીને તેનાં ઢીંચણ સ્વર્ગને લાત મારે અને જે નરકમાં તે જાય તેના જેવો જ તેનો આત્મા શાપિત અને પાતકી થાય. મારી

---

૧ ભર વિલાસમાં જ. ૨ ભર યુવાનીમાં જ્યારે પાપની વાસનાઓ પૂરેપૂરી ખીલેલી હોય છે ત્યારે જ.

મા ખોટી થાય છે. આ ચિકિત્સા[1] તારા મંદવાડના દિવસો જ માત્ર લંબાવે છે.
(જાય છે.)

**રાજા—**(ઉઠીને) મારા[2] શબ્દો ઉંચે ઉડે છે; મારા વિચારો નીચે રહે છે. વિચાર વિનાના શબ્દો કદિ પ્રભુ કને પહોંચતા નથી. (જાય છે.)

## પ્રવેશ ૪ થો: સ્થળ: રાણીનો ઓરડો.

(રાણી અને પોલોનિયસ પ્રવેશ કરે છે.)

**પોલો:—**તે પાધરા જ આવશે. તેને ઉધડો જ લેજો. કહેજો કે તેના ચાળા ન ખમાય તેવી રીતે વધી પડયા છે અને આપે આડા પડી તેના ઉપર ઉતરતા ઘણા કોપને અટકાવ્યો છે. હું અહીં જ છૂપાઇ રહીશ. કૃપા કરીને તેને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દેજો.

**હેમ્લેટ:—**(અંદર) માજી, માજી, માજી!

**રાણી:—**હું ખાત્રી આપું છું કે મારી ફિકર ન રાખશો. એક કોરે જાઓ. હું તેને આવતો સાંભળું છું. (પોલોનિયસ પડદા પછવાડે સંતાય છે.)

(હેમ્લેટ પ્રવેશ કરે છે.)

**હેમ્લેટ:—**કેમ, મા, શું છે?

**રાણી:—**હેમ્લેટ, તારા પિતાનું અંત:કરણ તેં બહુ દુ:ખવ્યું છે.

**હેમ્લેટ:—**મા, મારા પિતાનું મન તમે બહુ દુ:ખવ્યું છે.

**રાણી:—**ચાલ, ચાલ, તું છૂટી જીભે જવાબ આપે છે.

**હેમ્લેટ:—**જાઓ, જાઓ, તમે પાપી જીભે પ્રશ્ન પુછો છો.

**રાણી:—**કેમ, કેમ, હેમ્લેટ?

**હેમ્લેટ:—**કેમ, શું છે?

**રાણી:—**હું કોણ છું તે વિસરી જાય છે?

**હેમ્લેટ:—**નહિ, [3]ક્રુસના સમ, તેમ નથી: તમે રાણી સાહેબ-તમારા સ્વામીના ભાઈની પત્ની, છો અને—એમ બન્યું નહોત તો કેવું સારૂં!—મારી મા છો.

---

૧ વહું. હેમ્લેટ કહે છે કે મારે હાથે તારે અંતે મરવાનું તો છે જ. હાલ તો હું જવા દઉં છું. ૨ જ્યાં સુધી મારા વિચારો સંસારના લાભાલાભમાં ભમતા ફરે છે, ત્યાં સુધી ખરા દિલથી પ્રાર્થના પણ થઇ શકતી નથી. એવી પોકળ પ્રાર્થનાઓનો પ્રભુના દરબારમાં પ્રવેશ થતો નથી. ૩ જે લાકડાના ચોકઠા ઉપર બાંધી ઇસુખ્રિસ્તને મારી નાખવામાં આવ્યો હતો તે ક્રોસ—વધ-સ્તંભ. સમ ખાવાનો એ રિવાજ હતો.

**રાણીઃ**—એમ છે તો તારી સાથે વાત કરી શકે એવાની યોજના હું કરીશ.

**હેમ્લેટઃ**—ચાલ, ચાલ, બેસ હેઠે; એક ડગલું પણ તારાથી નહિ ખસાય. જેમાં તારૂં સ્વરૂપ તું જુએ એવો અરીસો જ્યાં સુધી હું તારી સમક્ષ ધરી રહું નહિ ત્યાં સુધી તું અહીંથી જઈ શકવાની નથી.

**રાણીઃ**—શું કરવું છે તારે? મારૂં ખૂન કરવું છે? અરે, દોડો, દોડો!

**પોલોઃ**—(અંદર) અરે, હો! મદદ! મદદ!

**હેમ્લેટઃ**—(તલવાર ખેંચીને) શું, શું? ઉંદર? મુઓ જ, નહિ તો એક ડયુકેટ, મુઓ જ, (પડદામાં તલવાર ફેરવે છે.)

**પોલોઃ**—(પછવાડે) અરે, હું મરી ગયો.

**રાણીઃ**—હાય હાય, તેં શું કર્યું?

**હેમ્લેટઃ**—નહિ, મને ખબર નથી, રાજા છે કે?

**રાણીઃ**—અરે, કેવું અવિચારી અને ઘાતકી આ કૃત્ય છે!

**હેમ્લેટઃ**—ઘાતકી કૃત્ય! રાજાને મારી તેના ભાઇ સાથે પરણવા જેવું જ લગભગ દુષ્ટ, મારી વટદાર મા.

**રાણીઃ**—રાજાને મારવા જેવું!

**હેમ્લેટ**—હા, બાઈ સાહેબ, એ જ મેં કહ્યું.

(પડદો ઉંચકે છે અને તે પોલોનિયસ છે એમ ખબર પડે છે.)

અરે કંગાલ, અવિચારી, ઘુસણીઆ બેવકૂફ, સલામ! તારે બદલે તારો મોટો હું તો સમજ્યોઃ નસીબ તારાં. બહુ ઘાલમેલીઆ થવામાં કાંઇક જોખમ સમાએલું છે તેની હવે તને ખબર પડી. હાથ મરડી શોક કરવો છોડી દે. ચૂપ! બેસ હેઠી; તારા હૃદયને મારે મરડી નાખવું છે; કારણ કે, જો તે ભેદ્ય પદાર્થનું બનેલું હોય, જો પાપી પરિચયને લીધે કેવળ લાગણી રહિત બની કઠિન લોઢા જેવું તે થઈ ગયું ન હોય, તો હું તેમ કરી શકીશ.

**રાણીઃ**—એવું મેં શું કર્યું છે કે તારી જીભને આમ તોછડા અવાજે મારી સામે લવલવ કરાવવાની હિંમત તું કરી રહ્યો છે?

**હેમ્લેટઃ**—એવું કામ કે જે શરમની સુરખી અને લાવણ્યને લાંછન લગાડે છે, સદાચારને શઠતા કહેવરાવે છે, નિર્દોષ પ્રેમના સુંદર કપોલમાંથી ગુલાબની લાલી લઇ લે છે અને ત્યાં ઝળેળો ઉઠાડે છે, લગ્નની પવિત્ર પ્રતિજ્ઞાઓને જુગારીના સમ જેવી જ જૂઠી બનાવી મૂકે છે; અરે, એવું કૃત્ય કે જે લગ્ન-ક્રિયાના શરીરમાંથી તેનો આત્મા જ ખેંચી લે છે, અને મીઠા-સુખદ ધર્મને માત્ર વાણી-વિસ્તાર જ કરી દે છેઃ દેવનું મુખ તપી જાય છે; અરે

આ નક્કરતા અને [1]મિશ્રપિંડ, ભાવિ દંડના દિનનો વિચાર આવતાં, વિષાદ-મય ચેહેરો કરી એ કાર્યથી ચિંતાતુર બની જાય છે.

**રાણી:**—અરેરે, જે પ્રસ્તાવનામાં જ આટલું ધુધવી ગરજે છે એવું તે કયું કૃત્ય હશે?

**હેમ્લેટ:**—જો અહીં, આ [2]ચિત્ર અને આ, બે ભાઇઓની અદલ તસવીરો. જો, ભ્રુકુટિ ઉપર કેવું મનોહારિત્વ હતું: [3]હાઇપિરિયનના કેશ–ગુચ્છ; [4]જોવના જ સરખું લલાટ; બીક અને સેવા ઉપજાવે એવી [5]માર્સના જેવી આંખ; ગગન-ચુંબતી ટેકરી ઉપર નવા ઉભા કરેલા દેવ–જાસુસ મરક્યુરીના જેવી ઉભા રહેવાની છટા: 'આ નર હતો' એવી જગતને ખાત્રી આપવા જ્યાં પ્રત્યેક [6]દેવ પોતાની છાપ મારતો જણાતો હતો એવું જ તેનું લલામ રૂપ અને આકૃતિ. એ તમારો પતિ હતો તે. જુઓ હવે, તેની પછવાડે શું આવે છે તે. આ તમારો હાલનો પતિ; પોતાનાં તંદુરસ્ત ભાઇને ચીમળાવી નાખતા કુગાઇ ગએલા કણુસલાના જેવો. આંખો છે તમારે? આ સુંદર પર્વત ઉપર પોષણ કરવું છોડી દઇ આ ખાબોચીઆથી તમે પુષ્ટ બની શકયા? અહા! આંખો છે તમારે? પ્રેમ તો તમે એને નહિ કહી શકો; કારણ કે તમારી ઉમરે લોહીનો ઉછાળો શાંત હોય છે, રાંક હોય છે, અને વિવેક–બુદ્ધિની સેવામાં રહે છે: અને આનાથી આના ઉપર કયો વિવેક જશે? ઇંદ્રિય-પરાયણતા તો, અલબત્ત, તમારામાં હોવી જોઇએ, નહિ તો તમારામાં વિકાર થઇ શકે નહિ; પણ, અવશ્ય, તે ઇંદ્રિયપરાયણતાને મસ્તકનો રોગ થયો છે; કારણકે ઘેલછા પણ આમ ભૂલતી નથી; તેમ આવો ભેદ પરખવામાં કામ આવે એવા સારાસાર વિવેકનો કાંઇ અંશ જેણે પોતાના હાથમાં ન રાખ્યો હોય એવો ઉન્માદનો ગુલામ ઇંદ્રિય–રસ કદિ પણ નથી થયો. કયા રાક્ષસે આંધળા–પાડાની આ રમતમાં તને આમ છેતરી છે? સ્પર્શ રહિત આંખો, દૃષ્ટિ વિનાની ઘ્રાણેંદ્રિય, અથવા તો એક સાબુત ઇંદ્રિયનો રોગી અંશ માત્ર પણ આમ અરસિક થઇ શકે નહિ. અરે લાજ! કયાં છે તારી શરમ? બળવાખોર નરક[7], જો આધેડ સ્ત્રીના અસ્થિમાં તું બંડ જગાવી શકે છે,

---

૧ આ નક્કર પૃથ્વી. ૨ ડેટન કહે છે કે અહીં રંગભૂમિ ઉપર બે વાસ્તવિક તસવીરો હેમ્લેટ બતાવે છે કે કેમ; અને તેમ હોય તો દિવાલ ઉપર ટાંગેલી બતાવે છે કે પોતાના પિતાની નાની તસવીર હેમ્લેટની ડોકમાં, અને રાજાની તસવીર રાણીની ડોકમાં, લટકતી દેખાડવામાં આવે છે તે બતાવે છે તે બાબત ઘણી ઉહાપોહ થાય છે. ૩ સૂર્ય-દેવ. ૪ ઇંદ્ર. ૫ લડાઇનો દેવ. ૬ જાણે બધા દેવોએ તેને સર્ટીફિકેટ લખી આપ્યું હોય એમ સાક્ષાત્ જણાવતું એનું રૂપ. ૭ નારકી–પાપ વાસના.

તો પછી ભડભડ બળતી ભરજુવાનીમાં તો સદાચાર મીણુ જેવો બની તેના પોતાના અગ્નિમાં પીગળી જ જાય: જ્યારે હિમ પોતે પણ એવી જ ચંચળ રીતે બળે જ છે અને વિવેકશક્તિ સંકલ્પ-બળની ભડવાઇ કરે છે, તો પછી પરવશ બનાવતી ઝાળ પ્રવૃત્તિનો હુકમ આપે ત્યારે તેમાં શરમ છે એમ સદાચારે ઉંચે સાદે બોલવું નહિ.

રાણી—ઓ હેમ્લેટ, હવે વધારે ન બોલ. મારાં ચક્ષુઓને ઠેઠ મારા અંતરાત્મા સન્મુખ તું કરે છે; જ્યાં દાણે દાણે દૃઢ રંગાએલા એવા કાળા ડાઘ હું જોઉં છું કે જે પોતાનો કાળો રંગ કદિ તજશે નહિ. ખંજરની માફક તારાં વેણુ મારા કાનમાં પેસે છે. બસ કર, વાહાલા હેમ્લેટ !

હેમ્લેટઃ—ખુની અને હરામખોર; ગુલામ કે જે તમારા આગલા ધણીના દશમા ભાગનો વીસમો ભાગ પણ નથી; રાજાઓનો રંગલો; રાજ્ય અને હાકેમીનો ગંઠી-છોડો, કે જેણે અભરાઇ ઉપરથી તાજ ચોરીને પોતાના ગજવામાં મૂક્યું.

રાણીઃ—બસ કર !

હેમ્લેટઃ—ચીથરીઓ અને થીગડીઓ રાજા ! ( પ્રેત પ્રવેશ કરે છે. ) તમે આકાશી રક્ષકો, તમારી પાંખોથી મારા ઉપર ભમી મને બચાવજો ! આપ કૃપાળુ આકૃતિની શી ઇચ્છા છે ?

રાણીઃ—હાય હાય, તે ઘેલો જ થઈ ગયો છે ?

હેમ્લેટઃ—[1]કાળ અને આવેશમાં ગલિત થઈ ગએલો આપનો જે સુસ્ત પુત્ર આપની પૂજ્ય આજ્ઞાની અગત્યની બજાવણી એમની એમ પડી રહેવા દઇ સરી જવા દે છે તેને ઠપકો દેવા આપ નથી આવ્યા ? અરે, બોલો !

પ્રેતઃ—ભૂલતો નહિઃ લગભગ બુઠ્ઠી થઇ ગએલી તારા સંકલ્પની ધાર ચડાવવા માટે જ માત્ર આ મુલાકાત છે. પણ જો, તારી મા કેવળ ગભરાઇ ગઇ છેઃ અરે, તેની અને તેના મથતા આત્માની વચ્ચે પડ. અત્યંત નબળા શરીરોમાં કલ્પના અત્યંત જોરથી કામ કરે છે. તેનું આશ્વાસન કર, હેમ્લેટ.

હેમ્લેટઃ—બાઇ, કેમ છે તમને ?

રાણીઃ—અફસોસ, તું કે જે ખાલી જગા ઉપર આંખો રાખી અમૂર્ત

---

૧ જે તમારા પુત્રે આટલો વખત જવા દીધો અને વેરના આવેશને ઠંડો પડવા દીધો. ( જોન્સન ). માત્ર આવેશમાં આનંદ માનીને જે પોતાનો ઉદ્દેશ પાર પાડતાં ચૂકયો. ( રાઇટ અને કલાર્ક ). અચંચળતા અને આવેશયુક્ત અફસોસોમાં જેણે વખત ગાળ્યો. ( ડેટન. )

હવા સાથે વાત કરે છે તેને કેમ છે? આ તારા પ્રાણ ડોળામાં આવીને હાંફલાફાંફલા દેખાય છે; અને ભયની ચેતવણીથી ઉંઘમાંથી જાગી ઉઠેલા લડવૈયાની માફક, તારા ઓળેલા વાળ, જડમાં એકાએક ચેતન આવતું હોય તેમ, ચમકીને ટટ્ટાર ઉભા થાય છે. અરે વિવેકી દીકરા, તારા મનોતાપના અગ્નિ અને ઝાળ ઉપર શાંત ધીરજ છાંટ. શાના ઉપર તું જોયા કરે છે?

હેમ્લેટઃ—એના ઉપર, એના ઉપર! જુઓ તમે, કેવો ધોળો ફક્ક એ ડોળા કાઢે છે! તેની મુખમુદ્રા અને તેનો સબબ એકત્ર થઇને જો પથ્થરને સમજાવે તો તેને પણ લાગી આવે. મારા તરફ એમ ન જુઓ; નહિ તો કદાચ આ દયાર્દ્ર વર્ત્તનથી મારા કઠોર ઉદ્દેશની સિદ્ધિ તમે ફેરવી નાખશોઃ ત્યારે મારે જે કરવાનું છે તેમાં ખરા રંગની ખામી આવશેઃ લોહીને બદલે કદાચ અશ્રુઓ આવશે.

રાણીઃ—આ બધું તું કોની સાથે બોલે છે?

હેમ્લેટઃ—ત્યાં તમે કાંઈ નથી દેખતાં?

રાણીઃ—કાંઈ જ નહિ; છતાં છે તે બધું જોઉં છું.

હેમ્લેટઃ—અને કાંઇ સાંભળતાં પણ નથી?

રાણીઃ—નહિ, આપણા સિવાય કશું નહિ.

હેમ્લેટઃ—કેમ, જુઓ ત્યાં! જુઓ, તે કેવું સરકી જાય છે! તેમની જીવંત દશામાં જે પોશાક તે પેહેરતા તે જ પોશાકમાં મારા પિતાજી! જુઓ, એ જાય છે, આ ચાલ્યા, બારણામાંથી ગયા!

રાણીઃ—તારા મગજની આ માત્ર કલ્પના જ છેઃ આવી અશરીર સૃષ્ટિ રચવામાં ઘેલછા ઘણી કુશળ હોય છે.

હેમ્લેટઃ—ઘેલછા! મારી નાડી, તમારી નાડીની પેઠે, નિયમ પ્રમાણે ચાલે છે; અને તેવા જ તંદુરસ્ત તાલ પૂરે છે. હું જે બોલ્યો છું તે ઘેલછા નથીઃ તેનું પારખું કરી જુઓ, અને બોલેલું સઘળું હું શબ્દે શબ્દ ફરીને બોલી જઇશ; જેમ કરતાં ઘેલછા અહીંતહીં આથડયા કરશે. મા, પ્રભુની દયાના પ્રેમની ખાતર, તમારૂં પાપ નહિ, પણ મારી ઘેલછા આ બધું બોલે છે એવી મીઠી ચોપડ તમારા આત્માને કરશો નહિ. તેનાથી તો માત્ર ગુમડા ઉપર ચામડી અને પડ વળી જશે, દરમ્યાન ભરપૂર ભ્રષ્ટતા અંદર ને અંદર બધું ખોદી નાખીને અદશ્ય રીતે સડાવી નાખશે. ઇશ્વરને સન્મુખ રાખી પાપ કબુલ કરો; જે થઇ ગયું છે તેનો પશ્ચાતાપ કરો; ભવિષ્યમાં તેનાથી અળગા રહો; ખાતરને વધારે દુર્ગંધ મારતું કરવા તેના ઉપર બીજું ખાતર ન પાથરો.

આ મારા [1]સદાચારની મને ક્ષમા આપો, કારણ કે આ [2]હાંફતા કાળની પુષ્ટતા સમયે, સદાચારને પોતાને દુરાચારની ક્ષમા માગવી પડે છે. અરે, તેનું શ્રેય કરવાની પરવાનગી મેળવવા નમીને તેને હાજીહા કરવી પડે છે.

**રાણી:**—અરે હેમ્લેટ, તેં મારા કાળજાના ચીરીને બે કટકા કરી નાખ્યા છે.

**હેમ્લેટ:**—અરે, તેમાંથી ખરાબ ભાગને ફેંકી દો, અને બીજા સારાને રાખી વિશુદ્ધ જીવન જીવો. હું રજા લઉં છું, પણ મારા કાકાના બીછાનામાં જતા નહિ; તમારામાં સદાચાર ન હોય તો તે ધારણ કરી લ્યો. પેલો રિવાજ-રાક્ષસ જે સઘળી કુદરતી લાગણીનું પ્રાશન કરી જાય છે અને ટેવોનો પિશાચ છે તે હજી આ બાબતમાં ફિરસ્તો રહે છે કે–સુંદર અને સારાં વર્તનના મહાવરાને એવો જ પોશાક અને અંગરખું એ આપે છે, જે એવી જ બંધબેસતી રીતે પેહેરાય છે. કારણ કે મહાવરો પ્રકૃતિની છાપને લગભગ ફેરવી શકે છે; અને પિશાચને વશ કરો, અથવા તો અજાયબ બળથી તેને ફેંકી દો. એકવાર ફરીને, હું દંડવત્ કરું છું, અને જ્યારે કલ્યાણના ઇચ્છાવાન તમે થશો, ત્યારે તમારી કનેથી હું આશીર્વાદ યાચીશ. આ ઉમરાવના સંબંધમાં ( પોલોનિયસને બતાવીને ) મને પસ્તાવો થાય છે. પણ મારાથી આને અને આનાથી મારે નસીયત પામવી, મારે તેમના શાસનકાર અને ન્યાયાધીશ થવું જ–એવી ઇશ્વરની ઇચ્છા થઇ છે. એને હું ઠેકાણે પાડીશ અને તેનું મૃત્યુ મેં આણ્યું છે તેનો સારી રીતે જવાબ આપીશ. તો ફરીને, પ્રણામ. માત્ર તમારૂં શ્રેય કરવા મારે નિષ્ઠુર થવું પડે છે. આમ ખરાબ શરૂ થાય છે અને વધારે [3]ખરાબ બાકી રહે છે. એક શબ્દ વધારે, બાઇ.

**રાણી:**—મારે શું કરવાનું છે ?

**હેમ્લેટ:**—ગમે તેમ થાય, પણ આ જે હું તમને કરવાનું કહું છું તે નહિ: [4]ફુગેલો રાજા સેજમાં ફરીને ભલે તમને લલચાવે, તમારા ગાલે વિલાસની ચુંટીઓ ભરે, તમને પોતાની પોપટી કહી બોલાવે; હું ખરેખરો ગાંડો નથી, પણ પહોંચમાં ગાંડો થયો છું એ બધી વાત તમારી પાસેથી ભલે કઢાવે. તમે સઘળું તેને જણાવી દો એ ઠીક કહેવાય. કારણ કે સુંદર,

---

૧: સદાચારથી પ્રેરિત મારા આ ગુસ્સાને માટે મને ક્ષમા કરો [ ડેટન ]. આ વાકયથી તે હેમ્લેટના આ ભાષણના અંત સુધી કેટલાક તેનો અર્થ આમ કરે છેઃ "મારા સદાચાર, મને ક્ષમા કર, ઇત્યાદી." ૨ ભ્રષ્ટ વિલાસ અને એશઆરામને લીધે અધીરા બનેલા કાળમાં. ૩ અર્થાત્ રાજાને મારવાનું કામ. ૪ અતિ દારૂ પીવાથી મ્હોં વિગેરે ઉપર સોજા ચડી આવે છે તેનું સૂચન છે.

ગંભીર, શાણી રાણી સિવાય બીજું કોણ આવી મોંઘી વાતો ચામાચીડીઆ, દેડકા અને બિલાડાથી છાની રાખે? કોણ એવું કરશે? નહિ, સામાન્ય સમજણ અને ગુપ્તતાની વાત છતાં, પેલા પ્રસિદ્ધ વાંદરાની માફક ઘરને માથે રાખેલો સુંડલો ઉઘાડી તેનાં પક્ષીઓને ઉડાડી મૂકો, અને સુંડલામાં પેસી [1]પ્રયોગ કરવા જતાં તમારૂં પોતાનું માથું ભાંગી નાખો.

**રાણીઃ**—ખાત્રી રાખ કે જો શબ્દો શ્વાસના બનતા હોય અને શ્વાસ ચેતનનો બનતો હોય તો તેં જે કહ્યું છે તેને શ્વસિત કરવાનું મારામાં ચેતન નથી.

**હેમ્લેટઃ**—મારે ઈંગ્લાંડ[2] જવાનું છે; તે જાણો છો કે?

**રાણીઃ**—અફસોસ, તે કહેવું હું ભૂલી ગઈ: એમ નક્કી થયું છે.

**હેમ્લેટઃ**—મ્હોરછાપ કરેલા પત્રો તૈયાર છે: અને મારા બે સહાધ્યાયીઓ કે જેમનો ભરોસો ફણીધર સાપના જેવો હું કરૂં છું તેમને એ આજ્ઞાપત્ર સુપ્રત થયું છે; તેઓ મારો રસ્તો સાફ કરવાના છે અને પ્રપંચના ફંદમાં મને લઈ જવાના છે. ચાલવા દો; કારણકે ઇજનેરને પોતાની જ સુરંગથી ઉડાડી મૂકવામાં મજા છે. જો તેમની નીચે એક વાર વધારે ઉંડું ખોદી તેમને ચંદ્ર પ્રતિ હું ઉડાડી નહિ મૂકું તો તે વસમું પડી જશે. અરે, જ્યારે બે ચતુર યોજનાઓ એક જ લીટીમાં સીધી સામસામી મળે ત્યારે તેમાં બહુ મજા આવે છે. આ માણસ તેમાં મારી તૈયારીની શરૂઆત કરાવશે. પાસેના ઓરડામાં હું તેનાં આંતરડાં બહાર કાઢીશ. માજી, પ્રણામ. ખરેખર, આ મુત્સદ્દી હવે તદ્દન શાંત થયો છે; કેવળ ચૂપ અને કેવળ ગંભીર; જે જીવતાં બેવકુફ, ચાવળો શઠ હતો. ચાલો, સાહેબ, તમારૂં છેવટ આણીએ. પ્રણામ, માજી.

( તેઓ જૂદા જૂદા જાય છે. હેમ્લેટ પોલોનિયસને અંદર ખેંચી જાય છે. )

---

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો. સ્થળઃ—કિલ્લામાં ઓરડો.

( રાજા, રાણી, રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે. )

**રાજાઃ**—આ નિસાસામાં, આમ ગંભીર રીતે શ્વાસ હેઠે મૂકવામાં કાંઈક અગત્યનું સમાએલું છે; તેનો અર્થ તમારે કરી બતાવવો જોઈએ; અમારે

---

૧ વાંદરાને મન થયું કે પક્ષીઓ ઉડે તેમ હું ઉડી શકું કે નહિ? તેનો પ્રયોગ કરવા જતાં. રાઈટ અને ક્લાર્ક કહે છે કે આ વાત બીજે ક્યાંઈ જોવામાં આવતી નથી. ૨ આ વાતની હેમ્લેટને કેવી રીતે ખબર પડી તે જણાતું નથી.

તે સમજવું ઉચિત છે. તમારો પુત્ર ક્યાં છે ?

**રાણી**—જરા થોડો વખત આ જગા અમને સોંપી દો તો.

( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન જાય છે. )

અહા, મારા નાથ, આજ રાતે મેં શું જોયું છે !

**રાજાઃ**—શું જોયું, જરટ્રુડ, ? હેમ્લેટને કેમ છે ?

**રાણીઃ**—એમાંથી કોણ વધારે બળવાન છે એવી હરીફાઇ જે વખતે સાગર અને પવન સાથે કરતા હોય તેના જેવો તે ઘેલો થઇ ગયો છે. પડદાની પછવાડે કાંઇક સંચાલન સાંભળીને, ઘેલછાના તોરમાં ' ઉંદર, ઉંદર ' એમ પોકારીને તેણે ઝડપથી પોતાની તલવાર ખેંચી, અને ભ્રમિત મગજના આ તુરંગમાં તે બિચારા અદૃશ્ય વૃદ્ધને એણે મારી નાખ્યો.

**રાજાઃ**—અરે ભારે કૃત્ય ! જો અમે ત્યાં હોત તો તેની પેઠે જ અમારૂંય આવી બનત; તેની સ્વતંત્રતા સર્વને જોખમથી ભરેલી છે, તમને પોતાને, અમને અને દરેક જણને. અફસોસ, આ ક્રૂર કૃત્યનો જવાબ કેમ દેવાશે ? આ જુવાન ગાંડા માણસને બંધીમાં રાખી માણસની હરફરમાં જઇ ન શકે એમ અંકુશમાં રાખવાની સાવચેતી અમારે લેવી જોઇતી હતી તેના ઉપર જ હવે દોષ આવશે; પરંતુ અમારો પ્રેમ એટલો બધો હતો કે જે કરવું અત્યંત યોગ્ય હતું તે અમે સમજ્યા નહિ. પણ નીચ રોગને વશ બનેલો માણસ બીજાને તેની ખબર ન પડવા દેવાની ખાતર જેમ તે રોગને જીવનના જોમ ઉપર પણ નિર્વાહ કરવા દે તે વાળી વાત અમારે બની છે. ક્યાં ગયો ?

**રાણીઃ**—તેણે મારી નાખેલા શરીરને ઠેકાણે કરવા; જેના ઉપર તેની ઘેલછા, હલકી ધાતુઓની ખાણમાંથી મળી આવેલી કોઇ કિંમતી [1]ધાતુની માફક, શુદ્ધ દેખાવા લાગી; બન્યું તેને માટે એ રોવા લાગ્યો.

**રાજાઃ**—ઓ જરટ્રુડ, ચાલ ! પર્વતોને સૂર્ય સ્પર્શ કરે કે તુરત જ આપણે તેને વહાણમાં રવાના કરી દઇશું; અને આપણી સઘળી સત્તા અને સીફતથી આ નઠારા કૃત્યનો સ્વીકાર કરી આપણે તેને ઓળીટોળી નાખવું જોઇએ. અરે ગીલ્ડનસ્ટર્ન ! ( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે. ) ભાઈ, બીજા કેટલાકને સાથે લઇ જાઓઃ ઘેલછામાં હેમ્લેટે પોલોનિયસને મારી નાખ્યો છેઃ અને તેની માતુઃશ્રીના ઓરડામાંથી તેને ઘસડી ગયો છેઃ જાઓ, એને શોધી કાઢો; એની સાથે નરમાસથી વાત કરજો, અને શબને દેવળમાં લાવો. જાઓ ભાઇ, ઉતાવળ કરો.

( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન જાય છે. )

---

૧ ' ધાણુ ' કરીને સોનાના અર્થમાં આ શબ્દ અહીં વપરાયો છે. ' (ડેટન)

ચાલ, જરટ્રુડ, આપણા અત્યંત ડાહ્યા મિત્રોને આપણે બોલાવશું અને આપણે જે કરવા ધારીએ છીએ તે અને જે આ અણચિંત્યુ બન્યું છે તે તેમને જણાવશું: જેથી કરીને લોકવાયકા કે જેની કાન-ફૂંકણી પોતાના નિશાને પહોંચતા તોપના ત્વરિત ગોળાની માફક પૃથ્વીના એક છેડાથી બીજા છેડા પર્યંત પોતાની ઝેરી ગોળી પહોંચાડી દે છે તે આપણા નામને ચૂકી અવેધ્ય હવાને જ આંટે. અરે, ચાલી આવ! મારો જીવ ભિન્નભાવ[1] અને દહેશતથી[2] ભરપૂર છે. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો: સ્થળ:—કિલ્લામાં બીજો ઓરડો.

(હેમ્લેટ પ્રવેશ કરે છે).

**હેમ્લેટ:**—ઠીક ઠેકાણે કર્યું છે.

**રોઝ: અને ગીલ્ડ:**—(અંદર) હેમ્લેટ, હેમ્લેટ મહારાજ!

**હેમ્લેટ:**—પણ સબુર, આ શી રાડ! હેમ્લેટને કોણ બોલાવે છે? અરે, તેઓ આ આવે. (રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે.)

**રોઝ:**—મહારાજ, મૃતદેહનું તમે શું કર્યું?

**હેમ્લેટ:**—જે માટીનું તે સંબંધી હતું તેમાં તેને ભેળવી દીધું.

**રોઝ:**—તે ક્યાં છે તે અમને કહો, એટલે ત્યાંથી લઇ અમે તે દેવળમાં લઇ જઇએ.

**હેમ્લેટ:**—તે માનશો માં.

**રોઝ:**—શું માનશો માં?

**હેમ્લેટ:**—કે તમારો ભેદ હું જાળવી શકું અને મારો પોતાનો રાખી ન શકું. અને તે વળી, વાદળી પૂછે ત્યારે! રાજાના દીકરાએ શો જવાબ વાળવો ઘટે?

**રોઝ:**—મહારાજ, મને વાદળી સમજો છો?

**હેમ્લેટ:**—હાસ્તો, સાહેબ, કે જે રાજાની કૃપા, બક્ષીસો અને હુકમો ચૂસીચૂસીને તરબોળ થાય છે. પણ એવા અમલદારો છેવટે રાજાની શ્રેષ્ઠ સેવા બજાવે છે. વાંદરો જેમ નાનાં સૂકાં ફળ રાખે છે તેમ તે પણ તેમને પોતાના જડબાના ખુણામાં રાખે છે: મોઢામાં સૌથી પહેલા નાખવાના, સૌની વાંસે હોઇઆં કરવાના. તમે જે વીણી લાવ્યા છો તેની જ્યારે એને જરૂર

---

[1] ઘડીકમાં આ અને ઘડીકમાં તે, રસ્તો સૂઝતો હોવાથી, કયો રસ્તો લેવો તેની સમજણ પડતી નથી માટે ભિન્નભાવ. (ડેટન). [2] પોલોનિયસના મૃત્યુને લીધે બીજાઓ શું કરશે તેની દહેશત. (ડેટન).

પડે છે, ત્યારે માત્ર તમને નીચોવવાનું જ હોય છે, અને વાદળી, તમે પાછી કોરીને કોરી જ.

**રોઝ:**—મહારાજ, તમારૂં બોલ્યું હું સમજતો નથી.

**હેમ્લેટ**—મને તેથી બહુ ખુશી થાય છે: [1]ચતુરનું બોલ્યું મુર્ખાને સમજાતું નથી.

**રોઝ:**—મહારાજ, તે દેહ ક્યાં છે તે તમારે અમને કહેવું પડશે અને અમારી સાથે રાજા કને તમારે આવવું જોશે.

**હેમ્લેટ:**—દેહ રાજાની સાથે છે, પણ રાજા દેહની સાથે નથી. રાજા એવી ચીજ છે—

**ગીલ્ડ:**—ચીજ, મહારાજ !

**હેમ્લેટ**—એવી ચીજ કે ક—શાની નહિ: લઇ જાઓ મને તેની કને, સંતાકુકડી, અને સૌ પાછળ. (બધા જાય છે.)

---

## પ્રવેશ ૩ જો: સ્થળ:—કિલ્લામાં બીજો ઓરડો.

(રાજા, અનુચરો સહીત પ્રવેશ કરે છે.)

**રાજા**—મેં તેને શોધવા અને શબને મેળવવા માણસો મોકલ્યાં છે. આ માણસ છૂટો ફરે છે તે કેટલું જોખમકારક છે! છતાં એને સખત કાયદામાં અમારાથી રખાય નહિ: ગામડીઆ લોકો કે જેમના ભાવનો આધાર વિવેક ઉપર નહિ, પણ માત્ર ચક્ષુઓ ઉપર હોય છે તેમનો ચાહ એના ઉપર ઘણો છે: અને જ્યાં એમ હોય છે ત્યાં ગુનેગારને થએલા ઉપદ્રવનું જ તોલન થાય છે, તેના ગુનાનું કદિ થતું નથી. સઘળું ચર્ચા રહિત સફાઇથી સાંગોપાંગ ઉતરે એટલા માટે તેને એકાએક રવાના કરી દેવાનું આ કાર્ય પુખ્ત વિચારનું પરિણામ દેખાવું જોઇએ. તીવ્ર વધી પડેલો રોગ તીવ્ર ઔષધથી મટે નહિ, તો તે મટે જ નહિ. (રોઝનક્રાંઝ પ્રવેશ કરે છે.) કાં, કેમ છે? શું થયું છે?

**રોઝ:**—મહારાજ, તે મૃતદેહ ક્યાં રાખ્યો છે તે વાત અમે તેમની પાસેથી મેળવી શકતા નથી.

**રાજા**—પણ તે છે ક્યાં?

**રોઝ:**—આ બહાર રહ્યા, મહારાજ; બંદોબસ્તથી રાખ્યા છે, અને આપની આજ્ઞા જાણવા તેમ કર્યું છે.

---

૧ મૂળ પ્રમાણે:—પહોંચની વાણી મૂર્ખ કાનમાં સુસ રહે છે.

**રાજા**—લાવો તેને અમારી સમક્ષ.

(હેમ્લેટ અને ગીલ્ડનસ્ટર્ન પ્રવેશ કરે છે).

કેમ, હેમ્લેટ, પોલોનિયસ ક્યાં છે?

**હેમ્લેટ**—વાળુમાં.

**રાજા**—વાળુમાં! ક્યાં?

**હેમ્લેટ**—તે ખાય ત્યાં નહિ, પણ ખવાય છે ત્યાંઃ શાણા કીડાની એક મંડળી પણ તેની પાસે છે. કીડા જ માત્ર ખાનપાનમાં શેહેનશાહ છેઃ આપણને પુષ્ટ બનાવવા બીજાં બધાં પ્રાણીઓને આપણે પુષ્ટ બનાવીએ છીએ, અને જંતુઓને માટે જ આપણે આપણા પંડને પુષ્ટ કરીએ છીએ. પુષ્ટ રાજા અને દુબળો ભિખારી માત્ર ભિન્ન ભિન્ન પીરસણાં છે, જૂદી જૂદી બે થાળીઓ છે, પણ જમનારા તો એના એ જ. છેવટનું તો એ જ.

**રાજાઃ**—અફસોસ, અફસોસ!

**હેમ્લેટઃ**—રાજાનું ભોજન જેણે કર્યું છે એવા કીડાને માણસ ગલમાં ઘાલે અને તે કીડા ઉપર પોષણ પામેલા માછલાનું ભોજન તે કરે.

**રાજાઃ**—આનો અર્થ શો?

**હેમ્લેટઃ**—ભિખારીનાં આંતરડામાંથી રાજાનો ઠાઠ કેવી રીતે કદિ પસાર થાય છે તે તમને બતાવવું એટલો જ—સિવાય કાંઇ નહિ.

**રાજાઃ**—પોલોનિયસ ક્યાં છે?

**હેમ્લેટઃ**—સ્વર્ગમાં, મોકલો કોઇને જોવા; તમારા જાસુસને ત્યાં ન જડે, તો અન્ય [1]સ્થળે જઇ આપ પોતે જ એને શોધી લ્યો. પણ ખરેખર, આ મહીનાની અંદર તમને એ ન જડે, તો ઉપર સ્વેશમાં જવાના દાદરે જતાં તમને એ જરૂર ગંધાશે.

**રાજાઃ**—(કેટલાક અનુચરોને) જાઓ, જુઓ ત્યાં.

**હેમ્લેટઃ**—તમે જશો ત્યાંસુધી એ ત્યાં રહેશે. (અનુચરો જાય છે).

**રાજા**—હેમ્લેટ, તારી સલામતીની ખાતર,—જે અમને ઘણી પ્રિય છે, કારણ કે તેં જે કર્યું છે તેથી અમને ઘણું લાગી આવે છે,—આ કૃત્યને લીધે ઉગ્ર ઉતાવળથી તને અહીંથી અમારે મોકલી આપવો પડે છેઃ માટે તૈયાર થાઃ વાહાણ તૈયાર છે, પવન સહાયમાં છે, અને તારો સાથ પણ તૈયાર છે; અને ઇંગ્લાંડ જવા બધું તત્પર છે.

---

૧ એટલે નરકમાં. હેમ્લેટનું તાત્પર્ય એમ છે કે સ્વર્ગમાં તો રાજા જઈ શકે એમ નથી, માટે ત્યાં જાસુસ જાય. પરંતુ નરકમાં તો એ પોતે જઇ શકશે. માટે ત્યાં તપાસ એ પોતે કરે.

હેમ્લેટઃ—ઇંગ્લાંડ જવા !

રાજાઃ—હા, હેમ્લેટ.

હેમ્ટલેઃ—સારૂં.

રાજાઃ—અમારા વિચારની જો તને ખબર પડતી હોય, તો તે તેમ જ છે.

હેમ્લેટઃ—જે ફિરસ્તો તે જુએ છે એને હું જોઉંછું. પણ ચાલો, ઇંગ્લાંડ જવા ! સલામ, વ્હાલાં માજી

રાજાઃ—તારો પ્રેમી પિતા, હેમ્લેટ

હેમ્લેટઃ—મારી મા જ; બાપ અને મા ધણી અને ધણીઆણી છે; ધણી ધણીઆણીનું એક લોહી; અને તેથી, મારી મા. ચાલો, ઇંગ્લાંડ જવા !

( જાય છે ).

રાજાઃ—જાઓ એની પાછળ; લોભાવીને તેને વહાણ ઉપર ત્વરાથી લઇ જાઓ; ઢીલ ન કરશો; આજ રાત્રીએ જ મારે એને વળાવવો છે; જાઓ જલદીથી ! કારણકે આ કામની બીજી બધી જરૂરી બાબતો તૈયાર થઇ ગઇ છે અને તેમના ઉપર મોહોરછાપ પડી ગઈ છે. જાઓ ભાઇઓ, ત્વરા કરો. ( રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન જાય છે ). અને, ઇંગ્લાંડના રાજા, જો મારા પ્રેમની તને કાંઇ પણ ગણના હોય,–કારણકે ડેઇનની તલવારે પાડેલું તારૂં ચાઠું હજી તાજું અને લાલ હોવાથી, અને તારી ધાસ્તી રાજીખુશીથી અમને પાદશાહી માન આપે છે તેથી, મારા મોટા બળનું તને હજી ભાન હોય એ શકય છે–તો અમારા બાદશાહી હુકમને થંડે પેટે એક કોરે રાખી મૂકવાનું તારાથી નહિ બને. જેનું બધું તાત્પર્ય, પત્રોમાં લખ્યું છે તે પ્રમાણે, એ છે કે હેમ્લેટને તુરતાતુરત મારી નાખવો. તે કર, ઇંગ્લાંડઃ કારણકે જ્વરની માફક મારા લોહીમાં તે ઘુમે છે અને તેની શાંતિ તારે કરવાની છે; એ થયું છે એમ જ્યાં સુધી હું જાણું નહિ ત્યાંસુધી, ગમે તેવાં મારાં ભાગ્ય હોય, પણ મારા આનંદનો આરંભ થતો નથી. ( જાય છે ).

---

## પ્રવેશ ૪ થોઃ—ડેન્માર્કમાં એક મેદાન.

( ફોરટિનબ્રાસ, કપ્તાન અને સૈનીકો કુચ કરતા પ્રવેશ કરે છે ),

ફોરઃ—કપ્તાન, મારા તરફથી ડેન્માર્કના રાજાની સલામે જાઓ; તેમને કહેજો કે, તેમની પરવાનગી હોય તો તેમના રાજ્યમાંથી વચન આપેલી અમારી સવારી પસાર થવા દેવાની મેહેરબાની ફોરટિનબ્રાસ માગે છે. મિલાપનું ગુપ્ત સ્થાન તમે જાણો છો. જો તે નામદારને અમારૂં કાંઇ કામ હોય તો અમે તેમની તેહેનાતમાં કુરનસ બજાવશું; અને તે પણ તેમને જણાવજો.

કેપ્તાનઃ—મારા સરદાર, હું તેમ કરીશ,

ફોરઃ—ચાલો ધીમેથી. ( ફોરટિનબ્રાસ અને સૈનિકો જાય છે. )

( હેમ્લેટ, રોઝનક્રાંઝ, ગીલ્ડનસ્ટર્ન ઈત્યાદી પ્રવેશ કરે છે. )

હેમ્લેટઃ—મેહેરબાન સાહેબ, આ કોનાં લશ્કર છે ?

કેપ્તાનઃ—નોર્વેનાં, સાહેબ.

હેમ્લેટઃ—ભલા, તેમની શી ધારણા છે, સાહેબ ?

કેપ્તાનઃ—પોલાંડના કોઇ ભાગ ઉપર સવારી કરવાની.

હેમ્લેટઃ—સરદાર કોણ છે, સાહેબ ?

કેપ્તાનઃ—નોર્વેના વૃદ્ધરાજાનો ભત્રીજો ફોરટિનબ્રાસ.

હેમ્લેટઃ—સાહેબ, સવારી ખુદ પોલાંડ ઉપર જાય છે કે કોઇ સરહદે ?

કેપ્તાનઃ—અતિશયોક્તિ વિના ખરૂં કહું તો, જમીનનો એક એવો નાનો ટુકડો લેવા અમે જઇએ છીએ કે જેમાં કબજા સિવાય બીજો કાંઇ લાભ નથી. તે ગણોતે ખેડવા તેના પાંચ—પાંચ પણ ડયુકેટ હું ન આપું; તેમ વંશપરંપરાના હકથી તે વેચાય તો નોરવે કે પોલને તેથી વધારે કિંમત પણ ન આવે.

હેમ્લેટઃ—ત્યારે તો પોલ લોકો તેનું રક્ષણ જ નહિ કરે.

કેપ્તાનઃ—અરે ત્યાં તો લશ્કર પણ આવી ગયું છે.

હેમ્લેટ—બે હજાર જીવ અને વીશ હજાર ડયુકેટથી આ તરખલાના વિવાદનો નિકાલ થતો નથી; આ તો ધણું દ્રવ્ય અને શાંતિનો આંતર સોજો છે, જે અંદરને અંદર ફુટે છે અને માણસ શામાટે મરી જાય છે તેનું કારણ બહાર દેખાડતો નથી.[1] હું નમ્રતાથી તમારો ઉપકાર માનું છું.

કેપ્તાનઃ—પ્રભુ તમારી સહાયે રહો, સાહેબ. ( જાય છે. )

રોઝઃ—મહારાજ, કૃપા કરીને પધારશો ?

હેમ્લેટઃ—હમણાં જ હું તમારી સાથે થઇ જઇશ. જરા આગળ જાઓ. [ હેમ્લેટ સિવાય બધા જાય છે. ]

બધા પ્રસંગો મારી વિરૂદ્ધ કેવી સાક્ષી પૂરે છે અને મારી સુસ્ત વેર—વૃતિને ઉસ્કેરે છે ? ખાવું અને પીવું—એ જ જો મનુષ્યનું મુખ્ય શ્રેય અને તેના વખતનું વિક્રય—સ્થાન હોય તો માણસ શી વસ્તુ છે ? પશુ જ, વિશેષ કાંઇ નહિ. જરૂર, જેણે આપણને આગળ પાછળ જોઇ શકતી આ વિશાળ

૧ અર્થાત્ રાજ્યમાં જ્યારે પૈસો વધી પડે છે અને શાંતિ લાંબો વખત ચાલે છે ત્યારે લડાઇની ચળ અંદરથી આવે છે અને આવાં નજીવાં કારણે લડાઇમાં ઉતરે છે.

વિચારશક્તિવાળા બનાવ્યા છે તેણે એ શક્તિ અને ઇશ્વરીક વિવેક–બુદ્ધિને આપણામાં બીનવપરાએલી રાખી ગંધાવી મારવા માટે આપી નથી. હવે, જ્યારે મારે સબબ છે, દૃઢ વૃત્તિ છે, જોર છે અને તે કરવાનાં સાધનો છે, ત્યારે તે પછી પાશવ વિસ્મૃતિ હોય કે તે બનાવનો અત્યંત ચોકસાઇથી વિચાર કરવાવાળો કોઇ બીકણુ સંકલ્પ વિકલ્પ હોય–વિચાર કે જેના ચાર ભાગ કરવામાં આવે તો તેમાં માત્ર એક જ ભાગ શાણપણુનો છે અને બાકીના ત્રણ ભાગ હમેશાં બીકણુ હોય છે–ગમે તે હોય, પણ 'હજી આ વસ્તુ કરવાની છે' એમ કહેવા હજી હું જીવું છું શા માટે તેની મને ખબર પડતી નથી. પૃથ્વીનાં જેવાં જડ દૃષ્ટાંતો પણ મને ઉપદેશ આપે છે: કોમળ અને નાજુક એક રાજકુમાર કે જેનો જુસ્સો દિવ્ય મહદેચ્છાથી વિકાસ પામીને અદૃશ્ય બનાવના ચાળા પાડે છે અને જે મર્ત્ય અને અધ્રુવ છે તેને કેવળ પ્રારબ્ધ, મૃત્યુ અને ભય જે કરી શકે તેના ઉપર આધાર રાખતું કરી મૂકે છે, અને તે પણ જેની કિંમત એક કોડીની પણ નથી તેને માટે,—તે રાજકુમારની સરદારી તળે આ મોટું અને હુમલો કરવા જતું લશ્કર જુઓ. ખરી રીતે મોટા થવું તે કજીઆના મોટા કારણુ સિવાય ઉશ્કેરાવામાં નહિ, પણ જ્યારે આબરૂ જોખમમાં હોય ત્યારે તરખલામાંથી પણ કજીયો કરવાની તત્પરતામાં છે. ત્યારે મારી શી દશા છે? હું કે જેના બાપનું ખુન થયું છે, મા કલંકિત થઇ છે, બુદ્ધિ અને લોહીની ઉશ્કેરણીઓ હોવા છતાં તે સઘળાને સૂઇ રહેવા દઉં છું; દરમ્યાન, શરમ છે મને કે, વીશ હજાર માણસોના મસ્તક ઉપર ઝઝુમતું મૃત્યુ હું જોઇ રહું છું—જે માણસો કીર્ત્તિની કલ્પના અને ચટકાની ખાતર, જાણે બીછાનામાં સૂવા જતા હોય તેમ પોતાના મરણુ સન્મુખ જાય છે, છૂટે હાથે પોતે લડી શકે એવી વિશાળ જગ્યા જે નથી, મુએલાંને પોતામાં સમાવીને દાટવા દેવા પૂરતી જેમાં ધરતી પણ નથી તેને માટે લડવા જાય છે. હવેથી મારા વિચાર કાં તો ક્રૂર થાઓ અથવા તો તેની કિંમત કાંઇ ન રહો. [ જાય છે. ]

---

## પ્રવેશ ૫ મો:—સ્થળ: એલસિનોર; કિલ્લામાં એક ઓરડો.

[ રાણી, હોરેશિયો અને એક ગૃહસ્થ પ્રવેશ કરે છે. )

**રાણી:**—હું તેની સાથે વાત નહિ કરૂં.

**ગૃહસ્થ:**—તેનો આગ્રહ છે: ખરેખર તે ગાંડી થઈ ગઈ છે. એની દશાની દયા લાવવાની જરૂર છે

**રાણી:**—તેની શી ઇચ્છા છે?

**ગૃહસ્થઃ**—તેના બાપની વાત તે બહુ કરે છે; કહે છે કે દુનિયામાં પ્રપંચ બહુ ચાલે છેઃ અને 'હં, હં' કહીને પોતાની છાતીએ ફૂટે છેઃ તરખલાની સાથે ગુસ્સે થઇ પાટુ મારે છે: માત્ર અરધુંપરધું સમજાય એવું શંકા ભરેલું બોલે છે: એના બોલવામાં કાંઈ નથી હોતું, છતાં તેનું મનસ્વીપણું સાંભળનારાઓને તેમાંથી એકંદર અર્થ કાઢવા પ્રેરે છે. એવી મતલબથી તેઓ પોતપોતાના મત પ્રમાણે તેના બોલ્યાનો અર્થ બેસારે છેઃ અને તેની આંખના અણસારાથી, માથાના ધુનનથી, અને તેની અન્ય ચેષ્ટાઓથી હરકોઇના મનમાં એવો અર્થ ઉપજાવે છે કે, જો કે તેના મગજમાં કોઇ ચિંતા હોય, જો કે નિશ્ચિત કાંઇ નહિ, છતાં તે તેને ઘણી દુઃખ દેછે.

**રાણી**—એને અંદર આવવા દો. (હોરેશિયો જાય છે.) પાપનો સાચો સ્વભાવ છે તે પ્રમાણે મારા માંદા મનમાં દરેક નિર્જીવ વાત કોઈ મહાન આફતની પ્રસ્તાવના લાગે છે. ગુનો એવો અણઘડ વેહેમથી ભરેલો હોય છે કે ઢોળાઇ જવાની ધાસ્તીમાં એ પોતે જ પોતાને ઢોળી નાખે છે.

(ઓફેલિયાને લઇ હોરેશિયો પ્રવેશ કરે છે.)

**ઓફે**ઃ—ડેન્માર્કના રૂપવંતા રાણીસાહેબ ક્યાં છે?

**રાણી**—કેમ છે, ઓફેલિયા?

**ઓફે**ઃ—(ગાય છે.)

[1]હું કેમ જાણું રે, કે તુજ પ્રેમ છે કેવોઃ
સાચો કે સમજ્યા જેવો?
સન્યાસી રે, રાખે દંડકમંડળ,
છે પંથ પ્રેમનો તેવો.

**રાણી**—અફસોસ, મનોરમ્ય બાઇ, આ ગીતનું રહસ્ય શું છે?

**ઓફે**ઃ—શું કહો છો? નહિ, ભલા થઇને સાંભળો.

[2]બાઇ, તે મરી ગયો છે, બાઈ,
બાઇ, તે મરી ગયો છે, બાઇ.
[3]માથે છે લીલવા ઘાસનું ઢેકું
પગે છે પથરો-લેખઃ

**રાણી**—નહિ, પણ ઓફેલિયા—

---

૧ 'મેહેતાજીરે, શું મહી મૂલ બતાવું' એ રાગમાં ગવાશે. ૨ ભોજા ભગતના ચાબખાના રાગમાં. ૩ ગરીબ વર્ગની કબરો, વિશેષે કરીને ગામડાના કબ્રસ્તાનમાં, ઘણું કરીને ઘાસ ઉગવાથી ઢંકાઈ જાય છે અને પગ તરફ પથ્થરના કટકામાં તેના જન્મમરણની તીથીઓ લખેલી હોય છે. (ડેટન).

**ઓફે:**—ભલા થઇને સાંભળો. ( ગાય છે. )

પર્વતના હીમ જેવાં એનાં કફન છે,

( રાજા પ્રવેશ કરે છે. )

**રાણી**—અફસોસ, જુઓ આ, સ્વામી.

**ઓફે:**—( ગાય છે ) ફુલડાં છવાણાં અનેકઃ

બાઇ તે ગયો કબરમાં એમ,

વાંસે રડતો જાતો'તો પ્રેમ.

**રાજા:**—સુંદર બાનુ, તમને કેમ છે?

**ઓફે:**—ઠીક છે; પ્રભુ તમારૂં ભલું કરો! એમ કહેવાય છે કે ઘુડ[1] એ ભઠીઆરાની દીકરી હતી. પ્રભુ, અમે જે હોઇએ છીએ તે અમે જાણીએ છીએ, પણ કેવા થઇ જઇશું તે અમે જાણતા નથી. તમે જમો ત્યારે પ્રભુ હાજર રહો !

**રાજા**—તેના પિતાનો તુરંગ.

**ઓફે:**—ભલા થઇને હવે આના સંબંધમાં કાંઇ બોલશો નહિ; પણ જ્યારે તેઓ પૂછે કે આનો અર્થ શો, ત્યારે આટલું કહેજો:—

[2]કાલે સંત વલન તાઇનનો દિન છે પ્રાતઃકાળે,

બારી તમારી–એ હું કુમારી આવીશ તે જ સવારે;

થવા વલન તાઇન, તમારી વલન તાઇન.

**રાજા**—આમ આને કેટલા વખતથી થયું છે?

**ઓફે:**—હું આશા રાખું છું કે સઘળું સારૂં થશે. આપણે ધીરજ રાખવી જોઇએ. પણ તેને થંડી જમીનમાં મૂકશે એ વિચારથી મારાથી રડયા વિના રહેવાતું નથી. મારો ભાઈ તે જાણશે જ. અને આમ તમારી સારી શિખામણને માટે તમારો ઉપકાર હું માનું છું. ચાલો, મારી ગાડી ! બાઇઓ, પ્રણામ. પ્રણામ, મીઠી બાઇઓ, પ્રણામ, પ્રણામ. ( જાય છે. )

---

૧ "ગ્લસ્ટર શાયરમાં લોકોમાં વાત ચાલે છે તે ડાઉસ કહે છે. તે વાત પ્રમાણે આપણા ત્રાતાએ રોટલી માગતાં ભઠીઆરાની દીકરીએ તેની અવગણના કરી, જેની સજામાં તે છોડીનું રૂપાંતર તેણે ઘુડમાં કરી નાખ્યું. આ પછીનું ઓફેલિયાનું વાકય પણ એ જ વાતથી સૂચિત છે." ( રાઈટ અને કલાર્ક ).

૨ મરેઠી સાખી. તા. ૧૪મી ફેબરવારીએ આ ઉત્સવ પાળવામાં આવે છે. જૂના લોક-વિચાર પ્રમાણે તે દિવસે પક્ષીઓ પોતાના સોબતીઓ પસંદ કરી લે છે. વળી એવી માન્યતા હતી કે તે દિવસે જે બે કુંવારા સ્ત્રીપુરુષો પ્રથમ મળે તેમને પરણવાનો સંભવ વધારે.

**રાજાઃ**—જાઓ એની પછવાડે. એની બરાબર સંભાળ રાખજો, હો.

( હોરેશિયો જાય છે ).

અરે, તેના ઉંડા શોકનું આ ઝેર છે; એના બાપના મૃત્યુને લીધે આ બધું ઉત્પન્ન થાય છે. ઓ જરટ્રુડ, જરટ્રુડ, જ્યારે દીલગીરીઓ આવે છે, ત્યારે ગુપ્ત જાસુસોની માફક તે એકે એકે આવતી નથી, પણ તેનાં લશ્કરનાં લશ્કર આવે છે. પ્રથમ, તેનો બાપ મરાણો; પછી તમારો દીકરો ગયો; અને તેના પોતાના વાજબી વિદેશ-ગમનનો તે પોતે જ તોફાની કર્ત્તા. ભલા પોલોનિયસના મૃત્યુને માટે તેમના વિચાર અને ગુપચુપમાં પ્રતિકૂળ અને દ્વેષી એવા મેલા મનના લોકો; અને પૂરો વિચાર કર્યા વિના જેમ તેમ ઉતાવળથી તેની દફન-ક્રિયા આપણે કરી નાખી. અને જે સુંદર મતિ વિના આપણે ચિત્રો કે પશુ માત્ર બની જઇએ છીએ તે મતિ ઓફેલિયાની જતી રહી. છેલ્લું, અને તેમાં આ બધાં સમાઈ જાય છે, તેનો ભાઇ ફ્રાન્સથી ગુપ્ત રીતે આવ્યો છે અને તાજુબીથી આ બધું જોયાં કરે છે, ગમગીન ચુપકીમાં રહે છે, અને તેના પિતાના મૃત્યુના સંબંધમાં તેના કાનને ભ્રષ્ટ કરી ભંભેરતા વચનો બોલતા ગણગણીઆ લોકોનો તેને તોટો નથી; જે વચનોમાં ખરી વાતના તેઓ ભીખારી હોઇને, તેમની જરૂરીઆત[1] એક કાનથી બીજે કાને અમારા ઉપર આળ ચઢાવતાં ચૂકશે નહિ. અરે મારી વહાલી જરટ્રુડ, અનેક છરાઓથી ભરેલા તોપના ગોળાની માફક, મને આ અનેક જગ્યાએ ફાલતુ મૃત્યુઓ અર્પે છે. ( અંદર ગડબડાટ થાય છે. )

**રાણીઃ**—અરે, આ ગડબડાટ શાનો થાય છે ?

**રાજાઃ**—ક્યાં છે મારા સ્વીસ અંગ રક્ષકો ? તેમણે બારણું સાચવવું. ( એક ગૃહસ્થ પ્રવેશ કરે છે તેને ) શું છે ?

**ગૃહસ્થઃ**—મહારાજ, તમારી જાતને બચાવો. પોતાની મર્યાદા તોડતો મહાસાગર, જેવી વેગવાન ત્વરાથી સપાટ ભૂમિને ગળી જાય છે તેના કરતાં વધારે જોસથી તોફાની માણસોની ટોળી લઇ યુવાન લેરતીઝ ઉદ્ધતાઇથી આપના અમલદારોને નિરૂપાય કરી નાખે છે. લોકોનું ટોળું તેને પોતાનો સરદાર કહે છે. અને જાણે કે હમણાં જ સૃષ્ટિની શરૂઆત થતી હોય, જાણે જૂનો જમાનો કદિ અસ્તિત્વમાં જ આવ્યો ન હોય, જાણે રૂઢિની ઓળ-

---

૧. પોલોનિયસનું મૃત્યુ કેવી રીતે થયું તે સંબંધી વાતોડીઆ લોકો ઠેકાણે ઠેકાણે ફરી એક બીજાના કાન કરડી વાતો કર્યા વિના રહેવાના નથી; અને ખરી વાતની ખબર ન હોવાથી પોતાને ફાવે તેવા તર્કો બાંધી, ગમે તેનાં નામ આપી તે તર્કો ખરા કરવા મથશે, અને તે નામોમાં અમારૂં નામ પણ લેવાશે.

ખાણુ જ ન હોય, જાણે દરેક શબ્દને ટેકો અને મંજુરી પોતે જ આપતા હોય તેમ, તેઓ પોકારે છે કે: " અમે પસંદ કરીએ છીએ: લેરતીઝ રાજા થશે;" અને ટોપીઓથી, તાળીઓથી અને ઘાંટાથી આકાશપર્યંત તેમાં તેઓ પોતાને ધન્ય માને છે.

**રાણી:**—કેવા ઉમંગથી તેઓ ખોટી [1]ગંધથી દોરાઇ પોકારે છે! અરે જૂઠા ડેઇન કૂતરાઓ, આ તો ઉલટું દોડાય છે.

**રાજા:**—બારણાં તોડયાં. ( અંદર ગડબડાટ. )

[ હથીઆરબંધ લેરતીઝ પ્રવેશ કરે છે. ડેઈન લોકો પાછળ આવે છે. ]

**લેર:**—કયાં છે આવડો આ રાજા? ભાઇઓ, તમે બધા બહાર ઉભા રહો.

**ડેઇનિ લોકો:**—નહિ, અમને અંદર આવવા દો.

**લેર:**—મેહેરબાની કરીને, મને રજા આપો.

**ડેઇન લોકો:**—ભલે, ભલે. ( તેઓ બારણાની બહાર જાય છે. )

**લેર:**—તમારો ઉપકાર માનું છું. બારણું સાચવજો. અરે નીચ રાજા! લાવ મારો બાપ.

**રાજા:**—શાંતિથી, ભાઇ લેરતીઝ.

**લેર:**—લોહીનું જે ટીપું શાંત રહે તે પોકારીને કહે છે કે હું મારા બાપનો પુત્ર નથી.

**રાજા:**—લેરતીઝ, તારો બળવો રાક્ષસના જેવો જણાય છે તેનું કારણ શું છે? મૂક છૂટો એને, જરટ્રુડ, અમારા અંગની ધાસ્તી ન રાખવી. દિવ્યતાની એવી વાડ રાજાની આસપાસ હોય છે કે તેની પેલી પારથી જ દ્રોહને જોવું હોય તે જોઇ શકે; બીજું કાંઈ તેનું ચાલશે નહિ. લેરતીઝ, મને કહે કે તું શામાટે આમ ખીજવાયો છે? આવવા દે એને, જરટ્રુડ. બોલ ભલા આદમી.

**લેર:**—મારો બાપ કયાં છે ?

**રાજા:**—મરી ગયો.

**રાણી**—પણ એમણે માર્યો નથી.

**રાજા**—એને બધું માગવા દે.

---

૧ શિકારી કુતરાઓ ગંધે ગંધે શિકારની વાંસે દોડે છે. ઉલટું દોડાય છે એટલે ખોટી દિશામાં દોડાય છે; અથવા તો ગંધને અધવચમાંથી ગ્રહી તેના મૂળસ્થાને ગંધે ગંધે પાછા જવું. ડેટન કહે છે કે આ બન્ને વિચારો અહીં મિશ્રિત છે. અર્થાત્ આ બાબતમાં રાજાથી દોરાવાને બદલે લોકો તેની સામા થાય છે એ તેમની ભૂલ છે.

લેર:—કેવી રીતે એ મુઆ ? મારી પાસે ગલ્લાંતલ્લાં નહિ ચાલે. જા જાહાનમમાં, વફાદારી ! પ્રતિજ્ઞાઓ, જાઓ કાળામાં કાળા પિશાચ કને ! અંતઃકરણ અને ધર્મ–ભાવના, પડો ઉંડા ખાડામાં ! નરકમાં જવું પડે તો તેમાં પણ હું તત્પર છું. આટલી વાત નક્કીઃ થવું હોય તે થાઓ, બન્ને દુનિયાની મને દરકાર નથી.[1]

રાજાઃ—તેમ કરતાં તને કોણ રોકશે ?

લેર:—આખી દુનિયા નહિ, મારી મરજી માત્ર. અને મારાં સાધનોના સંબંધમાં એવા સરસ ડાહાપણથી હું તેમને વાપરીશ કે તેઓ થોડે ઘણાં થઈ પડે.

રાજાઃ—સુજ્ઞ લેરતીઝ, તારા વહાલા પિતાને કોણે મારી નાખ્યો તેની ખાત્રી કરવાની તારી મરજી હોય તો તારા વેરમાં એવું કાંઈ લખેલુ છે કે મિત્ર અને શત્રુ, હારેલું [2]અને જીતેલું બધું એક જ ઝડપમાં ખેંચી જવું ?

લેર:—તેના શત્રુ સિવાય કોઈ નહિ.

રાજાઃ—ત્યારે તે કોણ છે તે તારે જાણવું છે ?

લેર:—એના શુભેચ્છક મિત્રોને માટે મારી ભુજાઓ આમ આટલી ઉઘાડી છે. અને પોતાની જીંદગીનો ભોગ આપતા પેલા [3]પક્ષીની માફક મારા લોહીનું હું તેમને ભોજન કરાવીશ.

રાજા—હાં, હવે તું ખરા ગૃહસ્થ અને પિતૃ–ભક્ત પુત્રની પેઠે બોલે છે. તારા પિતાના મૃત્યુની બાબતમાં હું નિર્દોષ છું અને તેને માટે મને ઘણો શોચ થાય છે એ વાત તો, સૂર્યનો પ્રકાશ જેમ તારી આંખમાં પેસે છે તેમ, તારા વિચારમાં પેસી જશે.

ડેઇન લોકો—( અંદર ) એને અંદર આવવા દો.

લેર:—કાં, કેમ ! એ શેનો ગડબડાટ છે ? (ઓફેલિયા પ્રવેશ કરે છે.)

અરે, સંતાપ, મારા મગજને સૂકવી નાખ ! સાત ગણા ખારાં આંસુઓ,

૧ મારા બાપનું વેર લેતાં નરકમાં જવું પડે તો તેને માટે પણ હું તૈયાર છું. બન્ને દુનિયાના સુખની–આ દુનિયાના અને મૃત્યુ પછીના સુખની–મને પરવા નથી. ૨ પોતે જીત્યો હોય અથવા હાર્યો હોય તો પણ હોડમાં મૂકેલું ખેંચી જવાનો આગ્રહ રાખતા જુગારીની માફક,'તારે પણ શત્રુ અને મિત્ર બન્નેને તારા વેરમાં ઘસડી જવા છે ? ૩ Pelican: કેટલાંક પ્રાણીઓની પેઠે આ પક્ષીને પોતાનાં બચ્ચાંને માટે ખોરાક ભરી રાખવાની કોથળી હોય છે. ડેટન કહે છે કે આ કોથળીમાંથી પોતાનાં બચ્ચાંને માછલાં લેવા દેવું હોવાથી લોક–માન્યતા એવી હતી કે પોતાનાં લોહીથી એ તેમનું પોષણ કરે છે.

મારી આંખની શક્તિ અને લાગણીને બાળીને ખાખ કરી નાખો! પ્રભુના સમ, તારી ઘેલછાનો બદલો એવા વજનથી લેવાશે કે તેમાં આપણું છાબડું નીચે નમે. અરે વસંતના ગુલાબ, વહાલી કુમારિકા, માયાળુ બ્હેન, મીઠી ઓફેલિયા! અરે, પ્રભુ! યુવાન કુમારિકાની અક્કલ વૃદ્ધ પુરૂષની જીંદગીની માફક નાશવંત હોય એ શક્ય છે? પ્રેમમાં કુદરત કોમળ હોય છે અને જ્યાં તે ઉત્તમ હોય છે ત્યાં જે વસ્તુને પોતે ચાહે છે તેની પછવાડે કોઇ કિંમતી સાબીતિ તે મોકલે છે.[1]

**ઓફે:**—(ગાય છે):

[2]મ્હોંએ ઉઘાડે ઠાઠડીમાં ઘાલીને, તેને ગ્યા લઇ,
દૂમ દૂમ દિમ દિમ દિદીમ.
વરસ્યાં આંસુડાં ઘણાં તેની કબરમાં,
દુમ દુમ દા દુમ દુમ દા દીમ,
દૂમ દૂમ દિમ દિમ દા દીમ.

ભલું થાઓ તારૂં, મારા કબુતર.

**લેર:**—ભાનમાં હોઇને જો તું મને વેર લેવા સમજાવત, તો તું મને આવો ઉશ્કેરી શકત નહિ.

**ઓફે:**—(ગાય છે) ગાઓ ગાઓ દુમ દુમ દિ દીમ
નીચે બોલાવો દિ દિમ દિમ દિ દીમ.

અરે, ચક્કર[3] તેને કેવું ગોઠી જાય છે! પોતાના ધણીની દીકરીને ચોરી ગયો એ જૂઠો કોઠારી—તે છે.

**લેર:**—આ શૂન્યમાં વસ્તુ કરતાં વિશેષ છે.

**ઓફે:**—એ રોઝમારીનું ફુલ છે, તે સ્મરણ[4] માટે છે; કૃપાથી, પ્રિયતમ, સંભારજે; અને એ પેન્સી છે; તે વિચારોને માટે છે.

---

૧ જેમ અહીં ઓફેલિયા તેના પિતાની પછવાડે ગાંડી થઇ ગઈ. ૨ મરશીઆંના રાહે ગવાશે. ૩ 'અહીંઆ ચક્કર એટલે ગીતની ટેક, અથવા રેંટીઓ કે જે ફેરવતાં આ ગીત ગાવાનું છે'–તે શંકા પડતી વાત છે. આગલા અર્થમાં આ શબ્દનો સંતોષકારક ખુલાસો મળતો નથી.' (રાઇટ અને કલાર્ક). મેલોન ધારે છે કે જે છોડીનું ગીત ઓફેલિયા ગાય છે તેના ધંધાનું અહીં સૂચન છે. ચક્રના ધક્કારાથી વગાડાતું એક જાતના વાજિંત્રનું સૂચન પણ હોય એમ પણ તે કહે છે. ૪ આ રાની ફુલોનાં નામ ગૂજરાતીમાં મને મળી ન શક્યાં તેથી તે જ મૂક્યાં છે. રોઝ મારી (Rosemary)નું ફૂલ સ્મરણની નીશાની ગણાય છે. ઘેલછાના ભ્રમથી ભૂલાઈ ઓફેલિયા લેરતીઝને હેમ્લેટ સમજી તે આપે છે. પેન્સી (Pansies) વિચારોની નિશાની ગણાય છે.

**લેર:**—ઘેલછાનો ઉપદેશ; સ્મરણ અને વિચાર યોગ્ય ગોઠવાયાં.

**ઓફે:**—આ તમારે માટે [1]વરીઆળીનું ફુલ, અને કોલંબાઇન; તમારે માટે સીતાબનું છે; અને આ કેટલાંક મારા સારૂ છે; આપણે તેને રવીવારોનો દયા–પાલો કહીએ. અરે, [2]સીતાબનું ફુલ તમારે જૂદી રીતે ખોસવું. આ ડેઇઝી[3] ફુલો છે; હું તમને કેટલાંક પાટલ[4] ફુલો આપત; પણ તે સઘળાં મારો બાપ મરી ગયો ત્યારે કરમાઈ ગયાં. કહે છે કે તેનું મોત સારૂં થયું: કારણ કે (ગાય છે):

એન આનંદી મર્દનો બચ્ચો છે એ તો અમારો આનંદ.[5]

**લેર:**—ગમગીની અને કલેશ, વિહ્વળતા અને ખુદ નરકને પણ પોતાની વાણીથી તે સુંદર અને મનોહારી બનાવે છે.

**ઓફ:**—(ગાય છે).

[6]નહિ આવે રે, શું નહિ પાછો તે આવે? ના, ના, મુઉં તે પાછું ન આવે.
અંત બિછાને રે પોતે પડશો તથાપિ–ના, ના, મુઉં તે પાછું ન આવે.

તેની દાઢી બરફ સમ ધોળી રે,
માથે શણીઆ વાળ રૂપેરી રે;
તે તો ઉઠી ગયો છે ચાલી રે.
વૃથા શોક તજો, મુઉં તે પાછું ન આવે;
પ્રભુ તેનો હંસ સંભાળે;[7]
ના, ના; મુઉં તે પાછું ન આવે.

---

૧ Fennels. વરીઆળીનાં ફૂલ અને કોલંબાઇન ફોસલામણી અને અનુપકારનાં ચિહ્ન ગણાય છે તે રાજાને એ આપે છે; સીતાબનું ફુલ (Rue) રાણીને આપે છે. તે ફુલ પશ્ચાતાપની નિશાની છે. રવીવારે દેવળમાં જઇ પ્રાર્થના કરી પાપની ક્ષમા માગવાની હોય છે તેથી રાણીને માટે તે દયા–પાલો કહેવાય. ૨ "ઓફેલિયાનું તાત્પર્ય બેશક એમ છે કે તેને અને રાણીને દીલગીરીનાં ભિન્ન ભિન્ન કારણ છે. ડેટન કહે છે કે એ ફુલનો એક ગુણ વિષયી વિચારોને અંકુશમાં રાખવાનો મનાય છે તેથી રાણીને માટે એ યોગ્ય છે. ૩ ડેઇઝી ફુલો ઢોંગ અને કપટનાં ચિહ્નો લેખાય છે; અને પુરૂષનાં વચનો ઉપર વિશ્વાસ નહિ રાખવાની ચેતવણી આપવા યુવાન કુમારિકાઓને આપવામાં તે વપરાતાં હતાં. (ડેટન) એ ફુલ ઓફેલિયા કોને આપે છે તે જણાતું નથી. રાણીને કે રાજાને બેમાંથી હરકોઇને આપ્યું હોય. (રાઇટ અને કલાર્ક). ૪ Violets: એ ફુલ નિમકહલાલીનું ચિહ્ન ગણાય છે. ૫ 'શેઠ સમાળશા સાધુને સેવે' એ રાગ. ૬ 'મેહેતાજીરે—' એ રાગ. ૭ પ્રભુ તેના આત્માને શાંતિ આપે!

સઘળા ખ્રિસ્તિઓના આત્મા માટે હું પ્રભુની પ્રાર્થના કરૂં છું. પ્રભુ તમારૂં ભલું કરો. ( જાય છે ).

લેર:—જોયું આ ?—અરે પ્રભુ !

રાજા:—લેરતીઝ, તારા શોકમાં મારે તારી સાથે મસલત કરવી જોઇએ, નહિતો વાજબી વાતની તું મને ના કહે છે. માત્ર એક કોરે ચાલ, તારી મરજીમાં આવે તે તારા ડાહ્યામાં ડાહ્યા મિત્રોની પસંદગી કર, અને મારી અને તારી વચમાં રહી સાંભળીને તેઓ ન્યાય આપશે. સીધી કે આડકતરી રીતે તેમાં અમારો હાથ હતો એમ જો તેમનો અભિપ્રાય થાય, તો અમારૂં રાજ્ય, અમારો મુગટ, અમારી જીંદગી અને અમારૂં જે હોય તે સઘળું તેના પ્રાયશ્ચિતમાં અમે તને આપી દઇશું; પણ જો તેવો અભિપ્રાય તેમનો ન થાય તો ધીરજથી અમારૂં સાંભળવાનો સંતોષ રાખ, અને તારા જીવને શાંતિ આપવા તારા જેટલો જ અમે અંતઃકરણપૂર્વક યત્ન કરશું.

લેર:—ભલે એમ હો: તેના મૃત્યુનો પ્રકાર, તેની ખાનગી પાયદસ્ત—તેનાં અસ્થિ ઉપર કોઇ સ્મારક નહિ, તલવાર નહિ; ટોપ, બખ્તર આદિ કાંઇ નહિ; તેના દરજ્જાને યોગ્ય ક્રિયા કે રીતસરનો દમામ નહિ;—આ બધું આકાશથી પૃથ્વી પર્યંત એટલું બધું પોકારી ઉઠે છે કે તે સંબંધી મારે તજવીજ કરવી જ જોઇએ.

રાજા:—અને તે તારે કરવી જ; અને. જ્યાં ગુનો માલમ પડે ત્યાં મોટો[1] કુહાડો ભલે પડે. મેહેરબાની કરીને ચાલ મારી સાથે.

( બધા જાય છે ).

## પ્રવેશ ૬ ઠો:—સ્થળ: કિલ્લામાં એક બીજો ઓરડો.

( હોરેશિયો અને એક ચાકર પ્રવેશ કરે છે ).

હોરે:—મારી સાથે વાત કરવા ઇચ્છા રાખે છે તે કોણ છે ?

ચાકર:—ખલાસીઓ, સાહેબ. તેઓ કહે છે કે તમને આપવાના તેમની કને પત્રો છે.

હોરે:—આવવા દે અંદર. ( ચાકર જાય છે ).

હેમ્લેટ સિવાય પૃથ્વીના કયા ભાગમાંથી મારી કુશળતા પૂછાય તેની મને ખબર પડતી નથી. ( ખલાસીઓ પ્રવેશ કરે છે. )

પ્રથમ ખલાસી:—પ્રભુ તમારૂં કલ્યાણ કરે, સાહેબ.

---

૧ ગુનેગારને દેહાંત કરવાનો કુહાડો. અર્થાત્ જે ગુનેગાર જણાય તેના ઉપર પૂરેપૂરૂં વેર તારે લેવું.

**હોરે:**—તારું પણ કલ્યાણ કરે.

**પ્રથમ ખલાસી:**—તેની કૃપા હશે તો તે પણ થશે, સાહેબ. સાહેબ, આપનો કાગળ છે; ઇંગ્લાંડ જતાં એલચી તરફથી તે આવ્યો છે: મને જણાવવામાં આવ્યું છે તેમ જો આપનું નામ હોરેશિયો હોય તો.

**હોરે:**—( વાંચે છે. ) હોરેશિયો, આ પત્ર વાંચ્યા પછી આ માણસોને રાજાની પાસે પહોંચવાનાં સાધન બતાવજે. તેમની પાસે તેના પત્રો છે. બે દિવસ અમને દરિયામાં ન થયા ત્યાં તો ઘણા જ લશ્કરી સરસામાનવાળું ચાંચીઆનું એક વહાણ અમારી પાછળ પડ્યું. અમારા વહાણનો વેગ ઘણો જ ધીમો હોવાથી અમે પરાણે શૌર્ય ધારણ કર્યું; અને તેની [1]પકડમાં હું તેમના વહાણપર કૂદી પડ્યો; તુરત જ તેઓ અમારા વાહાણથી ખસી ગયા અને તેથી હું એકલો જ તેમનો કેદી થઇ ગયો. દયાળુ ચોરોની માફક તેઓ મારી સાથે વરત્યા છે; પણ પોતે શું કર્યું છે તેની તેમને ખબર હતી. મારે તેમનું કાંઇક ભલું કરવાનું છે. મેં મોકલ્યા છે તે પત્રો રાજાને મળવા દેજે; અને જાણે મૃત્યુથી નાસી છૂટતો હોય તેટલી ત્વરાથી મારી કને આવજે. તારા કાનમાં મારે એવા શબ્દો કહેવાના છે કે જે તને અવાચક કરશે: તથાપિ વાતની [2]નાળ માટે તે ઘણા જ હલકા છે. આ ભલાં માણસો જ્યાં હું છું ત્યાં તને લાવશે. રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન ઇંગ્લાંડના પ્રવાસે જારી રહ્યા છે. તેમના સંબંધમાં મારે તને ઘણું કહેવાનું છે. સલામ. જેને તું તારો જાણે છે તે—હેમ્લેટ.

ચાલો, તમારા આ પત્રોનો રસ્તો હું તમને કરી આપીશ, અને તે જલદીથી; કે જેથી કરીને જેની કનેથી તમે એ લાવ્યા તેની કને જવાનો તમે મને માર્ગ બતાવો. ( જાય છે. )

## પ્રવેશ ૭ મો:—સ્થળ: કિલ્લામાં એક બીજો ઓરડો.

( રાજા અને લેરતીઝ પ્રવેશ કરે છે ).

**રાજા:**—હવે તારા અંત:કરણે મારી નિર્દોષતાની છાપ[3] મારવી જોઇએ; અને તારા હૃદયમાં તારે મને મિત્ર તરીકે રાખવો જોઇએ; કારણકે જેણે તારા પિતાને માર્યો છે તે મારા જીવની પછવાડે પણ લાગ્યો હતો તે વાત તારા કુશળ કાને સાંભળી.

---

૧. લોઢાનાં આંકડા નાખી તે વહાણને અમારા વહાણ સાથે પકડી રાખવાના વખતે. Grapple. ૨ જેમ બંદુકની નાળ તોપના ગોળાને માટે હલકી પડે તેમ જે વાત મારે કહેવાની છે તેને માટે સખતમાં સખત શબ્દો પણ હલકા પડે તેવી છે. ૩. મારી નિર્દોષતા તારે હવે ખાત્રીપૂર્વક માનવી જોઇએ.

લેરઃ—લાગે છે તો ઠીક; પણ જ્યારે તમારી સલામતી, ડાહાપણ અને બીજા બધા વિચારે તમને ખાસ કરીને તેની ઉશ્કેરણી હતી ત્યારે આવાં ગુનાહિત અને સ્વભાવે ભયંકર કામોની સામે તમે પગલાં કેમ ન ભર્યા ?

રાજા—અહો, બે ખાસ કારણોને લઇને; જે તને કદાચ ઘણાં નિર્બળ લાગશે, પણ મારે મન તે ઘણાં સબળ છે. રાણીજી—તેની મા લગભગ તેને જોઇને જ જીવે છે; અને મારે માટે તો—પછી તે મારો સદાચાર હોય કે વ્હોરેલી પીડા હોય પણ—મારી જીંદગી અને આત્મામાં એવી તો ઓતપ્રોત તે થએલી છે કે જેમ કોઈ ગ્રહને પોતાની કક્ષામાં ફર્યા સિવાય છૂટકો નથી તેમ તેનાથી જ ગતિ મેળવ્યા સિવાય મારાથી રહેવાતું નથી. જાહેર ઇનસાફ પ્રતિ મારી પ્રવૃત્તિ શામાટે ન થાય તેનું બીજું કારણ એ છે કે લોકોનો ચાહ તેના ઉપર ઘણો છે, જેથી લોકો પોતાના પ્રેમમાં એના દોષોને ઝબોળીને, જેમ ઝરો [1]લાકડાનું રૂપાંતર પથરામાં કરી નાખે છે તેમ તેની બેડીઓને આભૂષણ માનત; જેથી કરીને એવા મોટા પવનની સામે હલકાં બની મારાં તીર મારાં ધનુષ્યે જ પાછાં આવત, અને જ્યાં હું તાકત ત્યાં ન પહોંચત.

લેરઃ—અને એમ મારો ઉત્તમ પિતા મેં ખોયો; મારી બ્હેન કે જેની લાયકાત-તે હતી તેની પ્રશંસા કરીએ તો-આખા જમાનાના[2] પર્વત ઉપર ઉભી રહી પોતાની ભિન્ન ભિન્ન પ્રશંસા કરતી હતી તે મારી બ્હેન આશાહીન દશામાં ઉથલાઇ પડી છેઃ પણ તેનું વેર હું લઇશ.

રાજા—પણ તેને માટે તારી નિદ્રામાં ભંગ ન પાડ; એમ ન ધાર કે અમને એવા સુસ્ત અને મંદ સત્વના બનાવેલા છે કે જોખમ અમારી દાઢીમાં આવીને અથડાય તો પણ તેને માત્ર અમે ગમત માનીએ. થોડા જ વખતમાં તમે વિશેષ સાંભળશોઃ તારા પિતાને હું ચાહતો હતો, અને અમને અમારા પર પ્રીતિ છે. અને હું આશા રાખું છું કે તમને સમજતાં શીખવશે કે—

(જાસુસ પ્રવેશ કરે છે.)

કાં, કેમ! શા ખબર છે ?

૧ જો એને બેડીઓ ઘાલવામાં આવત તો પોતાના પક્ષપાતને લીધે લોકોને એના ઉપર વધારે દયા આવત. જોન્સન કહે છે કે 'ઝરો જેમ હલકી ધાતુનું રૂપાંતર સુવર્ણમાં કરી નાખે છે તેમ' એમ જો કહ્યું હોત તો ઉપમા વધારે ઉચિત થાત. ૨ પર્વત ઉપરથી બોલતાં વધારે લોકો સાંભળી શકે. અર્થાત્ એનામાં એટલા બધા ભિન્ન ભિન્ન પ્રશંસનીય ગુણો હતા કે જગતમાં તેની જોડી મળવી દુર્લભ જ.

**જાસુસઃ**—હેમ્લેટના પત્રો, મહારાજઃ આ આપ નામદારનો, આ રાણી સાહેબનો.

**રાજા**—હેમ્લેટના ! કોણ લાવ્યું ?

**જાસુસઃ**—ખલાસીઓ, મહારાજ; એમ કહે છે; મેં તેમને નથી જોયા. ક્લૉડિઓએ તે મને આપ્યા; અને તેને લાવનારે આપ્યા.

**રાજા**—લેરતીઝ, તું પણ તે સાંભળશે. જા. (જાસુસ જાય છે.)

(વાંચે છે): "મહાન અને પ્રતાપવંતા, આપના રાજ્યમાં મને નગ્ન મૂકવામાં આવ્યો છે તે આપ જાણશો. કાલે આપના રાજ–તેજોમયી ચક્ષુ સમક્ષ દૃષ્ટ થવાની હું પરવાનગી વિનવીશ; જે વખતે, તે બાબતમાં પ્રથમ આપની ક્ષમા યાચીને, મારા એકાએક અને વિશેષ વિચિત્ર પુનરાગમનનો પ્રસંગ હું વર્ણવીશ. હેમ્લેટ."

આનો અર્થ શો ? બીજાય બધા પાછા આવ્યા છે ? કે તેમાં કાંઇ છળ છે અને કાંઇ વાત જ નથી ?

**લેરઃ**—આપ અક્ષર ઓળખો છો ?

**રાજા**—તે તો હેમ્લેટના છે. 'નગ્ન'! અને આ તાજે કલમમાં તે લખે છે કે 'એકલો.' તમારી સલાહ કાંઈ?

**લેરઃ**—મહારાજ, મને તો તેમાં કાંઇ સમજણ પડતી નથી. પણ તે ભલે આવેઃ 'આ પ્રમાણે તેં કર્યું' એમ તેને મોઢામોઢ કહેવા હું જીવતો છું એ વિચારથી મારા હૃદયની ખુદ બીમારી ઉનવાય છે.

**રાજા**—લેરતીઝ, જો એમ જ હોય તો–કારણ કે એમ[1] કેમ હોઇ શકે ? બીજું કેમ હોઇ શકે ?–હું કહું તેમ કરીશ ?

**લેરઃ**—હા, મહારાજ, પણ તેની સાથે શાંતિ રાખવાનું ન કહો તો.

**રાજા**—તારી પોતાની શાંતિ અર્થે તે છેઃ જો તે આ સફરથી ભડકીને પાછો આવ્યો છે અને તે ફરીને કરવાનો તેનો વિચાર નથી, તો મારા મગજમાં હાલ એક યોજના રચાઇ છે તે પ્રમાણે, તેને એક શૌર્યના કામમાં હું પ્રેરી શકીશ, કે જેથી તેનો પાત જ થાય; અને તેના મૃત્યુ પરત્વે કોઇ ઉપર દોષ ચડવાનો પવન જ વાઇ શકે નહિ. તેની મા પણ તે યોજનાને નિર્દોષ કહી તેને દૈવયોગ કહેશે.

---

૧ 'મારી આવી યોજના છતાં તે પાછો કેમ આવ્યો તે સમજાતું નથી; અને છતાં તે પાછો આવ્યો છે એ આ પત્રથી સ્પષ્ટ છે; તેથી તે પણ કેમ ન બને એ પણ સમજાતું નથી' (ડેટન). રાઇટ અને કલાર્ક કહે છે. 'કદાચ પ્રથમ વાકય હેમ્લેટના પાછા આવવાના સંબંધમાં છે અને બીજું વાકય લેરતીઝની લાગણીઓના સંબંધમાં છે.' પરંતુ રાજાના મનનો ગોટાળો સ્પષ્ટ છે.

**લેરઃ**—મહારાજ, તમે કહેશો તે કરીશ; તેમાં શસ્ત્ર હું થાઉં એવી યોજના કરી શકો તો તો ઘણી ખુશીથી કરીશ.

**રાજા**—એ પણ ઠીક છે. તારી બહારની મુસાફરી પછી તારા એક ગુણની પ્રશંસા લોકો બહુ કરતા અને તે હેમ્લેટના સાંભળતાં. તારા બધા ગુણોમાં આ ગુણથી એને અત્યંત ઇર્ષ્યા આવતી, અને મારા અભિપ્રાયમાં તો, સૌથી ઓછામાં ઓછી ગણનાને પાત્ર તે હતો.

**લેરઃ**—તે કયો ગુણ, મહારાજ ?

**રાજા**—તે ગુણ યુવાનીઆઓની ટોપીમાં માત્ર શોભાકારી ઘરેણું જ છે, છતાં ઘણો જરૂરનો છે; કારણ કે તંદુરસ્તી અને ગાંભીર્યના આશયે પાકટ અવસ્થાએ પેહેરેલાં ગરમ અને સાદાં કપડાં જેટલાં વૃદ્ધને શોભે છે તેના કરતાં, આછકલો અને બેપરવાઇથી જુવાનીમાં પહેરાતો પોશાક જુવાનીઆને કાંઈ ઓછો શોભતો નથી. અહીં નોરમંડીનો એક ગૃહસ્થ આવ્યો હતો તેને બે મહીના થયાઃ મેં ફ્રેંચોને જોયા છે અને તેમની સામે લડયો છુંઃ અને તેઓ ઘોડાની સવારીમાં ચતુર હોય છે; પણ આ બહાદુરની તો તેમાં જાદુગરી જઃ જાણે પોતાની બેઠકમાં જ ઉગ્યો હોય તેમ, એવી અદ્‌ભુત કસરતો તે પોતાના ઘોડાને કરાવતો કે કેમ જાણે તે સુંદર જાનવરની સાથે શરીરમાં અને સ્વભાવમાં તે એકાકાર હોયઃ અને મારી કલ્પનાની આગળ એ એટલો ચાલતો કે તેની કરી બતાવવાની શક્તિને ખેલ અને કસરતની મારી કલ્પનાઓ ઓછી પડવા લાગતી.

**લેરઃ**—તે નોરમન હતો ?

**રાજાઃ**—નોરમન.

**લેરઃ**—ત્યારે તો તે લેમંડ, મારા જીવનના સમ.

**રાજાઃ**—એ જ.

**લેરઃ**—હું તેને સારી રીતે ઓળખું છુંઃ આખી પ્રજાનો તે હીરો અને મુકુટ-મણી છે.

**રાજાઃ**—તારી હુશીઆરી એણે પણ કબુલ કરી હતી; અને બચાવની તારી કળા અને મહાવરાનાં, અને ખાસ કરીને તલવારની તારી પટાબાજીનાં, સરસ વખાણ કરીને એ બોલી ઉઠતો કે જો તારી જોડ મળી આવે તો તે જોવાની ખરેખરી મજા આવેઃ જો તું સામો આવે તો તેની પ્રજાના પટાબાજોમાં હુમલો,[1] સંભાળ અને ચક્ષુઓ રહેતાં નહિ એમ એ સોગન ખાઇને

---

**૧ હુમલો** કરવાની શક્તિ. **સંભાળ**=પ્રતિપક્ષીના પ્રહારથી છટકવાની ચતુરાઇ. **ચક્ષુઓ**=હુમલો કરવામાં અને પોતાનું રક્ષણ કરવામાં ચક્ષુઓનું જે ચાંચલ્ય રાખવું પડે છે તે.

કહેતો. સાહેબ, એનાં આવાં વખાણથી હેમ્લેટને ઈર્ષ્યાનું ઝેર એટલું બધું આવતું કે તેની સાથે તમે પટાબાજી ખેલો એટલા માટે તમે એકદમ અહીં આવો એટલું જ ઇચ્છીને માગવા ઉપરાંત તે કાંઇ કરી શકતો નહિ. હવે, આમાંથી—

લેરઃ—શું આમાંથી, મહારાજ !

રાજાઃ—લેરતીઝ, તારો પિતા તને વહાલો હતો ? કે શોકની પ્રતિમા જેવો, હૃદયવિનાનું મુખ જ તું છે ?

લેરઃ—એ કેમ પૂછવું પડ્યું ?

રાજાઃ—નહિ કે તારા પિતા ઉપર તારી પ્રીતિ નહોતી એમ હું ધારૂંછું; પણ એટલા માટે કે સ્નેહ કાળે કરીને શરૂ થાય છે એમ હું જાણુંછું; અને તેની સાબીતિના સંજોગોથી હું જાણુંછું કે પ્રેમના તણખા અને અગ્નિને કાળ ઓછા કરે છે. પ્રેમની જ્યોતિમાં જ એક જાતની વાટ અને મોગરો રહેલાં હોય છે કે જે તેને ઓછી કરીનાખે છે. વળી કોઇ વસ્તુ સરખી રીતે સારી હમેશાં રહેતી નથી, કારણકે સારાપણું, અતિશય વધી પડતાં, પોતાની સાતિશયતામાં જ મરી જાય છે: જે કરવું હોય તે કરવાની ઇચ્છા દરમ્યાન જ આપણે તે કરી લેવું જોઇએ; કારણકે આ ‘ કરવાની ઇચ્છા ’ બદલાઇ જાય છે અને જેટલી જીભ છે, જેટલા હાથ છે, જેટલા અકસ્માત છે તેટલામાં તેની ઘટ અને વિઘ્નના પ્રસંગો હોય છે; અને ત્યારે ‘ આ કરવું જોઇએ ’ હૃદયને [1]હલકું કરીને ઇજા કરતા ઉડાઉ નિઃશ્વાસ જેવું છે. પણ [2]ગુમડાને તેના સચેત ભાગે ભોંકવા—હેમ્લેટ પાછો આવે છે. તારા પિતાનો તું પુત્ર છે એમ બોલવા કરતાં કાર્યથી તે સિદ્ધ કરી બતાવવા તું શું કરવાની હામ બીડીશ ?

લેરઃ—દેવળમાં તેનું કણું કાપવાની.

રાજાઃ—ખરેખર, ખૂનને પવિત્ર કરે એવી કોઇ જગ્યા ન જોઇએ; વેરને કોઈ સીમાડા ન હોવા જોઈએ. પણ, ભાઈ લેરતીઝ, આટલું કરીશ ? તારા ઘરના ઓરડામાં હમણાં તું રહીશ ? તું ઘેર આવ્યો છે તેની

---

૧. પ્રાચીન માન્યતા એવી હતી કે નિસાસો નાખતાં હૃદયનાં લોહીનાં ટીપાં ખેંચાય છે. તાત્પર્ય એમ છે કે કોઈ પણ કામ કરવાની ઈચ્છા તાજી હોય તેટલામાં તે કરી નાંખીએ તો થઈ જાય છે, નહિતો તેમાં ઘણાં વિઘ્નોનો સંભવ રહે છે. અને વિઘ્નો આવતાં કામ ન થઇ શક્યું તો ફરજ બજાવતાં ચૂક્યા એવા ;વિચારથી નૈતિક સ્વભાવને ધક્કો લાગે છે, નકામા નિશ્વાસથી જેમ શારીરિક પ્રકૃતિને નાહક નુકસાન થાય છે તેમ. ૨. અર્થાત્, મુદ્દાની વાત ટુંકામાં કરતાં.

ખબર હેમ્લેટને અવશ્ય પડશે. તારી શ્રેષ્ઠતાનાં વખાણ કરે અને તે ફ્રેંચ માણસે વખાણેલી તારી કીર્તિને બેવડા વારનીશનો હાથ મારે એવાં માણસની વ્યવસ્થા અમે કરશું. છેવટે તમને ભેગા કરશું, અને તમારા ઉપર હોડ કરશું. બેફિકર, બહુ ઉદાર અને સઘળા પ્રપંચથી સ્વભાવે મુક્ત હોવાને લીધે, પટ્ટા ખેલવાની તલવારોનું બરાબર અવલોકન તે કરશે નહિ; તેથી કરીને, સેહેલાઇથી અથવા જરી હેરફેર કરીને, અણીદાર તલવાર તારે લઈ લેવી, અને રમતાં રમતાં તારા પિતાનો બદલો એને આપજે.

લેર:—એમ જ કરીશ; અને તે અર્થે, મારી તલવારને હું ઝેર ચોપડીશ. એક લેભાગુ હકીમ પાસેથી એવું તીવ્ર તેલ મેં ખરીદ્યું છે કે તેમાં કોઇ છરી માત્ર બોળીને તેનાથી જો કોઇને માત્ર છરકો કરવામાં આવે, તો જ્યાં તે લોહી કાઢે છે તે જગાએ ચંદ્રની નીચેથી ગમે તેવાં ગુણકારી ઔષધોને ભેગાં કરી ચોપડવામાં આવે, તો પણ તે મોતથી બચી શકે નહિ; આ તીવ્ર વિષ મારી તલવારની અણીને હું સેહેજ જ લગાડીશ કે જેથી કરીને જરીક ઘસાતાં પણ તેનું મોત જ થાય.

રાજા:—હજી આમાં વધારે વિચાર આપણે કરીએ; વખત અને સાધન બન્નેની કઈ સગવડતા આપણી આ કૃતિને યોગ્ય લાગશે તેનો બરાબર ખ્યાલ કરીએ. જો આ નિષ્ફળ થાય અને અણઘડ રીતે કરતાં આપણી યુક્તિ ફળાઇ જાય, તો તો તેનો પ્રયત્ન જ ન કરવો તે વધારે સારૂં. માટે જો આ યુક્તિ નીવડી આવતા આવતામાં ભાંગીને ભૂકેભૂકા થઇ જાય તો તે વખતે કામમાં આવી જાય એવી કોઈ બીજી યુક્તિ ટેકામાં તૈયાર રાખવી જોઇએ. સબુર ! જોઉં: તમારી ચતુરાઇ ઉપર અમે ગંભીર હોડ કરશું; હાં, ઠીક. પટ્ટાબાજી ખેલતાં તમે ગરમ અને તરસ્યા થઇ જાઓ—જે ઉદ્દેશે તમારાં ચલનવલન ઘણાં જોસદાર તારે કરાવવાં—અને જ્યારે તે પીવાનું માગશે, ત્યારે તે પ્રસંગને માટે તેને આપવા હું પ્યાલો તૈયાર રખાવીશ, કે જે માત્ર તેના હોઠે અડકતાં, જો તારી ઝેરી ભોંકણીથી એ કદાચ બચવા પામે, તો આપણો ઉદ્દેશ આમાં પાર પડે. (રાણી પ્રવેશ કરે છે.)

કાં, કેમ છે, મીઠી રાણી ?

રાણી—દુ:ખો એટલી ત્વરાથી એક બીજાની પછવાડે આવે છે કે એકને પગલે જ બીજું ચાલ્યું આવે છે: લેરતીઝ, તમારી બેન ડૂબી મૂઈ.

લેર:— ડૂબી ગઇ ! અરે, કયાં ?

રાણી—નદીને કિનારે ઝઝુમતું એક [1]વિલોનું ઝાડ છે, જેનાં રૂપેરી પાંદડાં નીચે નિર્મળ પાણીમાં દેખાય છે. ત્યાં કાક ફુલ, કવચ ફુલ, ડેઇઝી

---

1 Willow tree.

અને લાંબા આસમાની ફુલની અવનવી માળાઓ લઇ તે ત્યાં આવી; ત્યાં પાણી ઉપર ઝઝુમતી ડાળીઓમાં પોતાની પુષ્પમાળાઓ લટકાવવા તે ચડતી હતી, તેમાં એક અદેખી નાની ડાળ ભાંગી; તુરત જ ફુલપાલાનાં તેનાં સ્મારકો અને એ પોતે નીચે રડતી નદીમાં પડયાં. એનાં કપડાં પહોળાં થઇ પથરાઇ ગયાં, અને મત્સ્ય-કન્યાની પેઠે થોડો વખત તેમણે તેને ઉપર ઉંચકી રાખી; અને કેમ જાણે કે પોતાના સંકટનું એને ભાન ન હોય, અથવા તો તે તત્ત્વમાં રહેવાને સર્જિત હોય એવા જળચર પ્રાણીની પેઠે નચિંત રહી, જૂના ગીતના ટૂકડા તે વખતે એ ગાતી હતી. પરંતુ લાંબો વખત તે ટકયું નહિ; પાણીમાં પલળતાં તેનાં કપડાં ભારે થતાં ગયાં, અને ગરીબ બિચારીને તેના સંગીતમય ગાણામાંથી નીચે ડોળા મૃત્યુમાં ખેંચી ગયાં.[1]

**લેરઃ**—અફસોસ, ત્યારે તે ડૂબી ગઇ ?

**રાણી**—ડૂબી ગઈ, ડૂબી ગઈ.

**લેરઃ**—ગરીબ ઓફેલિયા, તારા નસીબમાં પાણી તો ખુબ લખાયું હતું, તેથી મારાં આંસુ હું ખાળી રાખીશઃ પણ છતાં તે આપણો સ્વભાવ છે; શરમને બોલવું હોય તેમ બોલો, પણ કુદરત પોતાનો રિવાજ પાળે છેઃ આ જ્યારે જશે, ત્યારે સ્ત્રી ખસશે. સલામ, મહારાજ; મારી પાસે ભાષણની જ્વાળા છે તે ભડભડીને સળગી ઉઠત, પણ આ મૂર્ખાઇ તેને ઠારી નાખે છે.

(જાય છે.)

**રાજા**—ચાલ વાંસે, જરટ્રુડ; તેનો ગુસ્સો શાંત કરવા મારે કેટલું બધું કરવું પડયું હતું! હવે મને ધાસ્તી લાગે છે કે તે ફરીને ફાટી નીકળશે. માટે, ચાલો પાછળ. (જાય છે).

---

## અંક ૫ મોઃ

### પ્રવેશ ૧ લોઃ સ્થળઃ કબ્રસ્તાન.

(બે ગામડીઆ કોદાળી લઇ પ્રવેશ કરે છે.)

**પેલો ગાઃ**—જાણી જોઇને જે પોતાની ઉધોગતિ ગોતે છે તેને ધરમની ધોરે દાટવી છે ?

૧ રાઇટ અને કલાર્ક કહે છેઃ "રાણીનું આ ભાષણ બેશક કવિના નામને અનુચિત અને પ્રસંગને અયોગ્ય છે. આવા કારૂણિક પ્રસંગે પુષ્પોને ગણાવવાં એ કેવળ અનુચિત છે. ઉપરાંત, ઓફેલિયાનું મરણ કોઇએ જોયું નહોતું, નહિ તો જોનાર તેને બચાવી લેત." પરંતુ કવિની કવિતામાં હૃદયને આકર્ષવાની જે શક્તિ રહેલી હોય છે તેને અવલંબી, આ વાત પરત્વે પોતાનો નિર્ણય કરવા વાંચનારને ભાગે રાખવો જ ઈએ છે.

**બીજો** ગા:—હું કઉં છું કે એને એમ દાટવી છે. માટે પાધરો દોર ઘોર કર. પંચ એના ઉપર બેઠું’તું અને એને ધરમનું દાટણું ઠરાવ્યું છે.

**પેલો** ગા:—પણ પોતાના બચાવમાં પંડે બુડી મુઆ સિવાય, ઇમ-ક્યમ થાય?

**બીજો** ગા:—વળી એમ જ ઠર્યું છે તો.

**પેલો** ગા:—તો ઇ ‘ [1]ભક્ષણુરથે ’ હોવું જોઇએ. નકર ઇમ નો થાય: કારણકે મુદ્દાની વાત આ છે: જો હું જાણી જોઇને બુડી મરૂં તો તેમાં કારજ થાય છે: કારજની ત્રણ ડાળું છે: વરતવું, કરવું અને બજાવવું. તસ્યાત્ જાણી જોઇને પોતે બુડી મૂઇ.

**બીજો** ગા:—ના, પણ સાંભળ તો ખરો, ભાઇશાબ ખોદણીઆ.

**પેલો** ગા:—મને રજા દો. આ અહીં પાણી છે; વારૂ: આ અહીં માણહ ઉભો છે; વારૂ: જો માણહ પાંણી પાંહે જાય, અને પોતાના પંડને બુડાડી દે, તો પછી તેની મરજી કે નો મરજી, પણ ઇ જાય છે. બરાબર હમજજે: પણ જો પાણી તેની પાંહે જાય અને તેને બુડાડી દે, તો ઇ પોતાને બુડાડતો નથી. તસ્યાત્, જે ખુદ પોતાના મોતનો ગુનેગાર નથી તે પોતાનું આયખું ટૂંકું કરતો નથી.

**બીજો** ગા:—પણ આ કાયદો છે?

**પેલો** ગા:—હા, હા, મારાના હમ, છે જ: પંચનો હોધન કાયદો.

**બીજો** ગા:—ત્યારે હાચું કહું? જો આ મોટા ઘરનું માણહ ન હોત તો ઇને ધરમની બા’રનું દફણું થાત.

**પેલો** ગા:—હાં હવે તું હાચું બોલ્યો; અને આપણા બીજા ધરમ-ભાઇઓ કરતાં મોટા લોકોને બુડી મરવાનો અને ગળે ફાંહો ખાવાનો વધારે આશરો દેવાય છે એ બહુ દલગીરીની વાત છે. હાલ, મારી કોદાળી; માળીઓ, ખાઇ ખોદનારાઓ, અને ઘોર-ખોદા વના ઠેઠથી હાલ્યા આવતા કોઇ મોટા લોક જ નથી: આદમનો ધંધો તે કર્યા કરે છે.

**બીજો** ગા:—ઇ મોટો માણહ હતો કે?

**પેલો** ગા:—શસતર રાખવામાં ઇ જ પે’લો હતો.

**બીજો** ગા:—અરે, જા, એની પાસે શસતર જ કે’દી હતાં?

**પેલો** ગા:—કેમરે અલ્યા, કાફર છે કે શું? હાહતર કેવી રીતે હમજે

૧ હુશીઆર ગામડીઓ પાંડિત્ય બતાવે છે; અને અધોગતિને બદલે ઉધ્વગતિ વાપરતાં ઉધોગતિ બોલે છે. ૨ અહીં પણ ‘ રક્ષણાર્થે ’ ને બદલે ‘ ભક્ષણુરથે ’ બોલે છે.

છે ?–'આદમે ખોદ્યું.' શસતર વિના ખોદાય ? બીજો પરશન તને પૂછું છું: જો બરોબર જવાપ નઈ આપ, તો કબુલ કર કે તું—

**બીજો**:—હાલ, હાલ.

**પેલો** ગા:—કડીઆ, વા'ણનો બાંધનાર, અથવા તો સુતાર કરતાંય વધારે મજબુત બાંધે તે કોણ ?

**બીજો** ગા:—ફાંશીના લાકડાંનો બાંધનાર; કેમકે તે માચડો હજાર ભાડાતી કરતાં પણ વધારે જીવે છે.

**પેલો** ગા:—તારી અક્કલ મને ઠીક ગમે છે, હાચે જ; ફાંશી ઠીક કરે છે; પણ કેમ ઠીક કરે છે ? જે ખરાબ કરે તેને ઠીક કરે છે. હવે દેવળથી ફાંશી વધારે મજબુત બંધાય છે એમ કહેવામાં તું ઠીક કરે છે. તસ્યાત્, ફાંશી તને ઠીક પડે. ચાલ, વચાર કરીને ફરી બોલ.

**બીજો** ગા:—કડીઆ, વા'ણ બાંધનાર કે સુતાર કરતાં કોણ વધારે મજબુત બાંધે છે ?

**પેલો** ગા:—હા, કહે તે; અને છોડ સાંતી.[1]

**બીજો** ગા:—માતાના હમ, તે તો હું કહી હકું.

**પેલો** ગા:—કે' ત્યારે.

**બીજો** ગા:—મારી આશાના હમ, હું નથી કહી હકતો.

( હેમ્લેટ અને હોરેશિયો, દૂર પ્રવેશ કરે છે. )

**પેલો** ગા:—તેમાં તારૂં માથું હવે ફોડીશ નહિ, કેમકે તારો ગળીઓ ગધાડો પીટયાથી ઝટ હાલવાનો નથી; અને જ્યારે ફરીને કોઇ તને આ પરશન પૂછે ત્યારે કે'જે કે 'ઘોર કરનાર'. જે ઘર એ બાંધે છે તે કામતના દી સુધી હાલે છે. જા, [2]યોધનની પાસે જા અને મારા સારૂ દારૂનો પ્યાલો લઇ આવ.

( ગાય છે અને ખોદે છે ).

( બીજો ગામડીઓ જાય છે. )

રે કે જ્યારે જવાનીમાં ઇશકથી ઘેલો થયો;
મેં તો જાણ્યું બહુ મીઠું–બીજું ભૂલી ગયો—રે કે.
અરે મારા સારા માટ કાળને ગમાવવા[3]

---

૧ અર્થાત્, કામેથી ઉતર. ૨ યોધન નામનો પીઠામાં દારૂ વેચનાર કોઈ હશે એમ ધારવામાં આવે છે. ૩. ટીકાકારો કહે છે કે આ લીટીમાં અર્થ નથી. મેહેનતના કામમાં આવાથી સરળતા આવે છે એ અર્થ અત્ર ઉતાર્યો છે. આ ત્રણ ટુંકો શેકસપીઅરે પ્રચલિત લોક–ગીત ઉપરથી લીધી છે. તેમાં એકંદર અર્થ આમ છે: 'જુવાનીમાં જે મીઠું લાગ્યું તેના પર મેં પ્રીતિ કરી તેથી મને તિરસ્કાર આવે

અરે મને લાગ્યું કે ન જોઇએ તે તો ભાવવા.

**હેમ્લેટ:**—આ માણસને તે પોતાના ધંધાનો કાંઇ છોહ નહિ હોય કે આમ ઘોર ખોદતાં પણ તે ગાય છે ? !

**હોરે:**—લાંબા પરિચયને લીધે એનો છોહ જતો રહ્યો છે.

**હેમ્લેટ:**—એમ જ છે; કામ વિનાના હાથમાં કોમળ લાગણી વધારે હોય છે.

**પેલો ગા:**—(ગાય છે). પણ ઘડપણે ચોરી છુપીથી આવીને
જકડી લીધો પંજામાં મને ફસાવીને.
અરે મને કાંઠે ઉતારી નાખ્યો આ ઘડી
જાણે કદિ બાંધી નો'તી જવાનીની પાઘડી.

(ખોપરી ફેંકે છે.)

**હેમ્લેટ:**—એ ખોપરીમાં જીભ હતી અને એક વખત ગાઇ શકતી. પ્રથમ ખૂન જેણે કર્યું હતું એવા કેઇનના જડબાનું હાડકું જાણે હોય તેમ આ ગમાર એને જમીનપર કેવો ફેંકી દે છે ! કદાચ કોઇ રાજ-પ્રપંચીનું એ તાલકું હોય, જેને આ ગદ્ધો અત્યારે પહોંચી જાય છે—જે પ્રપંચી કદાચ પ્રભુને પણ સીસામાં ઉતારે, ખરૂં કે નહિ ?

**હોરે:**—કદાચ ઉતારે, મહારાજ.

**હેમ્લેટ**—અથવા તો કોઇ હજુરીઆની હોય, જે કહેતો કે "સલામ, પ્રિય સાહેબ ! કેમ છો, સાહેબ ?" આ કોઇ ફલાણા ભાઇ સાહેબ હોય કે જેણે ફલાણા ભાઇ સાહેબનો ઘોડો કે જે માગવાની તેની ઇચ્છા હતી તેનાં વખાણ કર્યાં હોય, ખરૂં કે નહિ. ?

**હોરે:**—હોય, મહારાજ.

**હેમ્લેટ:**—એમ જ, એમ જ. અને હવે તે ખોપરી, ડાચાં વિનાની અને ઘોરખોદાની કોદાળી તાલકામાં વાગતાં આમ તેમ અફળાતી, આપણા કીડાંરાણીની થઇ. જો આપણને સમજાય તો આ ઘટમાળ મજેની છે! આ હાડકાંના ઉછેરમાં નાની લાકડીઓથી રમાવા જેટલી જ કિંમત હતી ? તે વિચારતાં મને બહુ દુઃખ થાય છે.

---

છે. મારા શ્રેય માટે વખત જોઇએ છીએ, તેથી તેઓ યોગ્ય નથી. કારણકે છુપાં પગલાંથી ચાલ્યા આવતા ઘડપણે પોતાના પંજામાં મને પકડી લીધો છે, અને જુવાનીનું જીવન જાણે કાંઈ હોય જ નહિ તેમ તેને એ કૂદી ગયું છે. માટીનું ઘર બનાવવા માટે કોદાળી અને પાવડો, અને તેમાં કફન વસ્ત્ર; એવા મેમાન માટે એ જ યોગ્ય છે.'

પેલો ગાઃ—( ગાય છે ). રે કે પાવડો ને કોદાળી હાથમાં લઈ;
વધારામાં વસ્ત્ર કફનનું તેને દઈ.
અરે એક માટીનો ખાડો બનાવો ઝટ ઝટે,
અરે એવા મે'માનને તો તે ઘટે.
( એક બીજી ખોપરી ફેંકે છે. )

હેમ્લેટઃ—એ વળી બીજીઃ કોઇ વકીલની ખોપરી એ કેમ ન હોય ? તેના જોગ–પારસાત, લખાણમાં તેના સૂક્ષ્મ ભેદ, તેના કેસ, તેના ભોગવટા અને તેના છળભેદ હવે ક્યાં હશે ? પોતાનું માથું આ જંગલી ગમારને તેના કચરાવાળા પાવડાથી આમ તેમ અફળાવા એ શામાટે દે છે અને પોતાના ઉપર ગેરકાયદે હુમલો કરવા બાબત તેના ઉપર ફરિયાદ માંડવાનું એ કેમ બોલતો નથી ? હાં ! આ માણસ પોતાના વખતમાં કદાચ લેખ, ખરખરા-જાતની ચોકસી અને બેવડી શાખ કરાવેલા દસ્તાવેજોસહીત જમીનનો મોટો ખરીદનાર હોય ! તેની ઝીણવટવાળી ખોપરીમાં ઝીણો ગંદવાડ ભરાય—આ જ આખરે તેના દંડોનો દંડ અને જપ્તીની જપ્તી ?! તેની પહોંચો, અને તે પણ દુપટ, લેખના દુપટોની લંબાઇપહોળાઇથી વિશેષ પહોંચ આપશે નહિ ? તેની જમીનોનાં વેચાણખત પણ આ [1]પેટીમાં ભાગ્યે જ પથરાઇ રહેશે ! અને અહો, તેના માલિકની પણ એ જ દશા ?

હોરેઃ—એ જ, વિશેષ એક રજ પણ નહિ, મહારાજ;

હેમલેટઃ—ચર્મ–પત્ર બકરાની ચામડીનું બનતું નથી ?

હોરેઃ—હા, મહારાજ; અને વાછડાની ચામડીનું પણ થાય છે.

હેમ્લેટઃ—એમાં અભય શોધનારા બકરાં અને વાછડા છે. આ માણસની સાથે હું વાત કરીશ. અલ્યા, આ કોની કબર છે ?

પેલો ગાઃ—મારી, શા'બ.

( ગાય છે ) અરે એક માટીનો ખાડો બનાવો ઝટ ઝટે,
અરે એવા મે'માનને તો તે ઘટે.

હેમ્લેટઃ—મને પણ લાગે છે કે એ તારી જ છે, કારણકે તેમાં તારો વાસ છે.

પેલો ગાઃ—શા'બ, તમારી વાશ તેની બહાર છે, અને એટલા માટે એ તમારી નથી. અને મારે તો, મારી વાશ તેમાં નથી અને છતાં તે મારી છે.

હેમ્લેટ—તારો તેમાં વાસ છે, તેમાં તું છે અને કહે છે કે તે તારી

---

૧. કફન.

છે: તે મુએલાંને માટે છે, જીવતાંને માટે નથી; એટલા માટે તારી [1]વાશ આવે છે.

**પેલો ગા:**—તે જીવતી વાશ છે; મારી પાસેથી પાછી તમારી કને આવશે.

**હેમ્લેટ:**—કયા પુરૂષને માટે તું એ ખોદે છે ?

**પેલો ગા:**—પુરૂષને માટે નથી, શા’બ.

**હેમ્લેટ:**—ત્યારે કઇ સ્ત્રીને માટે ?

**પેલો ગા:**—અસ્ત્રીને માટે પણ નથી.

**હેમ્લેટ:**—તેમાં કોને દફનાવવાનું છે ?

**પેલો ગા:**—જે અસ્ત્રી હતી તેને, શા’બ; પણ તેનો આત્મા શાંતિ પામો; તે મરી ગઇ છે.

**હેમ્લેટ:**—લુચ્ચો કેવો ઝીણો છે ? આપણે સંભાળ રાખીને બોલવું પડશે, નહિતો વક્રોક્તિ આપણને મારી નાખશે. પ્રભુના સમ, હોરેશિયો, ઘણા વખતથી આ વાત મારા ધ્યાનમાં આવી છે: જમાનો એવો ચકોર થયો છે કે ગામડીઆના[2] પગનો અંગુઠો હજુરીઆની એડી નજીક એટલો આવે છે કે એની ત્વચા ગરમીને છોલી એ દુ:ખવે છે. તું કયારથી આ ધંધો કરે છે ?

**પેલો ગા:**—વરહના જે દિવસે પરલોકવાશી મા’રાજ હેમ્લેટે ફોર· ટિનબ્રાહને જીત્યો તે જ દિવસે આ ધંધો મેં કરવા માંડયો.

**હેમ્લેટ:**—તેને કેટલું થયું ?

**પેલો ગા·**—એટલુંય નથી જાણતા ? કોઇ મુરખોય તે કહી હકે. નાનો હેમ્લેટ જે દી જનમ્યો તે જ એ દી: જે ગાંડા થઇ ગયા છે અને ઇંગ્લાંડ મોકલાવ્યા છે તે.

**હેમ્લેટ:**—હા, પણ તેને શા માટે ઇંગ્લાંડ મોકલવામાં આવ્યો હતો ?

**પેલો ગા:**—કાં, એ ગાંડો થઇ ગયો હતો તેથી; ત્યાં તેની સુદ્ધી પાછી ઠેકાણે આવશે; અને ન આવે, તો ત્યાં તેનું કાંઇ નહિ.

**હેમ્લેટ:**—કારણ ?

**પેલો ગા:**—ત્યાં એને કોઇ ગાંડો નહિ ગણે; ત્યાંના માણહો એના જેવાં જ ગાંડાં છે.

---

૧. મૂળમાં ‘ Lie ’ શબ્દ છે; અને તેમાં શ્લેષ છે. અન્ય ભાષામાં આવા શ્લેષ ઉતારવા દુષ્કર છે. તેનો પ્રયાસ માત્ર અહીં કર્યો છે. ૨ ગામડીઆ લોકો પણ બોલવા ચાલવામાં એવા હુશીઆર થઈ ગયા છે કે મગરૂર દરબારી લોકોને તેથી દુ:ખ લાગે છે. રાઈટ અને કલાર્ક કહે છે કે ચાંચવાળા જોડા પેહેરવાનો એક વખત રિવાજ હતો તેનું ગાર્ભિત સૂચન પણ અહીં કદાચ હોય.

હેમ્લેટઃ—તે કેમ ગાંડો થઇ ગયો ?

પેલો ગાઃ—કે' છે કે ઘણો વચીતર રીતે.

હેમ્લેટઃ—કેવી વચીતર રીતે ?

પેલો ગાઃ—તે તો વળી એની અકલ ખોઇને જ તો.

હેમ્લેટઃ—કયાં ખોઇ અક્કલ એણે ?

પેલો ગાઃ—આ ડેન્માર્કમાં; વળી બીજે કયાં ? નાનાથી મોટો હું આ ચાકરીમાં થયોસું; તીશ વરસ થયાં.

હેમ્લેટઃ—કોહોવા માંડયા પેહેલાં માણુસ કેટલો વખત ભોંયમાં રહી શકે ?

પેલો ગાઃ—હાચેહાચ, મુઆ પેહેલાં એ કોહોવા માંડયું ન હોય—અને હમણા હમણામાં બળીઆ કાકાથી મરતાં માણુસો ઘણાં આવે છે, જે કબરે આવતાં સુધી પણ માંડમાંડ રહી હકે છે—તો તે આઠ નવ વરસ હુધી ટકી રહે. ચમાર નવ વરસ હાલે.

હેમ્લેટ—બીજા કરતાં એ કેમ વધારે ?

પેલો ગાઃ—કારણ કે, શા'બ, તેના ધંધાને લીધે તેનું ચામડું એટલું સાફ થઇ ગયું હોય છે કે પાણીને ઝાઝો વખત ઈ બહાર રાખશે. અને મડાને ખાસ બગાડનાર પાણી છે. આ ખોપરી રહી; ઇ તેત્રીશ વરસ ભોંમાં રહી છે.

હેમ્લેટઃ—તે કોની હતી ?

પેલો ગાઃ—રાંડના ગાંડા માણુહની. તમે કોની ધારો છો ?

હેમ્લેટઃ—ના, મને તેની ખબર નથી.

પેલો ગાઃ—સાળો ગાંડીઓ, નરાતાર; જાઓ ઈ જાં'નમમાં ! મારા માથા ઉપર દારૂનો શીહો એણે એક વખત રેડયો હતો. આ મુંડકી, શાબ, રાજાના રંગલા યોરિકની હતી.

હેમ્લેટઃ—આ ?

પેલો ગાઃ—એ જ.

હેમ્લેટઃ—જોઉં. ( ખોપરી લે છે. ) અફસોસ, બિચારા યોરિક ! હોરેશિયો, એને હું ઓળખતો હતો. બેહદ અક્કલવાળો, ગજબ કલ્પનાવાળો માણુસ; હજારો વખત પોતાની પીઠ ઉપર બેસારી એણે મને ફેરવ્યો છેઃ અને હવે મારી કલ્પનામાં તેની કેટલી સુગ ચડી આવે છે ! મારા ગળામાં ઓકારી આવે છે. આ ઠેકાણે એના હોઠ હતા, જે મેં ચૂમ્યા છે—કોણ જાણે કેટલી વખત. હવે તારી ઠેકડી, તારા ઠેકડા, તારાં ગીત, જે હાંસીના ચમકારા આખી મીજલસને પેટ પકડી હસાવતા, તે બધાં કયાં ગયા ? તારાં પોતાનાં દાંતીયાની હાંસી કરવા તેમાંનું હવે કાંઇ ન રહ્યું ! ડાચું કેવળ ફાટી

રહ્યું ! જા હવે, મારાં પેલાં બાઇસાહેબના શૃંગાર–ભવનમાં; અને તેને કહે કે, ભલે એક ઈંચ જેટલો જાડો પોતાનો ચેહેરો એ રંગે, પણ આખરે આ આકારે એને આવવાનું છે; હસાવ તેને એથી. હોરેશિયો, ભલા મને એક વાત કહે.

હોરે:—તે શું, મહારાજ ?

હેમ્લેટ:—દાટયા પછી અલેકઝાંડરનો દેખાવ પણ આવો ?

હોરે:—એવો જ.

હેમ્લેટ:—અને ગંધાય પણ એવો જ ? ફુઅઅઅ—

( ખોપરી હેઠે મૂકે છે. )

હોરે:—એવો જ, મહારાજ.

હેમ્લેટ:—હોરેશિયો, કેવો નીચ ઉપયોગ આપણો થઇ શકે છે ! અલેક્ઝાંડરની ઉત્તમ માટી પીપના કાણાને બંધ કરે તે કલ્પના પર્યંત કોઇની કલ્પના તેનો ક્રમ કેમ બાંધી ન શકે ?

હોરે:—એમ વિચાર કરવામાં અતિ ઝીણો વિચાર થયો ગણાય.

હેમ્લેટ:—નહિ રે, એક રજ પણ નહિ. લોકવિચારને પૂરતા અનુસરીને ક્રમે ક્રમે તેની સંભવિતતાની રેખા આમ દોરાય: અલેક્ઝાંડર મરી ગયો; અલેક્ઝાંડરને દાટયો; અલેક્ઝાંડર ધૂળમાં મળી ગયો; ધૂળ માટી છે; માટીની આપણે ગાર કરીએ છીએ; અને તેના પિંડાથી કે જેમાં એનું રૂપાંતર થઇ ગયું છે તેનાથી બીર દારૂના પીપનું કાણું કેમ બંધ ન થાય ?

*સીઝર સગો સમ્રાટ પામી મૃત્યુ જે માટી બને,
તે પવનને અટકાવવાને બંધ કૈં કાણું કરે;
અફસોસ ! જે માટી ખલકને ખૂબ ભયમાં રાખતી,
થંડા પવનને રોકવા તે ભીંતનું છાંદણુ થતી.

પણ, ચૂપ, ચૂપ ! એક કોરે: આ રાજા જ આવે છે. (ધર્મ–ગુરૂઓ, સરઘસમાં; ઓફેલિયાનું શબ, લેરતીઝ, અને ડાઘુઓ પાછળ આવતા, પ્રવેશ કરે છે: રાજા, રાણી અને તેમના અનુચરો ઈત્યાદિ.) રાણી; દરબારી સભ્યો; આ કોને આભડવા તેઓ આવે છે ? અને આવી લંગડી ક્રિયાઓ ! આ તો એમ સૂચવે છે કે જે શબને લઈ તેઓ આવે છે તેણે જીવતાં આત્મહત્યા કરી છે; દરજ્જાવાળું માણુસ લાગે છે. જરા સંતાઇને લક્ષ રાખીએ.

( હોરેશિયોની સાથે સંતાઈ જાય છે. )

લેર:—બીજી કઇ ક્રિયા ?

---

* મારા વિદ્વાન્ સ્નેહી મિત્ર રા. રા. મણિશંકર રત્નજી ભટ બી. એ. નો રચેલો આ છંદ છે.

**હેમ્લેટઃ**—એ તો લેરતીઝ; ઘણો ઉમદા યુવાનઃ જો.

**લેરઃ**—બીજી કઇ ક્રિયા ?

**પ્રથમ ધર્મગુરૂઃ**—અને તેટલી જવાબદારી રાખી અમે તેના પ્રેત-સંસ્કાર વધાર્યા છે. તેનું મૃત્યુ શંકિત હતું; અને મહારાજાની બળવંત આજ્ઞા અમારાથી લોપ થઇ શકી નહિ, નહિતો આખરના રણશીંગા પર્યંત અપવિત્ર ભૂમિમાં તે પડી રહેતઃ ઉદાર પ્રાર્થનાઓને બદલે ઠીકરાં, પથરા અને કાંકરા એના ઉપર ફેંકવામાં આવત; છતાં અહીં તેને તેના કૌમાર્યને ઘટિત પુષ્પ-માળાઓ, પુષ્પ-વેરણ અર્પવામાં આવ્યાં છે અને ઘંટા અને દફન-ક્રિયાના દમામથી એને [1]ઘેર આણવામાં આવી છે.

**લેરઃ**—એથી વિશેષ નહિ થાય ?

**પ્રથમ ધર્મ:**—નહિ થાય. શાંતિથી ગત થએલા જીવને માટે જેવી શાંતિની પ્રાર્થનાઓ થાય છે તેવી અહીં કરીએ તો તેમાં પ્રેત-સંસ્કારની ધાર્મિક ક્રિયા દૂષિત થાય.

**લેરઃ**—મૂકો એને ભૂમિમાં, અને તેની સુંદર અને પવિત્ર માટીમાંથી પાટલ પુષ્પો ઉગો ! ગમાર પાદરી, હું તને કહું છું કે [2]મારી બ્હેન સેવા કરતો ફિરસ્તો થશે, દરમ્યાન તું ચંડાળ બરાડા પાડતો પડ્યો રહેશે.

**હેમ્લેટઃ**—અહા, સુંદર ઓફેલિયા !

**રાણીઃ**—મીઠીને મીઠાંઃ છેલ્લા પ્રણામઃ ( પુષ્પ વેરે છે ). તું મારા હેમ્લેટની પત્ની થશે એવી આશા મેં તો રાખી હતીઃ મીઠી કુમારિકા, તારી લગ્ન-શય્યા શણગારવાની મને હોંસ હતી; આમ તારી કબર ઉપર પુષ્પ વેરવાનું મેં નહોતું ધાર્યું.

**લેરઃ**—અરે, તારી અજાયબ સમજણનો જેના દુષ્કૃત્યે વિનાશ કર્યો તેના મસ્તક ઉપર ત્રમણું દુઃખ ત્રણના દશ ગણા વખત પડજો ! સબુર કરો માટી નાખવી,—મારી ભુજામાં ઘાલી એકવાર વધારે મને ભેટી લેવા દો. (કબરમાં કૂદી પડે છે). જ્યાંસુધી પુરાણા [3]પેલિસનથી પણ ઉંચો, અથવા

---

૧ રાઇટ અને કલાર્ક કહે છેઃ લગ્નક્રિયાનું અહીં શોચકારક સૂચન છે. પરણ્યા પછી ઘંટા અને લગ્નની ધામધુમથી કન્યાને વરને ઘેર લઈ જવામાં આવે છે તે પ્રમાણે, કબર કે જે હવે મૃત-કન્યાનું ઘર છે ત્યાં તેને લઈ જવામાં આવે છે એ રિવાજનું વર્ણન અને સૂચન ઘણે સ્થળે છે. ૨ અર્થાત્ મારી બ્હેન સ્વર્ગમાં જશે અને તું નરકમાં સડીશ. ૩ થેસેલીમાં આવેલા પર્વતોની ઉંચી હાર. દેવો અને અસુરોની લડાઈમાં સ્વર્ગમાં ચડવા માટે અસુરોએ ઓસ્સા અને ઓલિંપસને પેલીસન ઉપર અથવા પેલિસન અને ઓસ્સાને ઓલિંપસ ઉપર ખડકવાનો પ્રયત્ન કર્યો હતો. ( ડેટન )

આસમાની ઓલિંપસના ગગન–ચુંબિત શિખરથી પણ ઉંચો મોટો પર્વત આ સપાટ ભૂમિ ઉપર થાય ત્યાં સુધી હવે જીવતા અને મુઆ ઉપર તમારી ધુળનો ઢગલો કરો.

**હેમ્લેટ:**—( આગળ આવીને ) પોતાના શોક ઉપર આટલો બધો ભાર મૂકનાર કોણ છે, કે જેનાં અફસોસનાં વેણ ભમતા ગ્રહો ઉપર જાદુ ચલાવી, અજાયબીથી વીંધાએલા શ્રોતાઓની માફક તેમને થંભાવી દે છે? આ હું, ડેન્માર્કનો રાજકુમાર હેમ્લેટ, છું. ( કબરમાં કૂદી પડે છે. )

**લેર:**—તારા આત્માને સેતાન સાહી લો. ( બાઝી પડે છે તેને. )

**હેમ્લેટ:**—તારી પ્રાર્થના સારી નથી: ભાઇ, મારે ગળેથી તારી આંગળીઓ લઇ લે; કારણકે જોકે હું ક્રોધી અને ઉદ્ધત નથી, છતાં મારામાં કાંઇક એવું ભયંકર છે કે જેનાથી તારા શાણપણે ડરવું ઘટે છે; રાખ એક કોરે તારો હાથ.

**રાજા:**—તેમને છૂટા પાડો.

**રાણી:**—હેમ્લેટ, હેમ્લેટ !

**સઘળા:**—ગૃહસ્થો–

**હોરે:**—નામદાર સરકાર, શાંત થાઓ !

( અનુચરો તેમને છૂટા પાડે છે અને કબરમાંથી તેઓ બહાર આવે છે. )

**હેમ્લેટ:**—અરે, જ્યાં સુધી મારી પાંપણો હાલતી બંધ થાય ત્યાંસુધી હું એની સાથે આ બાબત લડીશ.

**રાણી:**—અરે મારા દીકરા, કઇ બાબત ?

**હેમ્લેટ**—ઓફેલિયા ઉપર મારો પ્રેમ હતો. ચાળીશ હજાર ભાઇઓ, પ્રેમના તેમના સરવાળાના સમૂહ સહીત, મારા સરવાળે પહોંચે નહિ: એને માટે તું શું કરવા તૈયાર છે?

**રાજા:**—અરે, તે ગાંડો થઇ ગયો છે, લેરતીઝ.

**રાણી:**—પ્રભુના પ્રેમની ખાતર, તેનું બોલ્યું મનમાં ન આણીશ.

**હેમ્લેટ:**—જખમના સમ, તું શું કરીશ તે મને કહે: રડશે ? લડશે ? અન્નપાણી તજશે ? તારા પંડને તોડી ફોડી નાખીશ ? નદી પીશે ? મગર ખાશે ? હું તે કરીશ. અહીં તું રાગડો તાણી રોવા આવે છે ? તેની કબરમાં કૂદીને મને શરમાવવા આવે છે ? જીવતો તેની સાથે દટાવા ? અને એમ હું પણ કરીશ. અને તું ડુંગરોની બડાઇ મારતો હો તો જ્યાંસુધી આ ભૂમિનું તાલકું બળતા સૂર્યબિંબને અડકી દાઝે ત્યાં સુધી કરોડો એકરો તેમને નાખવા દો. અરે, મોટી મોટી વાતો જ કરવી હોય, તો તારી પેઠે હું પણ કરી શકીશ.

**રાણીઃ**—કેવળ ઘેલછામાં આ બધું તે બોલે છે; અને આ પ્રમાણે થોડો વખત તેની ધુરી ચાલશેઃ પછી તુરત જ, કબુતરીની પેઠે શાંત થઇને, જ્યારે એનાં સોનેરી ઇંડાંની જોડ બહાર આવશે ત્યારે, લજવાઇને ચૂપ થઇ એ બેસી જશે.[1]

**હેમ્લેટ**—સાંભળો, સાહેબઃ મારી સાથે આમ વરતે છે તેનું શું કારણ? મારો પ્રેમ હમેશાં તારા ઉપર હતો, પણ તેનું કાંઇ નહિઃ હરક્યુલિઝને પોતાને કરવું હોય તેમ ભલે કરે, પણ 'સો દિન સાસુના તો એક દિન વહુનો.' (જાયછે).

**રાજાઃ**—ભાઇ હોરેશિયો, એની આસનાવાસનામાં રહો.

(હોરેશિયો જાય છે)

(લેરતીઝને) ગઇ રાતની આપણી વાતચીતથી તારી ધીરજને દૃઢ કર. એ વાતને હમણાં જ અમે હાથમાં લેશું. સમજુ જરટ્રુડ, તમારા દીકરા ઉપર જરી દેખરેખ રખાવજો. આ કબરને જીવતી [2]યાદગીરી મળશે. શાંતિનો સમય અમે થોડા વખતમાં જોશું. ત્યાં સુધી ધીરજથી અમારૂં કામ થવા દો.

(બધા જાય છે)

---

## પ્રવેશ ૨ જોઃ સ્થળઃ—કિલ્લામાં મોટો ઓરડો.

(હેમ્લેટ અને હોરેશિયો પ્રવેશ કરે છે.)

**હેમ્લેટ**—આ બાબત એટલું, ભાઇઃ હવે બીજુંઃ બધી હકીકતની તને ખબર છે?

**હોરેઃ**—ખબર છે, સાહેબ!

**હેમ્લેટઃ**—ભાઇ, મારા હૃદયમાં એક જાતનો એવો વિગ્રહ ચાલતો હતો કે તેથી મને ઉંઘ ન આવી. મને લાગ્યું કે હેડમાં પૂરાએલા બળવાખોર કરતાં પણ મારી દશા બુરી હતી. પછી તો સાહસ કરીને—અને આ સાહસિકપણું કર્યું એ જ સારૂં થયું—કારણ કે જ્યારે આપણાં ઉંડાં કાવત્રાં નિષ્ફળ જ થાય છે ત્યારે આ સાહસ ઘણી વખત આપણને બહુ કામમાં આવી જાય છે તે પણ જાણવા જેવી વાત છે; અને તેથી આપણને ઉપદેશ મળે છે કે આપણે ગમે તેવી અણઘડ શરૂઆત કરીએ પણ આપણા ઉદ્દેશોને રસ્તે ચડાવી આપતી કોઇક દિવ્ય શક્તિ છે.

---

૧ કબુતરી ઘણું કરીને બે ઇંડા ઉપર સેવવા બેસે છે; અને જ્યારે બચ્ચાં સેવાઈ રહે છે ત્યારે પીળા રૂંછાંથી છવાએલાં હોય છે. બહાર આવશે-ઇંડા ફોડીને બચ્ચાં બહાર નીકળશે. (ડેટન). ૨. રાજાના મનને એમ છે કે હેમ્લેટનું બળીદાન હવે આ કબરને અપાશે.

**હોરે:**—તે સાવ સાચું છે.

**હેમ્લેટ:**—મારી ખોલીમાંથી ઉઠી ઝટ દરીઆઇ ઝભો મેં પ્હેરી લીધો, અને અંધારામાં પંપાળી પંપાળીને શોધવા લાગ્યો. મારી ઇચ્છા ફળીભૂત થઇ; તેમનું પરબીડીયું લીધું; અને છેવટે મારી ખોલીમાં પાછા આવ્યો; ધાસ્તીમાં સભ્ય વિવેકને ગરકાવ કરી દીધો; તેમનું મહાન્ આજ્ઞાપત્ર ફોડવાની હિંમત કરી; જેમાં, હોરેશિયો, સ્પષ્ટ હુકમ મેં જોયો—અરે પાદશાહી લુચ્ચાઇ! હુકમમાં ઘણા પ્રકારના રદીયા—ડેન્માર્કની પ્રબળતાના, ઈંગ્લાંડના શ્રેયના,—આપ્યા હતા; અને, અહો! હું જીવતો હોઉં તો તેથી ઉપજતા ભયનાં ભૂત અને ભ્રમણા સહિત, કે એ હુકમ જોતાં વેંત, કાંઈ પણ ઢીલ વગર, અરે, કુવાડાની ધાર ચડાવવા પણ ખોટી ન થતાં, મારૂં માથું કાપી નાખવું એવી તેમાં આજ્ઞા હતી.

**હોરે:**—એટલું બધું?

**હેમ્લેટ:**—આ હુકમ રહ્યો; ફુરસદે વાંચજે. પણ આગળ શું થયું તે સાંભળવું છે?

**હોરે:**—કહો, કહો.

**હેમ્લેટ:**—આમ પ્રપંચની જાળથી ચારે તરફ સપડાએલો—પ્રથમ પ્રસ્તાવ હું કરૂં તે પેહેલાં તો મારા મગજે નાટક લખવું પણ શરૂ કરી દીધું—હું હેઠો બેઠો; નવા પત્રનો મુસદ્દો કર્યો; અને તે સાફ લખી નાખ્યો: આપણા [1]રાજદ્વારી પુરૂષોની પેઠે સુંદર અક્ષર લખવામાં મેં હલકાઇ માની હતી અને તે વિદ્યા ભૂલી જવાની ઘણી કોશીષ મેં કરી હતી; પણ ભાઇ, આ વખતે મને તે જબ્બર કામમાં આવી ગઇ. મેં શું લખ્યું તેની મતલબ જાણવી છે?

**હોરે:**—હાસ્તો, મારા કૃપાળુ મહારાજ.

**હેમ્લેટ:**—રાજાને નામે સોગનપૂર્વક એવી આતુર મેં વિનતિ કરી કે—ઇંગ્લાંડનો રાજા એનો વફાદાર ખંડીઓ છે તેથી, તેમની વચ્ચે [2]ખજુરીની માફક પ્રેમવૃદ્ધિંગત થાય એવી જો તેની ઇચ્છા હોય, શાંતિ પોતાની [3]ઘઉંલી માળા હજી પણ પેહેરી રાખે અને તેમના સ્નેહભાવમાં એ અલ્પવિરામ[4]

---

૧ બ્લેકસ્ટોન કહે છે કે શેકસપીઅરના વખતના મોટાં માણસો ઘણા ખરાબ અક્ષર લખતા; તેમના મંત્રીઓ બહુ સારા લખતા. (ડેટન) ૨ ખજુરી હમેશાં લીલી રહે છે અને મજબુત હોય છે; તેથી તેને હમેશાં તાજી રહે એવી વસ્તુ સાથે સરખાવાય. ૩ શાંતિ અને સુકાળના ચિહ્ન ઘઉં હોવાથી ઘઉંલી માળા કહી છે. ૪ જોન્સન કહે છે: અલ્પવિરામ વાકયના સંબંધ અને અવિચ્છિન્નતાનુ ચિહ્ન છે.

થાય એવી જો તેની ઇચ્છા હોય, અને એવા જ બીજા ઘણા ગંભીર પ્રકારના 'જો' 'જો' થી લખ્યું કે આ પત્રની હકીકત વાંચીને જાણતાં જ, વધારે ધટારે ઢીલ વિના તેના લાવનારાઓને, પ્રાર્થનાનો વખત પણ નહિ આપતાં, મારી નાખવા.

**હોરે:**—તેના ઉપર મોહોર કેમ કરી?

**હેમ્લેટ:**—અરે એમાં પણ દૈવની ઇચ્છા બળવાન હતી: મારા પિતાની મુદ્રા કે જે રાજ–મોહોરનો નમુનો હતી તે મારી કોથળીમાં હતી; પેહેલાની પેઠે જ પત્રને વાળ્યો, તેના ઉપર સહી કરી, મુદ્રાની છાપ મારી, અને પાછો હતો તેમ મૂકી દીધો; ફેરફારની ખબર પડી જ નહિ. પછી બીજે દિવસે દરિયામાં અમારે ઝપાઝપી થઇ; અને પછી શું થયું તે તો તું જાણે છે.

**હોરે.**—ત્યારે ગીલ્ડનસ્ટર્ન અને રોઝનક્રાંઝ ત્યાં ગયા.

**હેમ્લેટ:**—અરે, ભલા આદમી, આ કામ કરવા તો તેમણે પ્રેમ બાંધ્યો હતો; તેમનું મને મનમાં કાંઇ લાગતું નથી. તેમનું મોત તેમણે પોતે માગી લીધું છે. જ્યાં બે મહા બળવાન શત્રુઓની વચ્ચે જીવ સટોસટની મારામારી ચાલતી હોય ત્યાં હલકી શક્તિવાળાએ વચમાં આવવું જોખમકારક છે.

**હોરે:**—અરે, આ તે કેવો રાજા!

**હેમ્લેટ:**—જેણે મારા રાજાને માર્યો, મારી માની ઇજ્જત લીધી, રાજા તરીકે મારી પસંદગીની અને મારી આશામાં જે વચ્ચે ઘુસ્યો, જેણે મારી જીંદગીને માટે જ દોર નાખ્યો, અને તે પણ આવા પ્રપંચથી—એનો હિસાબ આ હાથે સમજવામાં બિલકુલ પાપ નથી, પણ તેમાં ફરજ જ છે એમ તને નથી લાગતું? અને આપણી પ્રકૃતિના[1] આ કીડાને વધારે બુરું કરવાનો વખત આપવો એ મોટામાં મોટું નારકી પાપ નથી?

**હોરે:**—ઇંગ્લાંડના કામનું પરિણામ થયે તે થોડા જ વખતમાં એને જણાવું જોઇએ.

**હેમ્લેટ:**—થોડા જ વખતમાં જણાશે; પણ 'દરમ્યાન' મારી છે; અને માણસની જીંદગી 'એક'[2] ગણીએ તેના કરતાં વધારે નથી. પણ ભાઇ હોરેશિયો, લેરતીઝની સાથે હું વિવેકની રીત ભૂલી ગયો તેથી હું ઘણો દિલગીર છું; કારણ કે મારા સબબની પ્રતિમાથી[3] હું તેની તસવીર જોઉં છું: એની કૃપા મેળવવા હું પ્રયાસ કરીશ; પણ ખરેખર, તેના શોકના પ્રબળ દેખાવે મને આસમાન જેટલો ઉશ્કેરી મૂક્યો.

---

૧ પાપવાસનાના. ૨ માણસ મારવામાં, એક ગણતાં જેટલો વખત લાગે તેના કરતાં વધારે વખત જોઇતો નથી. ૩ મને થાય તેમ સૌને થાય. મારી પેઠે પણ એને તેમ કરવાનું કારણ હતું.

હોરે:—ચૂપ રહો ! આ કોણ આવે છે? ( ઓસરિક પ્રવેશ કરે છે, )

ઓસ:—આપ નામદારનું પુનરાગમન ડેન્માર્કમાં પાછું ભલે થયું.

હેમ્લેટ:—હું નમનતાઇથી આપનો ઉપકાર માનું છું, સાહેબ. આ જળમાખીને ઓળખે છે?

હોરે:—ના, મારા કૃપાળુ સરદાર,

હેમ્લેટ:—ત્યારે તું એટલો પ્રભુની વધારે કૃપાનો પાત્ર, કારણ કે એને ઓળખવામાં દુરાચાર છે. એને પુષ્કળ જમીન છે અને તે ફળદ્રુપ છે. જાનવરને જાનવરોનો રાજા થવા દો, અને એની ગમાણ રાજાના રસોડામાં જઇને ઉભી રહેશે. [2]એ ગમાર છે, પણ મેં કહ્યું તેમ, કચરાના કબજામાં વિસ્તારવાળો છે.

ઓસ:—મીઠા મહારાજ, જો આપને અવકાશ હોય, તો રાજાજી તરફથી કાંઇ ચીજ મારે આપવાની છે.

હેમ્લેટ:—સાહેબ, સત્વના સઘળા ઉદ્યમથી હું તેનો સત્કાર કરીશ. પણ તમારી ટોપી તેના ખરા ઉપયોગમાં લો: તે માથા માટે છે.

ઓસ:—આપનો ઉપકાર માનું છું; ગરમી ઘણી છે.

હેમ્લેટ:—નહિ, હું ખરૂં કહું છું; થંડી ઘણી છે. પવન ઓતરાદો છે.

ઓસ:—ખરે જ, થંડી ઠીક ઠીક છે, નામવર.

હેમ્લેટ:—છતાં મારી પ્રકૃતિને માટે ઘણી ગરમી છે; ઘણો ઘામ થાય છે.

ઓસ:—ઘણી જ, નામદાર; ઘણો જ ઘામ થાય છે, જાણે કે,—કેમ તે હું કહી શકતો નથી. પણ નામવર, ખુદાવિંદ હજુરશ્રીએ મને આપને જણાવવા ફરમાવ્યું છે કે આપ નામદાર ઉપર એક મોટી હોડ તેમણે બકી છે. સાહેબ, તે વાત તે આ.

હેમ્લેટ:—મારી અરજ છે, સ્મૃતિમાં રાખો.

( તેને માથે ટોપી મૂકવા હેમ્લેટ આગ્રહ કરે છે. )

ઓસ:—નહિ, મારા ભલા નામવર; મને તેથી ઠીક લાગે છે; તેમાં વિવેક નથી, સાહેબ. દરબારમાં હમણાં નવા દાખલ થયા છે લેરતીઝ: સાચું કહું છું, સંપૂર્ણ ગૃહસ્થ, ઘણી જ ઉત્તમ [3]ભિન્નતાઓ વાળો, ઘણી નર્મ સોબતનો અને મહાન્ દર્શન વાળો; લાગણીપૂર્વક તેના વિષે બોલું તો, ગૃહસ્થા-

---

૧ 'કોઈ પણ દેખીતા ઉદ્દેશ કે હેતુ વિના જળમાખી પાણીની સપાટી ઉપર ભમ્યા કરે છે, તેથી ઘાલમેલીઆ ખુશામતીઆનું તે યોગ્ય ચિહ્ન છે. [ જોન્સન-ડેટનમાંથી ]. ૨ અર્થાત્ આ ઓસરિક. ૩ ઓસરિકની પાત્રતા ધ્યાનમાં રાખવાની છે. ભિન્નતા=ભિન્ન ભિન્ન ખુબીઓ ( ડેલિયસ). 'બીજા માણસોથી તેને જૂદા પાડી આપતા ભેદો;' ( રાઈટ અને કલાર્ક. )

ઇનું તે પત્તું કે પંચાગ જ છે; કારણ કે તેનામાં આખો ખંડ તમને માલમ પડશે; તેમાંથી જે ભાગ કોઇ ગૃહસ્થને જોવો હોય તે જોઇ લે.

**હેમ્લેટઃ**—સાહેબ, તેનું વ્યાખ્યાન આપનામાં કાંઇ દુર્ગતિ પામતું નથી; યદ્યપિ, હું જાણું છું કે તેના બધા ગુણ એકે એકે ગણાવતાં સ્મરણ-શક્તિના ગણિતને અંધારી આવી જાય અને તેના [1]ત્વરિત મુસાફરી કરતા વહાણની પછવાડે લથડીઆં ખાતી જાય. પણ વખાણની સત્યતામાં, હું એને મહાન્ વસ્તુનો આત્મા જ સમજું છું. અને એના સંબંધમાં ખરૂં કહીએ તો, એવા દુર્મિલ અને વિરલ ગુણોનો સંચય એનામાં થયો છે કે એની જોડી એના અરીસામાં જ મળે; અને જે કોઇ એની પછવાડે ચાલ્યા કરે, તે એની છાયા—બીજું કાંઈ નહિ.

**ઓસઃ**—આપ એના વિષે અત્યંત નિઃસંશય રીતે બોલો છો.

**હેમ્લેટ**—પ્રયોજિતતા, સાહેબ ? આપણા કાચા શ્વાસમાં એ ગૃહસ્થને આપણે શા માટે વીંટીએ છીએ ?

**ઓસઃ**—સાહેબ ?

**હોરેઃ**—બીજી બોલી સમજવી શક્ય નથી શું ? ખરેખર, સાહેબ, તે આપ કરી શકશો.

**હેમ્લેટઃ**—આ ગૃહસ્થના નામાભિધાનનું[2] શું પ્રયોજન છે ?

**ઓસઃ**—લેરતીઝના ?

**હોરેઃ**--તેની કોથળી ક્યારની ખાલી થઇ ગઇ છે. સઘળા સોનેરી શબ્દો ખરચાઇ ગયા છે.

**હેમ્લેટઃ**—તેના, સાહેબ.

**ઓસઃ**—હું જાણું છું કે આપ અજાણ્યા નથી--

**હેમ્લેટઃ**—તે જણાયું હોત એમ હું ઇચ્છું છું, સાહેબ; છતાં, ખરેખર, તેમ જણાયું હોત, તોપણ તેમાં બહુ સીફારસ થાત નહિ. વારૂ, સાહેબ ?

**ઓસઃ**—લેરતીઝ કેવો ઉત્તમ છે તે વિષે આપ અજાણ્યા નથી—

**હેમ્લેટઃ**—રખેને ઉત્તમતામાં હું પોતાને એની સાથે સરખાવું એ ધાસ્તીથી તે કબુલ કરવા મારી હિંમત ચાલતી નથી.[3] પરંતુ કોઇ માણસને

---

૧. ટીકાકારો કહે છે કે મૂળમાં આ વાક્ય બરાબર સમજાતું નથી રાઇટ અને ક્લાર્ક પ્રમાણે અહીં અર્થ રાખ્યો છે, ૨ લેરતીઝનું નામ આપણી વાતમાં લાવવાનું પ્રયોજન શું છે? હેમ્લેટ ઓસરિકની સાથે વાત કરતાં તેની પાત્રતાની નકલ કરે છે એ વાત લક્ષમાં રાખવી. ૩ "રખેને એની બરોબરીઓ હોવાનો હું ડોળ કરૂં છું એમ જણાય એ ધાસ્તીથી તેને જાણું છું એમ કહેવા હું હિંમત કરી શકતો નથી. પોતાને જાણ્યા સિવાય કોઇ માણસ બીજાને પૂરેપૂરો જાણી શકે નહિ, જે માનુષી ડાહાપણની છેલ્લી હદ છે." ( જોન્સન ).

બરાબર જાણવામાં પોતાને જ બરાબર જાણવાનું હોય છે.

**ઓસ:**—સાહેબ, હું તો તેના શસ્ત્રની ઉત્તમતાની વાત કરૂં છું; પણ તેના ઉપર મૂકાતા લોકાપવાદ પ્રમાણે, તેની શ્રેષ્ટતામાં એ અદ્વિતીય છે.

**હેમ્લેટ:**—એનું શસ્ત્ર શું છે?

**ઓસ:**—તલવાર અને કટારી.

**હેમ્લેટ:**—એ તો એનાં બે શસ્ત્ર થયાં. પણ વારૂ.

**ઓસ:**—સાહેબ, રાજાજીએ એની સાથે બારબરી છ ઘોડાની શરત બકી છે; જેની સામે તેણે, હું માનું છું તે પ્રમાણે, છ ફ્રેંચ તલવાર અને કટાર હોડમાં મૂકયાં છે, તેમના સરંજામ સહીત જેવાં કે કમરપટા, ચર્મબંદ, વિગેરે. તે વાહકમાં ત્રણ તો, ખરેખર, કારીગીરીમાં મહાન, મૂઠના ઘણા પ્રત્યુપકારક, અત્યંત નાજુક વાહકો, અને ઘણા ઉદાર કલ્પનાવાળાં છે.

**હેમ્લેટ:**—તમે વાહક કોને કહો છો?

**હોરે:**—હાંસીઆના ભાષ્ય વિના આપને પ્રકાશ પડશે નહિ એમ મેં ધાર્યું જ હતું.

**હેમ્લેટ:**—જો [1]તોપોનું વહન આપણી પડખે આપણે કરી શકીએ તો તે વાક્ય-ખંડ વાતને વધારે સંબદ્ધ થાય; ત્યાં સુધી એ ચામડાના પટા રહે તો ઠીક. પણ ચાલો આગળ: છ ફ્રેંચ તલવાર, તેમનો સરંજામ, અને ત્રણ ઉદાર કલ્પનાવાળાં વાહકોની સામે છ બારબરી ઘોડા. ડેઇનની સામે એ ફ્રેંચ હોડ છે. તમે કહો છો તેમ, આ હોડ શા માટે બકી છે?

**ઓસ:**—સાહેબ, રાજાએ એમ બકી છે કે તમારી અને એની વચ્ચે બાર પ્રહારમાં એ તમારાથી કોઇ કાળે ત્રણથી વધારે વધી શકશે નહિ. તમારા નવે એના બાર એમ બકી છે. આપ જો પ્રતિઉત્તરની કૃપા કરો તો તેની અજમાયશ હમણાં જ થઇ જાય.

**હેમ્લેટ:**—હું 'ના' કહું તો કેમ?

**ઓસ:**—નામવર, આપ પંડે તેમાં સામા આવો એમ હું કહું છું.

**હેમ્લેટ**—સાહેબ, આ વિશાળ ખંડમાં હું અહીં ફર્યા કરૂં છું. જો હજુરશ્રીની ઇચ્છા હોય તો અત્યારે કસરત કરવાનો મારો વખત છે. તો ભલે તલવારો લઇ આવો. તે ગૃહસ્થ ખુશી હોય અને રાજાજીનો તેવો વિચાર રહ્યો હોય, તો મારાથી બનતા પ્રયત્ને તેમની હોડ હું જીતી આપીશ; નહિ તો મને તો માત્ર શરમ અને વધારાના પ્રહારનો જ લાભ રહેશે.

**ઓસ:**—ત્યારે એ પ્રમાણે પુનરપિ ખબર આપું?

---

૧ તેમ બની શકે ત્યાં સુધી 'વાહકો'ને ચામડાના પટા જ કહેવા ઠીક છે.

હેમ્લેટ:—એ મતલબની, સાહેબ. બાકી તો આપની પ્રકૃતિ બોલાવે એવી વાણીમાં.

ઓસ:—આપ નામદારને મારી સેવાની સિફારસ કરૂં છું.

હેમ્લેટ—આપનો, આપનો. ( ઓસરિક જાય છે.)
એની સિફારસ એ પોતે જ કરે છે એ ઠીક છે. નહિતો તેનું એ કામ કરવા કોઇ બીજી જીભ એને મળે એમ નથી.

હોરે:—આ ટીટોડી પોતાના માથા ઉપર કોચલા[1] સહિત દોડી જાય છે.

હેમ્લેટ:—ધાવતાં પેહેલાં ડીટડીનો પણ વિવેક એણે કર્યો હશે. આ પ્રમાણે એ અને એની જાતના બીજા ઘણા કે જેમના ઉપર આ કચરાવાળો જમાનો ફિદા થાય છે તેમણે, વખતનો સુર માત્ર ગ્રહણ કરી સમાગમનું ઉપલું પડ માત્ર મેળવ્યું હોય છે; જે માત્ર એક પ્રકારનો ઉપરચોટીઓ શબ્દ-સમૂહ હોય છે, અને તે તેમને અત્યંત સોયેલા અને ઝાટકેલા અભિપ્રાયમાંથી સોંસરા લઇ જાય છે, પણ તેમની અજમાયશ કરવા માત્ર ફુંકો એટલે પરપોટા ઉપર તરી આવે છે. ( એક અમીર પ્રવેશ કરે છે ).

અમીર:—સરકાર, નામદાર રાજાજીએ આપની કને પાઠવેલો યુવાન ઓસરિક પાછો આવી કહે છે કે આપ આ વિશાળ ખંડમાં રાહ જુઓ છો. લેરતીઝની સાથે રમવાની આપની ઇચ્છા હમણાં જ છે કે તેમાં હજી વખત લાગશે એ જાણવા અર્થે મારૂં આગમન છે.

હેમ્લેટ—મારા વિચારોમાં હું દૃઢ છું; અને તે રાજાજીની પછવાડે ચાલે છે; જો એમને વખત યોગ્ય લાગતો હોય તો હું તૈયાર છું. હમણાં કે ગમે ત્યારેઃ માત્ર એટલું જ કે હાલના જેવો હું તે વખતે શક્તિમાન હોઉં.

અમીર:—રાજાજી, રાણીજી અને બધાં આવે છે.

હેમ્લેટ:—ઘણી ખુશીથી.

અમીર:—તમે રમતમાં ઉતરો તે પેહેલાં લેરતીઝ સાથે કાંઇક નરમ વાતચિત આપે કરવી એવી ઇચ્છા રાણીજી રાખે છે.

હેમ્લેટ—તેમની શીખામણ સારી છે. ( અમીર જાય છે ).

હોરે:—આ હોડ તમે હારી જશો, મહારાજ.

હેમ્લેટ:—હું એમ નથી ધારતો; એ ફ્રાન્સ ગયો ત્યારથી નિરંતર મહાવરો મેં રાખ્યો છે; મારી તરફેણમાં જે લાભ છે તેથી હું જીતીશ; પણ

---

૧. ટીટોડી (Lap-wing) ની માફક ઘણી ઝડપથી વાતમાં પોતે સફળ થયો તેના ખબર આપવા એ રાજા કને જાય છે. એવું કહેવાય છે કે સેવાઈ રહ્યા પછી ટીટોડી સૃષ્ટિ જોવાની એવી ઉતાવળ કરે છે કે માથામાં હજી ઇંડાના કોચલાનો કાંઈક ભાગ ચોંટી રહ્યો હોય છે તોપણ તે બહાર દોડી જાય છે. (ડેટન).

આ મારા હૃદયમાં બધું કેવું ખરાબ લાગે છે તેનો તને ખ્યાલ પણ નથી; પણ કાંઇ નહિ તેનું.

હોરેઃ—નહિ, મારા કૃપાળુ સરદાર–

હેમ્લેટઃ—માત્ર મુર્ખાઇ જ છે એ; પણ તે એવી જાતનો અંદેશો છે કે જે સ્ત્રીને કદાચ ચિંતા ઉપજાવે.

હોરેઃ—જો આપના અંતરમાં કોઇ વાત ઠીક લાગતી ન હોય, તો તેને અધીન થાઓ. તેમના અત્ર આગમનને હું આગળ જઇ અટકાવીશ અને કહીશ કે તમે યોગ્ય સ્થિતિમાં નથી.

હેમ્લેટઃ—જરાય નહિ; આગાહીના અંદેશાને અમે કાંઇ હિસાબમાં ગણુતા નથી. ચકલીના પતનમાં ખાસ ઇશ્વરી સંકેત હોય છે. જો તે હમણાં જ થવાનું હોય, તો તે ભવિષ્યમાં થવાનું નથી; જો તે ભવિષ્યમાં થવાનું ન હોય તો તે હમણાં જ થશે. જો તે હમણાં જ થવાનું ન હોય, તોપણ તે ભવિષ્યમાં તો થવાનું જ. તત્પરતામાં સર્વ છે. જે પોતે પાછળ મૂકી જાય છે તેમાંનું કાંઇ પણ જ્યારે કોઈ માણસની સાથે જતું નથી, ત્યારે તેને વહેલું છોડી દેવામાં શું છે? ( રાજા, રાણી, લેરતીઝ, ઉમરાવો, ઓસરિક, અને તલવારો લઈ અનુચરો પ્રવેશ કરે છે. &c. )

રાજાઃ—આવ, હેમ્લેટ, આવ અને આ હાથ મારા તરફથી સ્વીકાર.

( લેરતીઝનો હાથ હેમ્લેટના હાથમાં રાજા મૂકે છે. )

હેમ્લેટઃ—સાહેબ, મને તમારી ક્ષમા બક્ષોઃ મેં તમારો અપરાધ કર્યો છેઃ પણ તમે સજ્જન છો, તો તે ક્ષમા કરો. આ સઘળા નામદારો જે અહીં હાજર છે તે જાણે છે, અને તમે પણ સાંભળ્યું હશે કે હું ઘેલછાથી પીડિત છું. તમારી લાગણીને, આબરૂના ભાનને અને તમારી નાખુશીને ઉશ્કેરે એવું જે કાંઇ મેં કર્યું છે, તે મારૂં ગાંડપણ હતું એમ હું અહીં જાહેર કરૂં છું. લેરતીઝનો અપરાધ હેમ્લેટે કર્યો છે? હેમ્લેટે કદિ નહિ. જો હેમ્લેટને હેમ્લેટમાંથી લઈ લેવામાં આવે, અને જ્યારે એ પોતે નથી હોતો ત્યારે લેરતીઝનો અપરાધ એ કરે, ત્યારે હેમ્લેટ તે કરતો નથી; હેમ્લેટ તેની ના પાડે છે. ત્યારે તે કોણ કરે છે? તેની ઘેલછા છે. જો એમ હોય તો, જેનો અપરાધ થયો છે તેમાં હેમ્લેટનો પોતાનો પણ થયો છેઃ તેની ઘેલછા બાપડા હેમ્લેટની શત્રુ છે. સાહેબ, જાણી જોઈને માઠું લગાડવાનો મારો ઇરાદો નહોતો એ વાતના આ શ્રોતા સમક્ષ મારા ઇકરારથી, તમારી અત્યંત ઉદાર બુદ્ધિમાં મને એટલે અંશે મુક્ત કરો કે ઘર ઉપર તીર ફેંકતાં મારા ભાઇને તે વાગી ગયું છે.

લેરઃ—જે લાગણીઓની તીવ્રતાથી આ બાબતમાં વેર લેવા હું ઉશ્કે-

રાવો જોઈએ તે મારી લાગણીઓ તો સંતુષ્ટ થઈ: પરંતુ આબરૂની વાતમાં હું અલગ રહું છું: અને જ્યાં સુધી મારૂં નામ નિષ્કલંક રહ્યું છે એવો કોઇ પ્રસિદ્ધ આબરૂવાળા પ્રતિષ્ઠિત વૃદ્ધોનો મત અને [1]સલાહનો દાખલો મને મળે નહિ ત્યાં સુધી તમારી સાથે સમાધાની હું કરીશ નહિ. ત્યાં સુધી જે પ્રેમ તમે મને આપો છો તે પ્રેમવત્ હું સ્વીકારીશ અને તેને અન્યાય નહિ આપું.

**હેમ્લેટ:**—ખુલ્લા દિલથી હું તે વાતને ભેટું છું, અને ભાઇઓની આ હોડ નિષ્કપટ બુદ્ધિથી ખેલીશ. લાવો તલવારો, ચાલો.

**લેર:**—ચાલો, એક મારે માટે.

**હેમ્લેટ:**—લેરતીઝ, હું તારૂં ડાંક બનીશ; મારી અકુશળતામાં, અંધતમ રાત્રીમાં ગ્રહની પેઠે, તારી ચતુરાઇ ખરેખર ઘણી પ્રકાશિત લાગશે.

**લેર:**—તમે મારી હાંસી કરો છો, સાહેબ.

**હેમ્લેટ:**—નહિ, આ હાથના સમ.

**રાજા:**—તેમને તલવારો આપો, જુવાન ઓસરિક. ભાઈ હેમ્લેટ, તને હોડની ખબર છે ?

**હેમ્લેટ:**—બહુ સારી રીતે, મહારાજ. આપ નામદારે નબળાની તરફેણમાં હોડ કરી વધારાનો લાભ લીધો છે.

**રાજા:**—મને તેની શંકા નથી; મેં તમને બન્નેને જોયા છે; પણ એ વધારે કુશળ હોવાથી, તેનો લાભ અમે લીધો છે.

**લેર:**—આ ઘણી ભારે છે, જોઉં બીજી.

**હેમ્લેટ:**—આ મને ઠીક ગમે છે. આ બધી તલવારો સરખી જ લાંબી છે ? (તેઓ ખેલવાની તૈયારી કરે છે.)

**ઓસ:**—હવે, મારા કૃપાળુ નામદાર.

**રાજા:**—દારૂના શીશા મેજ ઉપર મુકાવો. હેમ્લેટ જ્યારે પેહેલો કે બીજો પ્રહાર કરે અથવા ત્રીજી વખત મળતાં જ્યારે એ દ્રંદ્વ પતાવી દે, ત્યારે સઘળા કિલ્લાઓ ઉપરથી તોપોના બહાર કરવા. થાકથી હાંફી ન જતાં વધારે સારા શ્વાસથી હેમ્લેટ ખેલે એવા ઉદ્દેશે રાજા મદ્યપાન કરશે; અને પ્યાલામાં, ડેન્માર્કના ક્રમવાર ચાર રાજાઓએ પોતાના મુગટમાં પેહેર્યું હોય તેના કરતાં પણ વધારે કિંમતી મોતી તે નાખશે. મને પ્યાલા આપો; અને પડઘમથી રણશીંગાને, રણશીંગાથી બહાર તોપચીને, તોપોથી આકાશને, આકાશથી પૃથ્વીને 'હવે હેમ્લેટની તંદુરસ્તીમાં રાજા મદ્યપાન કરે

1 મારી અને તમારી વચ્ચે આવા સંજોગોમાં આબરૂ ભરેલી રીતે સલાહ થઇ શકે એવો દાખલો.

છે ' એવી ખબર આપવા દેજો. ચાલો, શરૂ કરોઃ અને, તમે પંચ, બરાબર નજર રાખો. ( તેઓ ખેલે છે. )

**લેરઃ**—ચાલો, મહારાજ.

**હેમ્લેટઃ**—એક.

**લેરઃ**—નહિ.

**હેમ્લેટઃ**—ચુકાદો.

**ઓસઃ**—પ્રહાર, ઘણો સ્પષ્ટ પ્રહાર.

**લેરઃ**—વારૂ; ફરીને.

**રાજાઃ**—ઉભા રહો; મને પીણું આપો. હેમ્લેટ, આ મોતી [1]તારૂં છે; આ તારી તંદુરસ્તીમાં. (રણશીંગાં વાગે છેઃ અંદર તોપો ફુટે છે.) આપો તેને પ્યાલો.

**હેમ્લેટઃ**—પ્રથમ આ ફેરો હું પુરો કરીશઃ ત્યાં સુધી તે મુકી રાખો. ચાલો. ( તેઓ ખેલે છે. ) આ બીજો પ્રહાર; તમે શું કહો છો ?

**લેરઃ**—સ્પર્શ માત્ર, સ્પર્શ માત્ર; હું કબુલ કરૂં છું.

**રાજાઃ**—આપણો કુમાર જીતશે.

**રાણીઃ**—એ પુષ્ટ છે, અને હાંફી ગયો છે. આ લે, હેમ્લેટ, મારો રૂમાલ લે; તારૂં કપાળ લુછી નાખ. હેમ્લેટ, તારા વિજય અર્થે રાણી પાનોત્સવ કરે છે,

**હેમ્લેટઃ**—માયાળુ બાઇ સાહેબ.

**રાજાઃ**—જરટ્રુડ, પીતી ના.

**રાણીઃ**—પીશ, મહારાજ; ક્ષમા કરો, કૃપા કરીને.

**રાજાઃ**—( સ્વગત ) તે ઝેરનો પ્યાલો છેઃ હવે ઘણું મોડું.

**હેમ્લેટઃ**—બાઇ, હમણાં હું પીવાની હિંમત કરી શકતો નથી. હમણાં જ પછી વાત.

**રાણીઃ**—ચાલ, તારૂં મુખ મને લુછવા દે.

**લેરઃ**—મહારાજ, હવે હું તેને ફટકાવીશ.

**રાજાઃ**—હું તે નથી માનતો.

**લેરઃ**—( સ્વગત ) અને છતાં મારા અંતઃકરણને તે કેવળ ગમતું નથી.

**હેમ્લેટઃ**—ચાલો, ત્રીજા ફેરા માટે, લેરતીઝઃ તમે માત્ર રમત કરો છો. ભાઇ, તારા અત્યંત જોમથી તલવાર ફેરવ; મને લાગે છે કે તમે મને વિલાસી ધારો છો.

**લેરઃ**—હં, એમ ? ! ચાલો ત્યારે. ( તેઓ ખેલે છે )

**ઓસઃ**—કાંઇ નહિ, કોઈ પક્ષે કાંઇ નહિ.

---

૧ એમ કહીને પ્યાલામાં એ ઝેર નાખે છે.

લેરઃ—લ્યો ત્યારે તમે. [ લેરતીઝ હેમ્લેટને ઘાયલ કરે છે; અને પછી ખેંચાખેંચીમાં તેઓ હથીઆર બદલે છે અને હેમ્લેટ લેરતીઝને ઘાયલ કરે છે ].

રાજાઃ—તેમને છૂટા પાડો; તેઓ ક્રોધે ભરાણા છે.

હેમ્લેટઃ—નહિ, ચાલ ફરીને. ( રાણી હેઠે પડી જાય છે. )

ઓસઃ—અરે હો, રાણીની સંભાળ લ્યો !

હોરેઃ—તે બન્નેને લોહી નીકળે છે. કેમ છે, મહારાજ ?

ઓસઃ—કેમ છે, લેરતીઝ ?

લેરઃ—કેમ તે વળી એમ કે રાની[1] કુકડાની માફક મારી પોતાની જ જાળમાં હું લપટાણો. ઓસરિક, મારા પોતાના જ પ્રપંચથી વાજબી રીતે મારૂં મૃત્યુ થાય છે.

હેમ્લેટઃ—રાણીને કેમ છે ?

રાજાઃ—તેમને લોહી વેહેતું જોઇને એને મૂર્ચ્છા આવી છે.

રાણીઃ—નહિ, નહિ, તે પીણું, તે પીણું:—અરે મારા વ્હાલા હેમ્લેટ, તે પીણું, તે પીણું ! મને ઝેર દીધું. ( તે મરી જાય છે. )

હેમ્લેટઃ—અરે દગો ! અરે હો, બારણાં બંધ કરો; દગો, દગો ! શોધી કાઢો !

લેરઃ—તે આ રહ્યો, હેમ્લેટ, તારા પ્રાણ જવાની તૈયારીમાં છે; દુનિયાનું કોઇ ઔષધ હવે તને ફાયદો કરી શકે એમ નથી; હવે અરધો કલાક પણ તારે જીવવાનું નથીઃ તે દગલબાજ શસ્ત્ર તારા હાથમાં છે. ધારવાળું અને ઝેર પાએલું; તે દુષ્ટ પ્રપંચ મને જ નડયો છે; જો, આ હું પડું છું, ફરી કદિ ઉઠવાનો નથીઃ તારી માને ઝેર દેવામાં આવ્યું છે; વધારે મારાથી બોલી શકાતું નથી. રાજાનું, રાજાનું જ બધું કારસ્તાન છે.

હેમ્લેટઃ—ધારને પણ ઝેર ! ત્યારે ઝેર, કર તારૂં કામ.
( રાજાને જખમ કરે છે. )

સઘળાઃ—રાજદ્રોહ, રાજદ્રોહ !

રાજાઃ—અરે, હજી મને બચાવો, મિત્રો; મને માત્ર ઇજા જ થઇ છે.

હેમ્લેટઃ—લે, અરે ગોત્રગામી, ખૂની, શાપિત ડેંઇનિ, પી તારૂં પીણું. આ જ તારૂં મોતી કે ? જા મારી મા વાંસે. ( રાજા મરી જાય છે. )

લેરઃ—એ જ લાગનો હતો; એણે જ ઝેર મેળવ્યું હતું. ઉદાર હેમ્લેટ, મારી સાથે ક્ષમાની અદલાબદલી કર. મારૂં અને મારા પિતાનું મૃત્યુ તારા માથા ઉપર નહિ; તારૂં મૃત્યુ મારે માથે નહિ ! ( મરી જાય છે. )

---

૧. Wood-Cock બીજાં પક્ષીઓને ફસાવવા આ કુકડાને કેળવવામાં આવે છે; અને કોઇ કોઇ વખત બેકાળજીથી આમતેમ ઠેકડા મારતાં તે પોતે જ જાળમાં સપડાઇ જાય છે.

**હેમ્લેટ:**—પ્રભુ તેનાથી તને મુક્ત કરો ! હું પણ તારી પછવાડે આવું છું. હોરેશિયો, હું મરૂં છું. અભાગણી રાણી, છેલ્લા પ્રણામ. તમે કે જે અવાચક બની અહીં શ્રોતા થયા છો અને છેટા ઉભા રહી આ બનાવથી થરથર ધ્રુજોછો તે, જો મને વખત રહ્યો હોત—કારણકે આ નિર્દય જમાદાર મૃત્યુ બંધીવાન કરવામાં નિષ્ઠુર છે—તો, અરે, હું તમને કહેત કે—પણ રહ્યું હવે તે. હોરેશિયો, હું મરૂં છું. તું જીવતો છે. અસંતોષીઓને મારા વર્ત્તન અને સબબની યથાસ્થિત હકીકત કહેજે.

**હોરે:**—એવો વિશ્વાસ કદિ રાખશો નહિ; ડેઈન કરતાં પ્રાચીન રોમન હું વધારે છું; હજી આમાં થોડું મદ્ય રહેલું છે.

**હેમ્લેટ:**—તું ખરો નર છે, તો તે પ્યાલો મને આપ; છોડ: પ્રભુના સમ, તે હું લઈ જ લેવાનો. અરે ભાઇ હોરેશિયો, આ પ્રમાણે હકીકત અજાણી રહેતાં, મારૂં નામ કેવું કલંકિત પછવાડે થાય ? તારા હ્રદયમાં જો તેં મને કદિ રાખ્યો હોય, તો થોડો વખત [1]આનંદની દરગુજર કર; અને મારી વાત કહેવા આ નિષ્ઠુર દુનિયામાં દુઃખે દહાડા કાઢ. ( છેટેથી કુચ અને અંદર બંદુકના અવાજ. ) આ લડાયક અવાજ શો ?

**ઓસ:**—પોલાંડથી વિજય મેળવી આવેલા ફોરટિનબ્રાસ ઇંગ્લાંડના એલચીઓને આ લડાયક સલામી આપે છે.

**હેમ્લેટ:**—અરે, હું મરી જાઉં છું, હોરેશિયો; આ બળવાન વિષ મારા પ્રાણ ઉપર સર્વથા વિજય મેળવે છે: ઇંગ્લાંડથી આવેલા સમાચાર સાંભળવા હું જીવી શકું એમ નથી; પણ પસંદગી ફોરટિનબ્રાસની થશે એવી આગાહી હું કરૂં છું; મારો મરતો મત હું એને આપું છું: નાના મોટા બધા બનાવો કે જેને લીધે મારે આમ કરવું પડ્યું છે તે સહીત એને એ કહેજો. બાકીનું બધું શાંત. ( મરી જાય છે ).

**હોરે:**—હવે કુલીન હ્રદય ફાટી પડે છે. સલામ, પ્રિય કુમાર, અને ફિરસ્તાઓનું વળાવું ગાતું ગાતું તારી શાંતિ સુધી સાથે રહેજો ! પડઘમ આ તરફ શા માટે આવે છે ? ( અંદર કુચ ).

( ફોરટિનબ્રાસ, અંગ્રેજ એલચીઓ અને બીજાઓ પ્રવેશ કરે છે. )

**ફોર:**—ક્યાં છે આ દેખાવ ?

**હોરે:**—તમારે શું જોવું છે ? શોક અને અજાયબી જોવાં હોય તો વધારે તપાસ મૂકી દો.

**ફોર:**—આ મૃત દેહોનો ઢગલો ઉત્પાતનો પોકાર કરે છે. અરે મગરૂર મૃત્યુ, તારી અવિનાશી ગુફામાં કઇ જ્યાફત તૈયાર થાય છે કે આટલા બધા રાજવી મનુષ્યોને આમ ક્રુર રીતે તેં એક ધાએ મારી નાંખ્યા ?

---

૧ સ્વર્ગના આનંદની.

**પ્રથમ એલચી:**—દેખાવ ગમગીન છે; અને ઇંગ્લાંડના અમારા સમાચાર હવે કાંઇ કામના નથી: જે કર્ણોએ અમારૂં સાંભળવાનું હતું તે હવે નિર્જીવ થયા છે. એમની આજ્ઞા પાળવામાં આવી છે: રોઝનક્રાંઝ અને ગીલ્ડનસ્ટર્ન ગતપ્રાણ થયા છે એમ કહીએ તો પણ અમારો ઉપકાર હવે કોણ માનનાર છે ?

**હોરે:**—તમને શાબાસી આપવાની તેમના મુખમાં જીવનશક્તિ હોત, તોપણ તે મુખથી એ બનત નહિ: તેમના મૃત્યુને માટે એમણે આજ્ઞા જ કરી નહોતી. પરંતુ આ ક્રૂર બનાવ બન્યા તે વખતે જ બરાબર જ્યારે તમે આવો છો–તમે પોલાંડના વિગ્રહમાંથી અને તમે ઇંગ્લાંડથી–તો સૌ જોઇ શકે એવા ઉંચા સ્થળે આ શબોને રખાવવાનો હુકમ કરો, અને આ બધું કેમ બનવા પામ્યું છે તેથી હજી સુધી અજ્ઞાત રહેલા લોકોને તે મને જણાવવા દો. અને વિષયી, ક્રૂર અને અમાનુષી કાર્યો, સમજ–ફેરથી થએલી ભૂલો, પ્રાસંગિક મરણો, સંજોગોને વશ થતાં ચતુરાઇએ જે મરણ નીપજાવ્યાં તે, અને તેમાં ઉદ્દેશ સમજવામાં જે ભૂલ થઈ છે તે, યોજના યોજનારના મસ્તક ઉપર જ પડી છે તે–આ સઘળું જેવું બન્યું છે તેવું જ હું તમને કહીશ.

**ફોર:**—ચાલો, અમીર ઉમરાવોને બોલાવી ત્વરાથી આપણે તે સાંભળીએ: મારા સંબંધમાં, હું દીલગીરીથી મારા ભાગ્યને ભેટું છું. આ રાજ્ય પરત્વે મારા કાંઇક હકો સ્મૃતિમાં છે; અને હાલના સંજોગો તે લેવા મને નિમંત્રણ કરે છે.

**હોરે:**—એ બાબત પણ મારે બોલવાનું છે; અને તેના મુખે બોલાયું છે તેથી બીજા વધારે પણ તેમાં ભળશે: પરંતુ મેં કહ્યું તે પ્રમાણે તુરત જ થવા દો, જોકે હજી માણસોનાં મન ઉશ્કેરાએલાં છે તોપણ; નહિતો રખેને કાવતરાં અને ભૂલોને લીધે કદાચ વધારે અનિષ્ટ બની જાય.

**ફોર:**—હેમ્લેટને, શૂરવીર સૈનિકની માફક, ચાર કપ્તાનો ઉંચા આસને લઈ જાઓ; કારણકે વખત આવ્યો હોત તો પોતે ખરા બાદશાહી વંશનો છે એમ ઘણું કરીને એ સિદ્ધ કરી આપત: અને તેના સ્વર્ગવાસ માટે, સૈનિકનું સંગીત અને લડાઇની ક્રિયાઓ ઉચ્ચ સ્વરે પોકારો. લઇ લ્યો શબો; આવો દેખાવ રણભૂમિને ઘટે છે; પરંતુ અહીં તો બહુ અસ્થાને છે. જાઓ, સિપાઇઓને અવાજ કરવા કહો.

( મૃત્યુ–કુચ. શબોને લઇ બધા જાય છે. તે પછી તોપના અવાજ થાય છે. )

( સમાપ્ત. )